# ગુજરાત શાળાપત્ર પુ. ૬૫ મુ.

## સને ૧૯૨૬.

## અનુક્રમણિકા.

નંબર. વિષયાનુક્રમ

### સામાન્ય વિષયો.

### શિક્ષણ.

## સાહિત્ય અને ભાષા, વ્યાકરણ ઈત્યાદિ



## ઇતિહાસ અને ભૂગોળ.



## ચિત્રકામ, હસ્તઉદ્યોગ ઇત્યાદિ

## વિજ્ઞાન, સૃષ્ટિનિરીક્ષણ ઇત્યાદિ.



### પરચુરણ.



### શુદ્ધિ પત્રક.



### સરકારી ઠરાવો, યાદીઓ, જાહેરખબરો વગેરે.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ ] જાન્યુઆરિ, સને ૧૯૨૬ [ અંક ૧ લો.

## ચીફ સ્કાઉટ નેક નામદાર ગવર્નર સાહેબનો નુતન વર્ષનો મુંબઇના સ્કાઉટોને સંદેશ.

---

સ્કાઉટની ચળવળના દરેક સભ્યને નવુ વર્ષ આનંદ અને આબાદીમાં જવાનું ઇચ્છાની મને આ ફરીથી બીજી તક પ્રાપ્ત થાય છે, અને મને વિશ્વાસ છે કે આ નવા વર્ષમા તમારામાનો દરેક કમિશ્નર, દરેક સ્કાઉટ માસ્તર, પેટ્રોલ લીડર, સ્કાઉટ રોવર અને કબ પોતાની શકિત અનુસાર મદદ કરવા ચુકશે નહિ, અને એમ કરી તેમની પોતાની આબાદી અને ચઢતી કરશે

નવા વર્ષારંભને દિવસે કરેલા કામોનો હિસાબ કરી કરવાના કામની દિશા ઠરાવવામા આવે છે આ દિવસે હું તમારા મુખ્ય સ્કાઉટ તરીકે તમને સૂચવું છુ કે તમે સર્વ હિંદુસ્તાનભર અને બહાર બીજા દેશોમાના સ્કાઉટોને તમારી બંધુતાની અને એકમેકની સેવા કરવાની ભાવના વ્યક્ત કરશો અને તેમનું નવુ વર્ષ સુખમા જાય એવી આશા પ્રકટ કરશો

આ ઇલાકાના તરુણોને માટે અત્યંત સ્વાર્થત્યાગપૂર્વક સેવા કરનાર કમિશ્નર અને સ્કાઉટ માસ્તરોનો હુ અંત:કરણપૂર્વક આભાર માનું છુ-

એ અત્યંત મહત્ત્વના સવાલ-માટે તેઓ તેમની સેવા વધારશે એવી મને આશા છે.

આટલા નાનપણમાંજ નેતા થવાની કળા શીખવાની તક મળેલી એવા પેટ્રોલ લીડરો! તમે તમારૂ કામ એ પ્રમાણેજ ચલાવી અને તમારા ઉદાહરણે બીજાને તમારે રસ્તે ચાલવાને ઉત્તેજિત કરજો એવી મને આશા છે. દૂરદર્શી અને સ્વાર્થત્યાગી નેતાઓની તમારા દેશને જરુર છે. સ્કાઉટના જેવુ ઉદાત્ત ધ્યેય સેવનારાઓથી વધારે સારા નેતાઓ આપણને મળી શકે એમ નથી એવો મારો મત છે.

સ્કાઉટો! યુવાનીમા જેટલુ શીખાય તેટલુ શીખી લેવાનો એવો મારો તમને આગ્રહપૂર્વક ઉપદેશ છે શરીર અને મન શુદ્ધ રાખો. તમારી વયના છોકરાઓએ જે વિશિષ્ટ રીતે શીખવું જોઇએ તેની રીતે શીખીને સેવા અને આજ્ઞાપાલકપણાનો ધડો આપતી આ ચળવળનો બને એટલો ફાયદો લો.

જગતની સુધારણામા સ્કાઉટની ચળવળ અગત્યનો અને ઉમદા ભાગ ભજવે છે એવી પાકી માન્યતા ઉપર હું પોતે આવ્યો છુ; તેથી-આ સ્કાઉટ રાષ્ટ્રસંઘની ચળવળમા જેઓ રસભર્યો ભાગ લે છે. તેમને મારૂં એજ કહેવુ છે કે તેમણે હાલ પ્રમાણેજ અથવા એથી પણ વધારે વ્યક્તિગત ભાગ લેવો

જેઓ પ્રગતિ અને ઉન્નતિને ચાહે છે તે લોકો સ્કાઉટિંગ પ્રતિ મિત્રભાવ રાખશે તે મિત્રભાવ અને મદદ મુંબઈ ઇલાકામાંથી ઝટક ઉદાર હાથે અને કોઈપણ જાતના સંકોચ વગર આવી મળશે એવી મને પાકી આશા છે.

હું તમને ૧૯૨૬ ના વર્ષમાં સુખ, આબાદી અને સારૂં ભવિષ્ય મળશે એવું ઇચ્છુ છું.

તા ૧ લી જાન્યુઆરિ, ૧૯૨૬ } (સહી) લેસ્લી વીલસન<br>ચીફ સ્કાઉટ (મુંબઈ ઇલાકો)

# ગુજરાતી શાળાઓના શિક્ષકો માટે સૂચનાઓ

ગુજરાતી શાળાઓના શિક્ષકોના સામાન્ય ઉપયોગ અર્થે આ સૂચનાઓ તૈયાર કરવામાં આવી છે.

આ સૂચનાઓ માત્ર સૂચનારૂપજ ગણવાની છે, આદેશરૂપ નથી; કારણકે શિક્ષણમાં અમુક પદ્ધતિ અનુસરવી કે બીજી તેનો નિર્ણય વિદ્યાર્થીઓની ઉમર, સ્વભાવ, અને વિકાસના પ્રમાણમાં કરવાનો છે. શિક્ષણના સિદ્ધાંતો અને પદ્ધતિઓ યન્ત્ર માફક અમલમાં મૂકાવવાને સૂચનાઓને સ્થાનજ ન હોય.

## બાળવર્ગ.

જે બાળકો ઘેર અથવા અન્ય સ્થળે કોઈ પણ પ્રકારનું શિક્ષણ મેળવ્યા વિના શાળામાં પહેલવહેલાં દાખલ થાય તેમને બાળવર્ગમાં નક્કી કરેલા અભ્યાસક્રમ મુજબ શિક્ષણ આપવું. બાળવર્ગનો અભ્યાસક્રમ માત્ર ઘણી નાની વયનાં એટલે પાંચથી સાત વર્ષનાં બાળકો માટે યોજેલો છે. સાત વર્ષથી મોટી ઉંમરનાં બાળકોને તેઓ જેમ બને તેમ જલદીથી પહેલા ધોરણમાં ચઢી શકે એવી રીતે શિક્ષણ આપવું.

બાળવર્ગનાં છોકરાંને સવડ ખાતર બે ભાગમાં વહેંચી નાખવાં:- (અ) જેઓને શાળામાં આવે પુરા ત્રણ મહિના ન થયા હોય તેવાં અને (બ) જેઓ ત્રણ મહિનાથી વધારે મુદતનાં હોય તેવાં; આમ ભાગ પાડવા છતાં વર્ષ આખરે એટલે વાર્ષિક તપાસણી વખતે ૭ માસ અથવા તેથી વધારે મુદતનાં સઘળાં બાળકો એક હારમાં આવી જાય અને પહેલા ધોરણમાં ચઢવા લાયક થાય એ જોવું. બાળકોને બાળવર્ગમાં એક વર્ષ કરતાં વધુ મુદત કદી પણ પડી રહેવા દેવાં નહિ.

બાળવર્ગ બુદ્ધિશાળી, અનુભવી, અને પ્રેમાળ શિક્ષકને સોંપવો, અને ત્યાં સુધી તાલીમ પામેલા (ટ્રેન્ડ) શિક્ષકનેજ. જેમ બાળકો નાનાં તેમ શિક્ષક વધુ કુશળ ને ચતુર હોવો જોઈએ.

બાળવર્ગના પાઠો ટુંકા રાખવા. નાનાં બાળકો વધુ વખત સુધી કોઈ પણ વિષય પર લક્ષ આપી શકતાં નથી તે કારણથી તેમના પાઠ ૨૫–૩૦ મિનિટથી કદી પણ વધારે લાંબા રાખવા નહિ. વળી પાઠોમાં વચ્ચેવચ્ચે ગીત, રમત, કવાયત, આરામ વગેરે રાખવાં. એમ કરવાથી બાળકની સ્વપ્રવૃત્તિ જે બાળજીવનનું આવશ્યક લક્ષણ છે તેને પૂર્ણ વિકાસ પામવાનો અવકાશ મળી શકશે બાળકોને દર બીજા પાઠને અંતે એટલે આશરે કલાક પછી દશ મિનિટની રજા આપવી, અને બીજી મોટી વયનાં બાળકો કરતાં એકાદ કલાક પહેલાં તેમને નિશાળમાંથી છોડી મૂકવા, તેમનું કામ પણ એકાદ કલાક મોડું શરૂ કરવું, પણ તેમને શિક્ષણ નિયમપૂર્વક આપવાની જરૂર નથી.

બાળવર્ગને બીજા વર્ગોથી અલગ બેસાડવો, જેથી કરીને બીજા વર્ગોમાં નિયમપૂર્વક અપાતા શિક્ષણથી તેમને છૂટથી હરવાફરવામાં અને રમતગમત કરવામાં કોઈ પણ પ્રકારે રોકાણ થાય નહિ.



# યુવક વીર ( Rover Scout ) ને કરવાનું મનન



બાલવીર સૈન્યમાં ૧૧ થી ૧૬ વર્ષ સુધીના છોકરાને દાખલ કરાય છે તેથી મોટી ઉંમરનાને જો તે સંસ્થામાં જોડાવું હોય અથવા બાલવીરને ૧૬ વર્ષ પુરાં થાય તો તેને જો સંસ્થામાં ચાલુ રહેવું હોય તો તેને યુવકવીર તરીકે સૈન્યમાં લેવામાં આવે છે. જિજ્ઞાસુ યુવક પહેલાં બાલવીરના નિયમો શીખે અને થોડોક વખત ઉમેદવાર તરીકે સૈન્યમાં રહીને તે નિયમો પાળે પછી યોગ્ય જણાયે તેને સૈન્યમાં યુવકવીર તરીકે સ્વીકારવાની ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયાના બે ભાગ છે. પહેલો ભાગ મનન અને બીજો ભાગ દીક્ષા. આમાંથી મનન માટેની પ્રશ્નાવલિ દરેક મનુષ્યને પણ ઘણીજ વિચારવા યોગ્ય છે એમ ધારી તે અત્રે આપી છે. વીરશિક્ષક જીજ્ઞાસુ યુવકને મનન માટે દીક્ષાના થોડાક દિવસ પહેલાં એક પ્રશ્નાવલિ આપે છે. તેને પોતાની મેળે એકલા એકાંતમાં જઈ શાન્ત ચિત્તે આ પ્રશ્નાવલિમાંના મુદ્દાઓ વાંચવાનું અને પ્રામાણિકપણે તેના જવાબ પોતાના મનને આપવા બનતો પ્રયત્ન કરવાનું સૂચવવામાં આવે છે. કદાચ આ મનન શાન્ત એકાન્ત ગામ બહારના ભાગમાં ઘણું લાભદાયક થાય. પણ તેમ ન બને તો પોતાને ઘેર કે યુવકવીર સૈન્યના વિરામસ્થાનમાં પણ તે મનન કરી શકે. પ્રશ્નાવલિ આપતી વખતે વીરશિક્ષક તેને સૂચના કરે છે કે "યુવક, આમાંનો દરેક મુદ્દો ખૂબ ધ્યાનથી સંભાળપૂર્વક બે વાર વાંચજે અને તારા મનમાં તે ઉપર શાન્તિથી બે ત્રણ મિનિટ વિચાર કરજે અને ત્યાર પછીજ બીજા મુદ્દા ઉપર જજે."

### મનન માટેના મુદ્દા

૧ જેમ જેમ મનુષ્ય મોટો થતો જાય છે તેમતેમ સમય વધુને વધુ ઝપાટાબંધ પસાર થાય છે. પ્રમાણમાં જોતાં જીવન ફક્ત ટુંક વખતજ ટકે છે અને ઝટ પુરૂં થાય છે. ખરેખર તેનો કદાપી કાલે અંત આવે—આજે રાત્રે પણ હું મૃત્યુ પામું.

૨ એ અરસામાં, પ્રભુએ મને જે અમુલ્ય મનુષ્ય દેહ આપ્યો છે તેનો હું સરસમા સરસ ઉપયોગ કરૂં છું ?

૩ એ જિંદગી, જેનો કશો હિસાબ ન ગણાય તેવાં કામ કરવામાં એટલે વ્યર્થ ગુમાવવામાં હું વ્યતીત કરૂં છું ?

૪ જે કર્મો કોઈ પણ પ્રાણીનું કાંઈ પણ ભલું ન કરે તે કરવામાં હું ગુંથાયેલો રહું છું ?

૫ બીજાં મનુષ્યોને સહાય કરવાનો પ્રયત્ન કર્યા કરતાં ફક્ત મારા પોતાના ઉપભોગ અથવા ધન પ્રાપ્તિ કે પગારના વધારા અર્થે મારા મનમાં ઘણું ખરૂં ચિન્તન કર્યા કરૂં છું ?

૬ મેં અત્યાર સુધીના મારા જીવનમાં કોને કોને સહાય કરી છે ?

૭ મેં કોને કોને અત્યાર સુધીમાં ઇજા કે નુકસાન કર્યું છે ?

૮ જનસેવા કરવામાં મને કાંઈ પગાર કે ઇનામ મળતું નથી, પણ તેથીજ તો તે કરવામાં હું સ્વતંત્ર મનુષ્ય બનું છું. કોઇ નોકરીઆત તરીકે મને રોકનાર માણસ માટે હું કામ કરતો નથી પણ પ્રભુપ્રીતિ અર્થે અને મારા અંતઃકરણના સંતોષ અર્થે સેવા કરૂં છું. એનો અર્થ એવો કે હું મનુષ્ય છું.

૯ સુખ પૈસાથી ખરીદી શકાતું નથી, પણ ગરીબમાં ગરીબ માણસ પણ તેની કમાણી કરી શકે.

૧૦ અલબત્ત કોઈ પણ રીતે મારે મારા ગુજરાનનાં સાધન તો મેળવવાંજ જોઈએ, પણ મારા ખાનગી ફુરસદના સમયમાં હું "સેવા" કરી શકું. મારે કયા પ્રકારની સેવા કરવી ?

૧૧ યુવકવીરસમિતિને "સેવા કરનારનાં બંધુ મંડળ" તરીકે ઓળખાવવામાં આવે છે, તેથી જો હું તેમા જોડાઉં તો, બીજી રીતે મને મળે નહિ તેવી ઘણા પ્રકારની સમાજસેવા કરવાની મને તક મળશે. જો હુ તેમા જોડાઉં તો તેમાં મને જે ગમ્મત પડે તે માટે હું તેમાં દાખલ થવાને આતુર છું કે તેમાં રહીને જે સેવા હું કરી શકું તે માટે ?

૧૨ તેમાં જોડાવા માટે મારામાં છોકરવાદીમાં જે કાંઈ કુટેવો દાખલ થઈ ગઇ હોય તે બધી મારે છોડી દેવી જોઈએ.

૧૩ મારામા શી શી નબળાઈઓ છે ? મારામાં કયા કયા દુર્ગુણો છે ?

૧૪ હું સંપૂર્ણ રીતે ઇજ્જતદાર, સત્યવાદી અને વિશ્વસનીય છું ?

૧૫ હું મારા પ્રભુ, રાજા, દેશ, મારા શેઠ, મારા હાથ નીચેનાં માણસો મારા મિત્રો અને મારા પોતાની જાતને વફાદાર છું ?

૧૬ હું સરળ સ્વભાવનો, આનંદી અને બીજાઓ તરફ માયાળુ છું ?

૧૭ હું મિતાહારી, શાન્ત, ઠરેલ, પવિત્ર જીવન ગાળનાર અને કાયા, વાચા અને મનથી પવિત્ર છું ?

૧૮ જ્યારે સંજોગો મારી વિરુદ્ધ હોય ત્યારે પણ હું સ્વાસ્થ્ય જાળવી શકું એટલું ધૈર્ય અને આત્મબળ મારામાં છે?

૧૯ મારે મારું પોતાનું અંતઃકરણ છે કે હું બીજાઓની સમજાવટને વશ થઈ જઈ તે મુજબ કરું એવો છું?

૨૦ મારું મનોબળ એટલું દૃઢ છે કે હું કેફી પદાર્થના સેવનની કે કોઈ બાળા કે સ્ત્રીને ઇજા કરવાની લાલચને કદી વશ ન થાઉં?

૨૧ મારી યોજનાઓમાં અને મેં માથે લીધેલાં કામોમાં મારી જાત કરતાં બીજાઓના ભલાનો વધુ વિચાર ખરેખર હું કરું છું?

૨૨ જો ઉપરની કેટલીક બાબતોમાં હું નબળો હોઉં તો તેમાં સુધરવાને માટે અને તે નબળાઈઓ દૂર કરવા માટે મારાથી બનતો બધો પ્રયત્ન કરવા અત્યારેજ અને આજ જગોએ હું નિશ્ચય કરું છું કે જેથી હવે પછી હું દુનિયામાં એક ખરેખરા મનુષ્ય તરીકે અને સારા દેશજન તરીકે બહાર પડું અને મારા દેશને ભૂષણરૂપ થાઉં.

વીર શિક્ષક, આ મનન માટે આપેલો સમય પૂરો થયે, ભાવી યુવકવીર ને મળે છે અને તેને પૂછે છે કે "તારે હવે મને કાંઈ પણ સવાલ પૂછવા છે? અને જો તું વીર સમિતિના યુવકવીર વિભાગનો હેતુ અને તેનું ધ્યેય બરાબર સમજ્યો હોય તો તેનો સભાસદ થવા હવે ઇચ્છા રાખે છે?"

જો જરૂર લાગે તો આ પ્રશ્નાવલિ ઉપર વધુ વિચાર કરવા માટે ઉમેદવારને બીજો વધુ વખત આપવામાં આવે છે. પછી જો તેની સંપૂર્ણ ઇચ્છા થાય તોજ તેને યુવકવીરની દીક્ષા અપાય છે. કોઈને પણ એમ ન લાગવું જોઈએ કે તેને વીરનાં વચનો લેવા માટે દબાણ કરવામાં આવ્યું છે. કારણ તે તદ્દન પોતાની રાજીખુશીની બાબત છે.

ઉપરની મનનની પ્રશ્નાવલિ જોકે યુવકવીર માટે તૈયાર કરવામાં આવી છે પણ મારાં શિક્ષક બંધુઓને પણ તે પોતાના જીવનમાં–પોતાના અંતઃકરણની તપાસ અર્થે અને પોતાના અંતરની પરીક્ષા અર્થે ઘણી ઉપયોગી થઇ પડશે એમ હું માનું છું.

ભોગીલાલ કેશવલાલ પટવા

---

# વલ્લભી રાજાઓની રાજ્યપદ્ધતિ



આપણા પ્રાન્તમા પ્રથમ ગુપ્ત વંશના રાજાઓ પછી વલ્લભીવંશના રાજાઓનુ રાજ્ય થયુ આ રાજાઓની રાજ્યધાની ભાવનગરની પાસે આવેલા હાલના વળા ગામ પાસે હતી. ચીનનો પ્રખ્યાત મુસાફર હિઉએનત્સંગ આ રાજાની કારકીર્દી વખતે આપણા પ્રાન્તમા આવ્યો હતો. તે વખતે આ રાજ્યનો વિસ્તાર ૧૦૦ (સો) ચોરસ માઇલ હતો તેમ રાજ્યધાનીના વલ્લભીપુર શહેરનો વિસ્તાર પાચ ચોરસ માઇલ હતો તે વખતે આ રાજ્યમાં ૬૦૦૦ (૭ હજાર) બૌદ્ધ સાધુઓ રહેતા હતા, અને માળવાના શિલાદિત્ય રાજાની કુવરીનો કુવર ધ્રુવપટુ નામનો રાજા રાજ્ય કરતો હતો, ને તે જૈનધર્મી હતો આ વંશનો મૂળ પુરુષ ભટાર્ક નામનો ગુર્જર હતો આ વંશમા એકદર ૧૯ રાજાઓ થયા, તેમા શિલાદિત્ય નામના સાત રાજા હતા. છેવટે અરબ લોકોએ આ રાજા ઉપર હલ્લો કરી રાજ્યધાનીનું શહેર લૂટ્યુ, અને રાજાને ઠાર મારી આ વંશની આખર આણી તેમની પછી દક્ષિણના ચાલુક્ય વંશના રાજાઓનુ રાજ્ય થયુ

વલ્લભી રાજાઓના વખતના તામ્રપટો ઉપરથી તે વખતની ગ્રામ સંસ્થા તથા જમીનની મહેસુલ વસુલ કરનારા મોટા અધિકારીઓ તથા બીજા તેવા નોકરી કરનારાઓની પદવીઓ વગેરેની હકીકત આ નીચે આપી છે તેથી જોવામા આવશે, કે તે વખતે પણ રાજાઓ પોતાની પ્રજા માટે કાળજી રાખી, દરેક ખાતાનો બંદોબસ્ત અને વ્યવસ્થા નિયમસર રાખતા હતા અને તેથી લોકોના જાનમાલનું રક્ષણ થઈ, તેમની આબાદી અને શાંતિ જળવાઇ રહી, તેમાં વૃદ્ધિ થતી હતી

૧ આયુક્તક } સરકારે નીમેલા અધિકારીઓ
૨ વિનિયુક્તક }

૩ દ્રાંગિક—શહેરનો (દ્રાગ) અધિકારી

૪ મહત્તર—ગામનો મુખ્ય અધિકારી મરાઠી શબ્દ 'મ્હાતારા' આ શબ્દ ઉપરથી જ નીકળેલો છે

૫ ચાટ્ભટ—ચાટ (લબાડ, લુચ્ચા) લોકને પકડવા માટે નીમાયેલા ભટ (સિપાઈ) હાલના વખતના પોલીસ સિપાઈ

૬ ધ્રુવ—ગામના હિસાબ અને દફતરનું કામ કરનારો કાયમી નોકર. આ નોકરી વંશપરંપરાની હતી. એને મળતો આવતો આપણો હાલનો તલાટી, અથવા દક્ષિણનો કુળકર્ણી કહી શકાય. રૈયત પાસેથી સરકારી અધિકારી યોગ્ય રીતે વસુલાત વસુલ કરે છે કે નહિ, તે તપાસવાનું કામ તેનું હતું. કચ્છમાં કુળકર્ણીને હજુ પણ ધ્રૂ અથવા ધ્રુવ કહે છે. નાગરોમા તેમ મોઢ વગેરે કેટલીક જાતના વાણિયાઓમાં ધ્રુવ ઉપનામ (અવટંક) હજુ પણ છે.

૭ અધિકરણિક—મુખ્ય ન્યાયાધીશ.

૮ દંડપાશિક—મુખ્ય પોલીસ અધિકારી, અથવા અપરાધીઓનો વધ કરાવનારો મુખ્ય અમલદાર.

૯ ચૌરોદ્ધરણિક—ચોર લોકને પકડનાર નોકરો.

૧૦ રાજસ્થાનીય—પરરાજ્ય સંબંધી વ્યવહાર કરનારો અધિકારી. કેટલાંક દેશી રાજ્યોમા હાલનો સરહદી શીરસ્તેદાર.

૧૧ અમાત્ય—પ્રધાન અથવા મંત્રી. કારભારી, દિવાન.

૧૨ અનુત્પન્નાદાન સમુગ્રાહક—ગામડાંની બાકી રહી ગયેલી જમીનની વસુલાત વસુલ કરનારા અધિકારી.

૧૩ શૌલ્કિક—જકાત ખાતાનો મુખ્ય અમલદાર.

૧૪ ભોગિક ઉર્ફે ભોગોદ્ધરણિક—જમીનની ઉપજનો રાજાનો છઠ્ઠો ભાગ વસુલ કરનારો અધિકારી. ભોગ શબ્દ હજુ પણ કાઠિયાવાડમાં પ્રચલિત છે.

૧૫ વર્ત્મપાળ—રાહદારી, મુખ્ય મુખ્ય રસ્તાના ચોકીદારો. ૧

---

૧ કેટલાંક દેશી રાજ્યોમાં હજુ પણ આવા વર્ત્મપાળ (ચોકીદારો) હોય છે. તેમને દરબારથી પસાયતાની જમીન ( કર ન ભરવો પડે તેવી જમીન ) મળેલી હોય છે. તે વિના તેઓ રસ્તે જતા આવતા મુસાફરો પાસેથી દરેક મુસાફર દીઠ એકેક પૈસો લીધા વિના જવા દેતા નથી. રસ્તા ઉપર આવી બહુ ચોકીઓ હોય છે તો તેઓમાથી દરેક ચોકીવાળો પોતાની હદમાથી બીજાની હદમા મુસાફરને સહી સલામત મૂકી આવે છે. આવી રીતે દરેક ચોકીદાર પોતપોતાની હદ સુધી જઈ છેવટનો ચોકીદાર તેને નિર્ભય સ્થળે પહોચાડે છે. રસ્તામા કોઈ રાહદારી લુટાય તો જેની હદમા તે લુંટાયો હોય તે ચોકીદારને રાહદારીના ગયેલા માલનુ નુકસાન પોતાના પદરથી ભરી આપવુ પડે છે.

૧૬ પ્રતિસરક—અંતરો અને ગામની રાતે ચોકી કરનારા હાલના હવાલ-
દારો કેટલાંક મોટાં ગામની સીમની હદ બહુ મોટી હોય છે.
તો ગામ લોકો પોતાના પદરના પૈસા આપી જુદા હવાલ-
દારો રાખે છે.

૧૭ વિષયપતિ—સુબેદાર.

૧૮ રાષ્ટ્રપતિ—પ્રાંતના મુખ્ય અધિકારી.

૧૯ ગ્રામકૂટ—ગામનો મુખ્ય અધિકારી[૨]

લુણાવાડા — છગનલાલ વિદ્યારામ રાવળ
પેન્શનર મહેતાજી,

(૨ રા. બ. મનોહર વિષ્ણુ કાથવટેના મરાઠી ઇતિહાસ ઉપરથી.)

---

## મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ
### વાર્ષિક પરીક્ષા,
### પહેલું વર્ષ, સને ૧૯૨૫.

શિક્ષણ. ગુણ.

ટીપઃ—પહેલા જૂથમાંથી ત્રણ સવાલોના ને બીજા જૂથમાંથી બે સવાલોના જવાબ આપવા.

જૂથ अ.

૧. શિક્ષણ શાસ્ત્ર પણ છે અને કળા પણ છે શી રીતે તે વિસ્તારથી સમજાવો. ૨૦

૨. શિક્ષકને તેના ધંધા માટે તાલીમની શા માટે જરૂર છે? અને તાલીમ લીધેલા અને તાલીમ વિનાના શિક્ષકમાં શું તફાવત છે તે દર્શાવો. ૨૦

૩. એક ગામડાની નિશાળમ સંખ્યા તથા હાજરી ઓછાં અને અનિયમિત હોય અને લોકો કેળવણીમાં પછાત હોય તો નિશાળ આબાદ કરવા તમે શું કરશો? ૨૦

૪. પાઠ આપતી વખતે શિક્ષકમાં સામાન્ય રીતે કયા કયા દોષો ન આવવા જોઈએ તે વિસ્તારથી બતાવો. ૨૦

જૂથ ब.

૫. બાળવર્ગમાં આંકની શરૂઆત કેવી રીતે કરશો અને વિષયમાં રસ ઉત્પન્ન કરી તે કેવી રીતે શીખવશો તે કોઈ દાખલો આપી સમજાવો. ૨૦

૬. તમારી નિશાળમાં તમારે બાળવર્ગ અને બીજું ધોરણ ૨૦ એક સાથે શીખવવાનાં છે તેને માટે વખતપત્રક બનાવો.

૭. બીજા ધોરણમાં બિલાડી વિષે પાઠ શીખવવાને છે ૨૦ તેની નોંધ કાઢો.

૮. પહેલા ધોરણમાં ચિત્રકામ માટે કઈ કઈ વસ્તુઓ પસંદ ૨૦ કરશો અને તે કેવી રીતે શીખવશો તે એક દાખલો આપી સમજાવો.

( જરૂર પડે તો ચિત્રો દોરવાં. )

---

## બીજું વર્ષ

## શિક્ષણ

ગુણ

ટીપઃ—ગમે તે પાંચ પ્રશ્નના જવાબ આપવા.

૧. એક શિક્ષક પોતાના વર્ગને થોડો વખત રમત શીખવી તે વર્ગની ટુકડી પાડી બાળાઓને પોતાની મેળે ટોળીમંધ રમવા દે છે અને બીજા શિક્ષક આખો વખત પોતે દેખરેખ રાખે છે ને વખતોવખત સૂચના કર્યા કરે છે તો તે બેમાંથી ક્યાં વર્ગને માનસિક અને શારીરિક ફાયદો વધારે થશે તે કારણસહિત સમજાવો. ૨૦

૨. હસ્તકામ એ એક જુદો વિષય છે કે બીજા વિષયને સરળતાથી શીખવવાની એક રીત છે તે કારણોસહિત સમજાવો. ૨૦

દીવાળીનો પાઠ શીખવવો હોય તો જે ચિત્રો તમે બીજા ધોરણની બાળાઓ પાસે દોરાવશો તે તમે દોરી દેખાડો.

૩. કેવા શિક્ષક શાળામાં વધારે પ્રિય થઇ પડે ને તેમના હાથનીચેના બાળકોને તેમનાથી વધારે લાભ થાય ? ૨૦

શારીરક શક્તિ બહુ હોય તેમનોજ દાબ બાળકો ઉપર બહુ પડે એમ તમે માનો છો ? જવાબનાં કારણો લખો.

૪. નીચેના પ્રશ્નો તમને એક પહેલા ધોરણની બાળા પૂછે અને બીજી એક પાંચમા ધોરણની બાળા પૂછે તો તેમને તમે શા જવાબ આપો તે લખો ને જો તેમાં કંઇ તફાવત હોય તો તેવો તફાવત કેમ રાખ્યો છે તે કહોઃ— ૨૦

(અ) ઝાડપરથી પાકી લીંબોડીઓ નીચે કેમ ગરી પડતી હશે?

(બ) સવારે તારા ક્યાં જતા હશે ?

૫. ડાંગેરને વિષે બાળાઓને સંપૂર્ણ જ્ઞાન આપવું છે તો તમે તેમને કયે કયે સ્થળે ફેરવવા લઇ જશો ને ત્યાં જઈ તમે તેમને શું દેખાડશો ? ૨૦

૬. ત્રીજી અને પહેલીના બન્ને વર્ગો તમારે શીખવવાના છે તો તમે એવું વખતપત્રક બનાવો કે બન્ને વર્ગમાંની બાળાઓ કંટાળી જાય નહિ અને કામમાં વળગેલી રહે. ૨૦

૭ ૧૪૮૭+૯૩ સરવાળો $\begin{array}{r}૧૪૮૭\\ ૯૩\\ \hline\end{array}$ } મૂકીને કરવામાં આવે છે ને

$\begin{array}{r}૧૪૮૭\\ ૯૩\\ \hline\end{array}$ } એમ મુકીને નથી કરવામાં આવતો તેનું કારણ

બાળાઓને બરાબર સમજાવવું હોય તો તમે શું કરશો ? આ વાત સમજાવવામાં તમને હરકત પડે નહિ તે માટે તમે નોંધ કાઢો. ૨૦

---

## ત્રીજું વર્ષ

### શિક્ષણ

ગુણ.

ટીપઃ—પહેલા ત્રણ સવાલ ફરજીઆત ને બાકીના સાતમાંથી કોઈ પણ ચારના જવાબ લખવા.

૧. તમારા તાબામાં એક કન્યાશાળા છે. તેમાં બાળવર્ગને ૭ ધોરણો છે. તમે હેડમિસ્ટ્રેસ છો ને તમારા તાબામાં એક બીજા તથા એક પહેલા વર્ગના ટ્રેન્ડ આસિસ્ટંટ છે. તે નિશાળમાં ૮૯ કન્યા છે. તેમની ધોરણવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ–બાળવર્ગમાં ૩૫, ધો. ૧ મા ૨૦, ધો. ૨ માં ૧૨, ધો. ૩ માં ૮. ધો. ૪ માં ૮ ધો. ૫ માં ૪, ને ધોરણ ૬ માં ૨ એ આખી નિશાળને માટે એક વખતપત્રક બનાવો, ને તેમા દરેક વર્ગમાં દરેક શિક્ષણનું કામ બતાવો. ૪૦

૨. ત્રીજા ધોરણમાં એક કેરી ચીતરતાં શીખવવાનો પાઠ આપવાનો છે. તો તે પાઠને લગતી નોંધ કાઢો; ને બાળકો પાસે તે ચીતરાવવાને ક્યાં સાધન વાપરશો. ને વપરાવશો ? ૩૦

૪. સરકારી વાચનમાળાથી ૩ જી ચોપડીમાં ૨૯ મો પાઠ શીખવવો છે. તેને લગતી નોંધ તૈયાર કરો ( વાચનની જોઈતી બુકસ સ્કૅાલરને આપવી. )

૪. કોઇ પણ પાઠ શીખવતાં પહેલાં શિક્ષકને તૈયારી કરવાની શી જરૂર છે? તૈયારી ન કરે તો શી શી હરકતો નડશે? કયા પ્રકારની તૈયારી કરવાની શી જરૂર છે? શિક્ષક કૉલેજમાંથી નીકળે તે પછી અભ્યાસ કરવાની જરૂર છે કે નહિ? એ વિષે તમારા વિચાર કારણસહિત જણાવો.

૫. તમારી કન્યાશાળામાં સીવણ ને વેતરવાનું શીખવવાનું છે. હાલના ધોરણમાં જે જે કપડાં બનાવવાનાં સૂચવ્યાં છે તે કરતાં જુદી ગોઠવણ કરીને ધોરણ પહેલાથી છઠ્ઠા સુધી ઘરમા ખરેખર ઉપયોગી થઇ પડે એવા ધોરણો બાંધી આપો.

૬. કસરત એટલે શું? કન્યાશાળામાં તે વિષય શીખવ.ની તમને જરૂર લાગે છે? જો જરૂર જણાય તો કયા ધોરણોમા શીખવશો ને તે વિષયમાં રસ પડે તે માટે શા શા ઉપાયો લેશો ને કયાં કયા સાધનો વાપરશો?

૭. તમારી નિશાળમા બાળવર્ગને વાર્તા, ડ્રૉઇંગ, સૃષ્ટિજ્ઞાનના પાઠ, રમત તે કસરતમા જે કઇ શિખવો, તેનું ટિપ્પણ કરો.

૮. ગામડાની નિશાળના શિક્ષક તરીકે કામ કરવામાં જે ફાયદા અગર ગેરફાયદા થતા હોય તે લગભગ પદર લીટીમા જણાવો.

૯. સરળ ને સ્પષ્ટ વાચન શીખવાને માટે બાળવર્ગથી છઠ્ઠા ધોરણ સુધી કઈ પદ્ધતિપર શિક્ષણ આપશો તેનો ધોરણવાર ક્રમ જણાવો. શિક્ષા કેવા ગુના માટે કરવી જોઇએ, ને તે કયા રૂપમાં કરશો? નાની ઉંમરના શિક્ષકો શિક્ષા આપી શકે કે નહિ તે સંબંધમાં તમારી નિશાળમાં શા ધારા રાખશો?

---

## બકુલ

છંદ શાર્દૂલવિક્રીડિત.

ધારેછે બહુ પોષતી તુ ધરણી દુષ્ટો અતિ પીડતા,<br>
દીસે મજ્જન શુષ્કને વિરલ કો ગૌની પીડા ફેડતા.<br>
કેવા કંટક કાકડા જ્યહીં પડયા ત્યાં ફાલતા આ દીસે,<br>
ખૂણામાં પડિયુ બકુલ તરુ કો સહુ સુવાસો ભરે.

(રા. પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટકૃત "કાવ્યગંગ"માંથી એક અવતરણ)

---

# ગુજરાત ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

મનહર છંદ.

આદરે અભ્યાસ દીસ, શ્રમથી ઉદાસ થાય,
પ્રથમ પીછાને પ્રૌઢ, ચઢવો પહાડ છે.
કડવો લાગે કે કાં તો, ખરૂં દીન ખાટું થાય,
શ્રમ પરિશ્રમ તણો, પ્રથમ વદાડ છે
છે તો છાયા સુખકારી, શિતળતા વળી શુદ્ધ.
લાયક થયા પછી, લાખેણા ઘણા લાડ છે
દાખે દલપત એજ દાખલો દેખાડવાને
ઝુકી રહ્યાં, આમલી ને લીમડાના ઝાડ છે *

## વાઘછીપામાં ખેતી શિક્ષણ

તન મનની શક્તિઓ ખીલવવી અને જીવનનિર્વાહ માટે યોગ્ય તાલીમ આપવી એ કેળવણીનો પ્રધાન હેતુ છે.

હાલની કેળવણી પામેલો મનુષ્ય શારીરિક મહેનતના કાર્ય કરવામાં બહુધા નામોશી સમજે છે સાધારણ પરીક્ષા પસાર કરનાર પણ આ માન્યતા ધરાવે છે. થોડા પગારની નોકરી કરી મોંઘવારીથી જમાનાને પહોંચી ન શકવાથી પસ્તાવા સાથે દુઃખમય જીવન વ્યતીત કરવાનો સમય ઉપસ્થિત કરે છે. ખેડુતના ભણેલા છોકરાઓ જાતમહેનતના ધંધામાં નહીં પડી ગામ તજી શહેરમાં અથવા ખેડુત મટી નોકરીઆત થવામા કે વ્યાપારમા પડવાની ઇચ્છા રાખે છે. પરિણામે કવચિતજ બીજા ધંધામાં ફાવે છે ખેતી 'કરે તો જાતે કામ કરવાને બદલે મજુરો ઉપરજ આધાર રાખી દુર્લક્ષ રાખે છે. હાલના ખેડુતો મોટે ભાગે આવા સસ્કારવાળા હોવાથી ખેતી ધનનો નાશ કરનાર ધંધા તરીકે અનુભવી "જેવી વાસના તેવુ ફળ" ભોગવી રહ્યા છે. કોઈ પણ ધંધો ઉત્તમ જ્ઞાન અને સખત લાગણી વિના સારો થઈ શકતો નથી તેમાં પણ ખેતી જેવો પવિત્ર અને ઉચ્ચ ધંધો ખત, ઉત્સાહ, ઉદ્યમ અને પૂર્ણ પ્રેમ વિના સારો થતો નથી. જો કે હાલ ગમે તેવો માણસ ખેતી તો કરે છે પણ તેમા જોઈતા લાભ તો કવચિતજ મેળવે છે દેવામાં પડી, પરાશ્રયી બની, નિરુત્સાહી થઈ દુઃખી

---

* કવિ દલપતરામ ડાહ્યાભાઇનું એક અપ્રસિદ્ધ કાવ્ય
મોકલાવનાર
રા. કૃષ્ણરામ ગણપતરામ ભટ્ટ (રિટાયર્ડ મહેતાજી
એ ઝાડ પૈકી લીમડાના ઝાડ કૉલેજના ભાગમા અદ્યાપિ ઝુકી રહેલ દષ્ટિગોચર થાય છે.

જીવન વ્યતીત કરે છે. ખેડુતના દીકરાઓને નાનપણથી સખત ઉદ્યોગની અને ખેતી ઉપર પૂર્ણ ભક્તિભાવ રાખવાના સંસ્કારની જરૂર છે. નોકરી કે વ્યાપાર કરતાં સારી રીતે થોડી પણ ખેતી કરવી ઉત્તમ છે, એ સમજાવવાની જરુર છે. આવું ન બને તે ખેતી માટે ઘણુંજ અગત્યનું છે, બીજા ધંધામાં તો એક દિવસનું જરા તરા આળસ ધારો કે નભી શકે પણ ખેતીમાં તો તક ગઈ કે આખું વર્ષ રે! આખી જીંદગી તેનું ફળ ભોગવવું પડે છે.

જુના અને અનુભવી મહેનતુ ખેડુનો આવા કારણથી સમજે છે, કે ભણેલો છોકરો ખેતી ઉપર સારૂં લક્ષ આપતો નથી; તેથી ખેતી માટે લાયક નથી. આ કારણથી ખેડુતના દીકરાઓને પ્રાથમિક કેળવણીમાંજ ખેતીના જ્ઞાન સાથે જાતમહેનતની ટેવ પડે, શારીરિક મહેનતમાં કોઈ મોટાઈ સમજે, ખોટી માન્યતા ન રાખે અને નોકરને બદલે ખેડુત થવામાં માન સમજે એવા સંસ્કારની જરૂર છે. બાળપણના સંસ્કાર જેવા ચિરઃસ્થાયી થાય છે, તેવા મોટપણે થતા નથી.

નામદાર સરકારે પચાસેક વર્ષથી ખેડુતોને યોગ્ય સલાહ, સાધન, બી, ખાતર અને ખેતી અંગની બીજી જરુરિઆતોની સગવડ માટે ખેતીવાડી ખાતું કાઢેલું છે. એ ખાતાના વિદ્વાન અમલદારો ગામે ગામ ફરી ખેતીની ઉન્નતિના માર્ગ બતાવે છે. છતાં હજુ અજ્ઞાન ખેડુતો એ ખાતાનો જોઈતો લાભ લેતા નથી એ દીલગીરી ભરેલું છે. કેળવણીના વધારા સાથે એ ખાતાના લાભો વધુ પ્રાપ્ત કરશે એવી આશા છે.

વળી ખેતી અને તેના અંગના જરૂરી ધંધાની ઉચ્ચ કેળવણી માટે કૉલેજ છે, પણ ગરીબ, ગામડાના અને થોડું ભણેલા ખેડુતોના દીકરાઓ એ કૉલેજનો લાભ મેળવી શકે નહિ તેથી વર્નાક્યુલર ભાષા મારફતે એ જ્ઞાન આપવાને સ્કૂલો કાઢવા માંડી છે. એ સ્કૂલોનુ તમામ ખર્ચ નામદાર સરકાર કરે છે. આ સ્કૂલો ઘણી પ્રિય નીવડી છે. એવી ઘણી સ્કૂલોની આ દેશમાં જરૂર છે: તેથી કેળવણીખાતા તરફથી પ્રાથમિક શાળાના ઉપલા ધોરણોમાં એ વિષયોનું જ્ઞાન આપવાની શરૂઆત થવા માંડી છે.

સને ૧૯૨૪ ના માર્ચ માસમાં ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબ બહાદુરે આ સ્કૂલની મુલાકાત લીધી. ત્યારે આ સ્કૂલમાં ખેડુતોનાજ છોકરાઓ હોવાથી અને પરગામના છોકરાઓ પણ આ સ્કૂલમાં ભણતા હોવાથી એ શિક્ષણ દાખલ કરવાને યોગ્ય જણાતાં આ

ગામના મદ્દગૃહસ્થ મિ મોતીભાઈ હીરાભાઈની જમીન ભાગથી રાખવાની કબુનાત લેવામા આવી અને જૂન, સને ૧૯૨૪ થી ખેતીનું શિક્ષણ દાખલ કરવામા આવ્યુ

**જમીન**—સ્કૂલથી એક ફર્લાંગ દૂર ખેતર છે, ખેતરની એક બાજુ પાસે થઈ મોટી સડક પારડીથી નાશિક જનારી આવી રહેલી છે જમીન બાગાયત તુનો થઈ શકે તેવી બેસર જાતની સારી છે જમીન વચ્ચે પાગે કુવો છે જેના ઉપર શરત મુજબ માલીકે રેંટ મુકી આપેલો છે.

**પાકો**—આ તાલુકાના ખેડુતોનો બીજા તાલુકા જોડે મળધ થોડો હોવાથી અહિ નહિ થતા પણ થઈ શકે તેવા સારા પાકો દાખલ કરવાની જરૂર જણાવાથી તેજ પ્રમાણે ગોઠવણ કરવામા આવી ખેતરના અગ્ર ભાગમા બાગ બનાવવામા આવ્યો છે, જેમા ફુલના અને શોભાના મળી શતા તમામ છોડા અને કળી રોપવામા આવ્યા છે, તેમજ અવલોકનના છોડા છોકરાઓને પ્લોટ સોપી વાવવામા આવ્યા છે ઔષધિની વનસ્પતિઓ પણ બાગમા રોપવામા આવી છે બાકીના તમામ ભાગમા પાકો કરવામા આવ્યા છે જમીનનો વિસ્તાર સાડાત્રણ એકર લગભગ છે

**સ્થાનિક તુલો**—ડાંગર નાગલી, કોદરા તુવર, વાલ, ચોળી, શાકભાજી, વેગણ મરચી તમાકુ અને બીજા આ ભાગમા થતા પરચુરણ તમામ પાકો કરવામા આવે છે

**પ્રયોગના પાકો**—કપાસ, જુવાર, બાજરી, મકાઈ, આદુ હળદર, સુરણ રતાળુ મગ સુવા, બટાટા, અને ભોયસીંગ કરવામા આવે છે

સ્થાનિક તુલો થવામા કાંઈ પણ હરકત આવી નહિ પણ વિસ્તાર વધારે હોવાથી કામને તક પ્રમાણે પહોચી ન શકવાથી ખેડુતોના કરતા ઉત્તમ પાક થવો જોઈએ તે કેટલાક પાકમા બન્યુ નહિ.

રોજજ વરસાદ હોય તેથી કરબનો ઉપયોગ બને નહિ અને જોઈતા સાહિત્યોની કેટલેક અશે પરાશ્રિત સ્થિતિથી તક સાધવામા મુશ્કેલી પડી છતા બનતી મહેનતે પરિસ્થિતિને અનુસરી થઈ શકે તેટલું સારૂ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો વધુ વરસાદ અને નીંદામણનું દુખ તો જેણે અનુભવ્યુ હોય તેજ જાણી શકે

શીયાળુ પાકો ઘણા સારા થયા અને પ્રમાણમા આવક પણ ઠીક થઈ, આ તાલુકામા એ પાકો ઘણા સારા થઈ શકે છે પાણીનું સાધન સારૂ હોવાથી આ પાકો વધુ થાય તેમ આવક સારી આવે છે

અખતરાના પાકો—મકાઈ, બાજરી, જુવાર, અને ભોયસીંગ, વરસાદથી સારા ન થઈ શકે એમ જણાવાથી આ વર્ષે માત્ર શીખવવા ખાતરજ દાખલ કીધા છે.

આદુ હલદર, સુરણ અને રતાળુ ઘણા સારા થયા અને જોનારાઓને સંતોષ આપી શકયાં તેમજ આવક પણ સારી થઈ

અનુભવે એમ જણાયુ કે આ તાલુકામા વધુ વરસાદને લઈ આદુનો પાક જાળવવો મુશ્કેલ છે તેથી આ વર્ષે શીખવવા પુરતોજ એ પાક કીધો છે, હલદર, રતાળુ અને સુરણ વધુ દાખલ કીધા છે આ તાલુકામા આ પાક ઉત્તમ થાય એમ છે, છતા ખેડુતો એ કરતા નથી એ દીલગીરી ભરેલુ છે રોપણીના ખર્ચાળ પાકમા બાર માસ વળગી રહે તે કરતા છ માસમા થોડા ખર્ચે વધુ આવક આપનારા આ પાકો કરવા જેવા છે, તે ખેડુતોને વખત જતા સમજાશે એવુ માનવુ છે

કપાસ :—આ પાક આ તાલુકામા નહિ હોવાથી કરવાની ખરી જરૂર હોવાથી આશરે અર્ધા એકર જમીનમા એ કીધા નીંદામણથી ત્રાસ તો ઘણો પડયો છતા વધુ શ્રમ લેવાથી છોડો સારા થયા ભેજવાળી જમીન અને હવા હોવાથી ઝીંડવા બરાબર ફુટયા નહિ છતા સંતોષકારક પાક થયો.

આવક ખર્ચ —જુન ૧૯૨૪ થી એક વર્ષમા આવક રૂા૦ ૧૪૫ ) થઈ જેમા જમીન માલીકને રૂા૦ ૧૦૮-૧૨-૦ ભાગે અને બાકીના રૂા૦ ૩૬-૪-૦ સરકારને ભાગે આવ્યા વર્ષ દરમ્યાન સરકારને ખેતરનું ખર્ચ રૂા૦ ૫૫-૮-૦ થયુ જો નીંદામણનો ત્રાસ ન હોત તો તો આવક ઘણી સારી થતે

ખાતર —શણ ખોળ, અને છાણીઉ ખાતર આ તરફ વપરાય છે છાણીઉ ખાતર પુષ્કળ હોવાથી અને એ સર્વ ઋતુમા સર્વ પાકમા લાભપ્રદ હોવાથી બનાવટી ખાતરની જરૂર પડી નહિ, તેમજ ઉત્તમ ખાતર છાણીઉ કાયમનો લાભ આપનાર હોવાથી એનોજ ઉપયોગ કરવાનુ યોગ્ય જણાયુ

શિક્ષણ —શરૂઆતમા પાચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમા પાચમા વિષયને બદલે ધોરણ પાચમાના ખેતીકોર્સમાંથી કૃષિવિદ્યા અને સૃષ્ટિજ્ઞાન

શીખવવુ શરૂ કર્યું અને ઑગસ્ટ માસથી મહેરબાન્ ડે. એ. ઈ. સાહેબની સૂચનાથી પાંચમા ધોરણમાં સંપૂર્ણ કૉર્સ દાખલ કરવામાં આવ્યો.

છઠ્ઠા ધોરણમાં પદાર્થપાઠને બદલે કૃષિવિદ્યા, સૃષ્ટિજ્ઞાન અને ખેતીની ભુગોળ. પાચમા ધોરણના ખેતી કોર્સની ચાલુ કરવામાં આવી.

સાતમા ધોરણમાં સામાન્ય કોર્સની વ૦ ફા૦ પરીક્ષાના ઉમેદવારો હોવાથી ખેતીના વિષયો છઠ્ઠા ધોરણ જેટલા અધિક વધારાના ચલાવવામાં આવ્યા. જો કે આથી વખતની સામાન્ય કોર્સમા ખોટ પડી છતાં અભ્યાસમાં જરા પણ ન્યૂનતા આવી નહિ. વધારાનો ટાઇમ લઈ સામાન્ય કોર્સ સપૂર્ણ કરવામાં આવ્યો અને સુરત વ૦ ફા૦ મા માતે સાત છોકરાઓ પસાર થયા તેમા આખા જિલ્લામા પહેલો અને ત્રીજો નમર અત્રેના વિદ્યાર્થીના આવ્યા એ ઘણાજ આનંદની વાત છે.

આ વર્ષે છઠ્ઠા ધોરણમાં પણ ગઈ સાલના છોકરાઓને સંપૂર્ણ ખેતીકોર્સ દાખલ થયો છે અને આવતા વર્ષે સાતમા ધોરણમાં દાખલ થશે.

ખેતીકોર્સમાં ઇતિહાસનો વિષય ન હોવાથી વાચનમાળાના પાઠો જેમાં પહેલા ભાગમા પણ ઐતિહાસિક હકીકતનો સબધ વધારે હોવાથી તે ચલાવતાં વધારે વખત સબધ જોડવા લેવો પડે છે.

વળી આ સ્કૂલમા પરગામના છોકરાઓ આવતા હોવાથી છઠ્ઠા, સાતમા ધોરણમાં આવનારાઓને ખેતીકોર્સના નવા વિષયો મૂળથી શીખ્યા વિના તેના તેજ ધોરણનો કોર્સ સંપૂર્ણ ચલાવી ન શકાય અને નીચલા ધોરણનો ખેતીનો જરૂરિઆત ભાગ તે ધોરણ જોડે ચલાવતાં બીજા વિષયના ટાઇમનો સબધ જોડતા મુશ્કેલી ઉભી થવાથી તેમને સામાન્ય કોર્સ ચલાવવો પડે છે, તેથી એક ધોરણમાં બન્ને ધોરણ પણ કરવાં પડયાં છે. વળી વાલીઓની મરજીને અનુસરી બને કોર્સમાથી ગમે તે સિખવવાની પણ છુટ રહેલી છે.

જમીનની ગોઠવણ—જમીન ગણોતે રાખવી કે આપે રાખવી તે પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. બને પ્રકારમા કેટલીક મુશ્કેલી તો ખરી પણ જો જમીન માલીક ઉદાર હોય અને જરૂરી સગવડની ગરજ હોય તો કેટલીક જોખમદારી અને અડચણ ઓછી નડે. અમે તે સંજોગમાં નક આપવાની ઘણીજ જરૂરની છે, અને યુક્તિથી કામ લેવાથી મગરૂર આપવાને વાધો ઘટાડાઝ આવે છે સગાની ખેતિંગ હાઉસ જેવી સંસ્થામા સઘળું આપન મૂલ્યનુ હોવાથી ઉત્તમ કાર્ય થવાનો સભવ છે. અમે તે પ્રકારે

વિદ્યાર્થીઓને ઉત્તમ શિક્ષણ આપવું એજ મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

જો જમીન એકાદ એકરજ હોય તો થોડા ખર્ચથી ઉત્તમ શિક્ષણ મળવાનો સંભવ છે. ખેડુતોને વધારે જમીનથી આવક વધે અને શિક્ષણ અંગે તે વધવો કેટલેક પ્રસંગે ભારે થઈ પડે છે.,

**કેટલીક અડચણો ને નિવારણ**—કોઈપણ બાબત નવી હોય તેના ઉપર લોકોનું લક્ષ વધુ રહે છે, અને લાભની ગણત્રી પછી થતાં મુશ્કેલીની પ્રથમ થાય છે શરૂઆતમાં લોકોમાંથી કેટલાક કપડા બગડે, પગળે અને થાક ચઢે તથા અભ્યાસ બગડે એમ બબડવા લાગ્યા અને આળસુ છોકરાઓ બ્હાના કાઢીને સ્કૂલને નમસ્કાર કરવા પણ તૈયાર થતા જણાયા તેથી થોડા દીવસ સખત મુઝવણ પડી, પણ લોકોને સમજાવતા તેમજ યુક્તિથી કામ લેતા એ મુશ્કેલી કેટલેક અંશે દૂર થઈ.

ખેતરના પાકોની તક સાચવવી ઘણીજ જરૂરની છે અને શરૂઆતનું શિક્ષણ હોવાથી કેટલીક મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે છતા બનતી મ્હેનતે તક સાચવવા કોશિષ કરવામા આવી.

આ તાલુકામા નીંદામણનો ત્રાસ અતિશય નડે છે, અને ખેતર સ્વચ્છ રાખવુ, એ શિક્ષણ અંગે જરૂરનું છે ગુંદરડો સામો, જુદા જુદા ઘાસ અને કલ્હાર વગેરે વનસ્પતિ વાગ ફરતી નીકળ્યાજ કરે, તેથી એ કામ ઘણુ ભારે પડયુ છતા કેટલીક વખતે આખી સ્કૂલના વિદ્યાર્થીઓને કસરત તરીકે એ કામમા રોકવા પડયા અને બની શક્તુ કરવામા આવ્યું.

સુનેલ ઢોરો અને તે કેટલીક મોસમમા રાત્રે પણ છુટા હોવાથી પાકનું રક્ષણ કરવુ ભારે પડયુ કાંટાની ગમે તેવી વાડ હોય છતા તે ફોડી દાખલ થઈ જાને પણ નુકસાન કરે. ખેડુતના ખેતરને તો ગમે તેમ નભે પણ આ તો પ્રયોગના તુવો હોવાથી સહેજ પણ નુકસાન ચાલી શકે નહિં એવા ઢોરો તરફથી કેટલાક તુલો અને કેળને નુકસાન થયુ. તારની વાડ વિના આ નુકસાન અટકે નહિ પણ અજમાયશી શિક્ષણ અને પારકું ખેતર હોવાથી એ બની શકે નહિ. કાંટાની વાડથી બનતુ જતન કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો.

જ્યારે ખેતીની મોસમ ચાલતી હોય ત્યારે વિદ્યાર્થીઓના ઘરનાં કામમા રોકવાથી નિયમિત હાજરી આપી શકે એ અશકય છે છતાં વાલીઓને સમજાવવા બની શકે તેટલો પ્રયત્ન કરવામા આવ્યો.

ખંડુભાઈ રઘુનાથજી દેસાઈ. (વાઘછીપા-તા૦ પારડી જિ. સુરત.)

---

# પ્રાથમિક શાળામાં સંયુક્ત વર્ગોના પાઠ.

શાળામાં શીખવવાના વિષયોનું જ્ઞાન અને વિષયશિક્ષણની પદ્ધતિની માહીતી અને અનુભવ પ્રત્યેક શિક્ષકને જેટલે અંશે હોય, સાથે સાથે કર્તવ્યબુદ્ધિ અને સંજોગોની અનુકૂળતા હોય, તેટલે અંશે શાળાનું કાર્ય ફતેહમંદ નીવડવાનો બલ્કે બાળકોનું હિત સાધવાનો કે ભવિષ્યની એક સારી પ્રજા ઘડવાનો હેતુ પાર પડે છે એ નિર્વિવાદ છે. ટ્રેનિંગ કોલેજમાં શિક્ષકોને જ્ઞાન સંપાદન કરવાનું, ભિન્ન ભિન્ન શિક્ષણશાસ્ત્રીઓની ભિન્ન ભિન્ન શિક્ષણપદ્ધતિઓનો અભ્યાસ કરવાનુ, અને તેનો અનુભવ કરવાનુ કેટલેક અંશે બની આવે છે, પરન્તુ એટલેથીજ શિક્ષકને પોતાના ધંધામા પાર ઉતરવાના કાર્યની પરિસમાપ્તિ થતી નથી શિક્ષકે જીવનપર્યંત અભ્યાસક રહેવાની, નવી નવી પદ્ધતિઓ જાણી વિચારી તેના અખતરા કરતા રહેવાની, અને પોતાનો માર્ગ સરળ બનાવવાની એટલી આવશ્યકતા છે કે તે વિષે ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી

પ્રાથમિક શાળાઓમાં પ્રત્યેક વર્ગ માટે નિરાળા શિક્ષકો હોય એથી રૂડુ બીજુ કશુ નથી. પરતુ ઘણી ખરી શાળાઓમા એકજ શિક્ષકને બે, ત્રણ, ચાર કે વધારે વર્ગો શીખવવાના હોય છે. શિક્ષકોને આને માટે બુદ્ધિપૂર્વક વિચાર કરીને પોતાના જવાબદાર કાર્યનો માર્ગ શોધવો પડે છે, પરંતુ આવા પ્રકારના કામનો અનુભવ ટ્રેનિંગ કોલેજમાં આપવામાં આવેલો હોય તો તે પણ આવકારદાયક લેખાય એમ માની ચાલુ વરસમાં એ પ્રથા દાખલ કરવામા આવી છે

એટલુ તો કબુલ કરવું પડશે, કે એકજ શિક્ષક એકથી વધારે વર્ગોનું કામ કરે, તેનો અર્થ એવો નથી થતો કે શિક્ષક જ્યારે એક વર્ગને શિક્ષણ આપે ત્યારે બીજા વર્ગો માત્ર બેસી રહે, પોતાની મેળેજ ગમે તે વિષયના કામમાં પરોવાય, અથવા તો પાછળ શીખવાએલી બીનાનો ફરી ફરીને અભ્યાસ કરે વાસ્તવિક રીતે સંયુક્ત વર્ગોમાં કામ કરવુ એનો અર્થ એ છે, કે શિક્ષક બધા વર્ગોને કામમાં રોકાએલા રાખે, અને પોતે દરેક વર્ગ તરફ જોઇએ તે પ્રમાણમાં ઓછુવત્તુ ધ્યાન આપે આમ કરવા જતાં ન્હેટવે અંગે કોઈ પણ વર્ગને કામ વગર ચલાવી લેવુ ન પડે તેટલે અંશે આ પ્રકારના કામની સફળતા લેખાશે.

સંયુક્ત વર્ગોના પાઠ ( Combined Lessons ) માટે શિક્ષકને માર્ગદર્શક થઇ પડે એવી કેટલીક સૂચનાઓ નીચે પ્રમાણે છેઃ—

૧. **વખતપત્રકઃ**—આ પ્રકારના કાર્યને માટે જુદા જુદા વર્ગોમાં અમુક અમુક વિષયોજ સાથે શીખવવાનું બની આવે, અને તેને માટે સંપૂર્ણ વિચારપૂર્વક યોજી કાઢેલું વખતપત્રક ( Time Table ) જોઈએ, એ એક મત છે–ખાસ ધ્યાનમાં રાખવા લાયક બાબત છે.

૨. **અંગત અનુભવ અને ઉંડો વિચાર**—ભિન્ન ભિન્ન વિષયો સાથે લઇ વિદ્યાર્થીઓને કામમાં ગુંથાએલા રાખી શિક્ષક માર્ગદર્શક અને મદદરૂપ થઈ પડવા માટે ધંધા પરત્વે મેળવેલો અંગત અનુભવ અને વિષયશિક્ષણ માટે કરેલો ઉંડો વિચાર એ બે ગુણો સફળતા પ્રાપ્ત કરવામાં સાધનભૂત થઇ પડે છે

૩. **સાહિત્યોઃ**-આ પ્રકારની જવાબદારીને પહોંચી વળવા શિક્ષકને એક પ્રકારની પુંજી-સાહિત્યો મેળવવાની કે ઉત્પન્ન કરવાની અભિલાષા અને ચિવટ હોવી જોઈએ. અલબત્ત શરૂઆતમાં શિક્ષકને કેટલીક હાડમારી ભોગવવી પડે એવુ દેખાય છે, પરંતુ દિનપ્રતિદિન વધતો અનુભવ અને વધતી જતી કર્તવ્યનિષ્ઠાને પરિણામે શિક્ષકની પુંજીમાં-વિષયશિક્ષણનાં સાધનોમાં વધતો જતો વધારો એવા પ્રકારનો થાય છે જેને લઇને શિક્ષકનું કાર્ય એવું તો સરળ થઈ જાય છે, શિક્ષકનો ભાર એટલો તો ઓછો થઇ જાય છે, શિક્ષકને કાર્યની ફલપ્રાપ્તિથી એટલો અનહદ આનંદ થાય છે કે પોતાની વધતી જતી એ પુંજીમાં—શાળાના શિક્ષણસાહિત્યોમાં વધારો કરવાની ભાવના જેવી ને તેવી જાગ્રત રહે છે.

૪. **મુદ્દાસર નોંધઃ**-શીખવવાના પાઠો માટે નોંધ હોવી જ જોઈએ એ વિષે બે મત છેજ નહિ, છતાં એથી એમ સમજવાનું નથી કે નોંધ જેમ લાંબી-વિસ્તૃત વિવરણથી ભરપુર હોય તેમ કાર્યમાં સફળતા લાવવી એ સહેલું છે, એથી ઉલટું શીખવવાના ક્રમિક મુદ્દાની યોજના અને શીખવવાની બીનાની આવશ્યક નોંધ (તારવણી)ની સાથે પદ્ધતિનું સૂચન માત્રજ પુરતું ગણાવું જોઇએ. વિસ્તૃત નોધ છતા ફલપ્રાપ્તિનો અભાવ થઇ જાય તે કરતાં મુદ્દાસર નોંધથી સફળતા પ્રાપ્ત કરવી, એ વધારે આવકારદાયક છે એમ કહેવું સર્વથા સત્યજ છે.

૫. જ્ઞાનઃ–શિક્ષણ રસિક કરવા માટે પુસ્તકપાડી બને ન ચાલે. શીખવવાના વિષયોની દિશામાં બાહ્યવાચન, બહુશ્રુતપણું, જમાનાની સાથે ચાલીને વર્તમાન પ્રસંગોથી વાકેફગાર રહેવું, વગેરે બાબતો ધ્યાનમાં રાખવાની પણ ઓછી અગત્ય નથી.

૬. પાત્રપરીક્ષાઃ–વિદ્યાર્થીઓની શક્તિનો ખ્યાલ રાખીને 'પાત્રે દાન' એ નિયમ પ્રમાણે આપેલું શિક્ષણ વધારે ફળદાયી બને છે. પાત્રપરીક્ષા અને શિક્ષકના જ્ઞાનનો ઘટતો સુયોગ થાય ત્યારેજ ખરો હેતુ પાર પડે.

૭. સમયનો વિચાર–કાર્યની સાથે સમયનો પણ વિચાર કરી રાખવો જોઇએ. ધારેલા વખતમાં કેટલું કાર્ય થશે એ વિચાર જેમ જેમ વધારે બંધબેસતો થતો જાય, તેમતેમ શિક્ષક એક પ્રકારની મુશ્કેલીમાંથી મુક્ત થાય છે.

૮. તીવ્ર સ્મરણશક્તિ.—પોતાના આ પ્રકારના કાર્યમાં ક્રમિક પગલે ચાલવાને માટે આ ગુણ પણ અવશ્ય કેળવવો જોઇએ. મુદ્દાસર નોંધની મદદથી વધતા જતા અનુભવને પરિણામે આ ગુણ પણ સુદૃઢ થાય એમાં કંઇ નવાઈ નથી.

આ લેખ સમાપ્ત કરતા પહેલાં છેવટ એકજ વાત નિવેદન કરવાની રહે છે, અને તે એ કે ઉપર જણાવેલી સૂચનાઓનો અખતરો કરવાનું ધ્યેય લક્ષમા રાખીને સંયુક્ત વર્ગો—સાતમા અને ત્રીજા ધોરણમાં આપેલા પાઠ ( Combined Lessons ) ની નોંધ આ સાથે આપવામાં આવેલી છે, જે શિક્ષકોને માટે ઉપયોગી થઇ પડશે. અસ્તુ !

દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી

---

વિષય —પદ્ય (પાઠ ૫૫ હિમાલયનું વર્ણન કડી ૧)    સાતમુ........ધોરણ............ત્રીજું.
હેતુ —ભાવાજ્ઞાન આપવાનો    શિક્ષક—દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી.
સાહિત્ય —પ્રાસંગિક ચિત્ર નકશો, વગેરે.    તારીખ —૮-૮-૨૫  સમય —૪૦ મિનિટ.

| પાઠના વિભાગ અને મુદ્દા. | શિક્ષણશૈલી. | પાટીઆની નોંધ. |
|---|---|---|
| ૧ આરંભ<br>अ વર્ગવ્યવસ્થા<br>ब પૂર્વાપર સંબંધ | કાર્યારંભે ડિન સાધનોની વ્યવસ્થિત ગોઠવણ.<br>પ્ર દુનિયામાંના ઉંચામાં ઉંચા પર્વતનું નામ આપો.<br>પ્ર 'હિમાલય' નામ પાડવાનું કારણ શું ?<br>પ્ર હિમાલયના કેટલાક શિખરનાં નામ આપો.<br>પ્ર કૈલાસ શિખર પર કયા દેવનો વાસ કલ્પેલો છે ? | |
| ૨ મુખ્ય વિષય<br>अ પ્રાસંગિક વિવરણ (ચિત્રપરિચય દ્વારા) | વિદ્યાર્થીઓને સ્વતંત્ર રીતે ચિત્રનું અવલોકન કરવા સોંપવું.<br>કુબેરની નગરી અલકાપુરી યક્ષની કથા, મેઘદૂત, પ્રસ્તુત પ્રસંગમાંનું હિમાલયનું વર્ણન આ સંબંધી પ્રશ્નોદ્વારા આખ્યાયિકા કહી બતાવવી | મેઘદૂત. (કાલિદાસનું)<br><br>નવલરામ વિષે બે બોલ.<br>૧ સાહિત્યસેવા.<br>૨ શાળાપત્રના તંત્રી.<br>૩ ઉત્તમ વિવેચક. |
| ब વિદ્યાર્થીઓનું વાચન | પ્ર. કવિતાને અંતે કોનું નામ લખેલું છે ?<br>પ્ર કયો છંદ છે ?<br>છંદનું બંધારણ સમજાવવું મેઘછંદ નામ શા માટે ? | |
| क શિક્ષકનું ભાવાત્મક વાચન | પ્ર મહેશો કોણ કહાવે છે ? પ્ર. મેઘને કયા પહોંચી જવા કહે છે ?<br>પ્ર હિમાલય વિષે શું શું કહે છે ?<br>પ્ર થાક ખાવા માટે શી સલાહ આપે છે ? | |

| | | |
|---|---|---|
| | પ્ર. એમતી વખતના દેખાવ માટે શું કહે છે ? | હિમાચલ=હિમ+અચલ. |
| ૬ શબ્દાર્થ, વ્યુત્પત્તિ | પ્ર. 'હિમાચલ' માં બરફ કયા શબ્દનો અર્થ ? | હિમાલય, નગરાજ, શૈલરાજ, નગાધિરાજ.રી+મૃગ |
| | પ્ર. બીજો કયો શબ્દ રહ્યો ? | |
| વ્યાકરણનો સંબંધ. | પર્વતનાં બીજાં નામ માગવાં; સમાસ સમજાવવો. | કસ્તુરીમૃગ=કસ્તુ |
| | પ્ર. 'હિમે'ની કઇ વિભક્તિ છે ? | જાહ્નવી=જહ્નુ+ઈ |
| | પ્ર. જે, જેની—કોને માટે વપરાયા છે ? | શ્રમહર્તા=શ્રમ+હર્તા (હર્તૃ) |
| | પ્ર. જાનકી શબ્દ શી રીતે બન્યો છે ? | પાર્વતીપતિ=પાર્વતી+પતિ. |
| | કસ્તૂરી મૃગ અને જાહ્નવી-પ્રસંગ કહીને સમજાવવા | ઉમાપતિ, સીતાપતિ, વગેરે. |
| ઈ. અન્વય. | પ્રથમ ત્રણ ચરણના શબ્દાર્થ શીખવીને વિદ્યાર્થીઓ પાસે નોટમાં અન્વય લખાવવો. અન્વય તપાસી કારણ આપીને સુધારો કરાવવો; બાકીના શબ્દાર્થ પુરા શીખવી બાકીનો અન્વય પુરો કરાવવો. | |
| ફ. સમજુતિ. | સમજુતિ આપોઆપ થઇ જવી જોઈએ. વિદ્યાર્થીઓ પાસે કરાવી જોઇને ખાતરી કરવી. | |
| ગ. ફરીથી કવિતા ગાવી | અંતે કવિતા ગાઈ બતાવી શિષ્યોની રસવૃત્તિને પોષવી; પાઠ સમાપ્ત કરવો. | |
| ૩ પુનરાવર્તન. | પ્રશ્નપત્ર રૂપે કાર્ડ આપી જવાબ મેળવવા.<br>૧ હિમાચલનું ઓળખાણ કવિએ શી રીતે આપ્યું છે ?<br>૨ કવિતાના લેખકનું નામ જણાવો.<br>૩ પોઠીઓ' અને પક કેને કોને કલ્પ્યાં છે ?<br>૪ હિમાલયનાં બીજાં નામ લખો. | |

વિષય:—શ્રુતલેખન. ( પાઠ ૩૪. પ્રથમ પરિચ્છેદ. ) ધોરણ ત્રીજું.

હેતુ:—ભાષાશુદ્ધિ કરવાનો.

સાહિત્ય:—પ્રશ્નનાં કાર્ડ, અઘરા શબ્દોની તારવણીનાં કાર્ડ, બ્લૅક બોર્ડ, ચાક, વગેરે.

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી. | પાટીઆની નોંધ. |
|---|---|---|
| ૧ આરંભ.<br>अ વર્ગવ્યવસ્થા.<br>ब પૂર્વજ્ઞાનની કસોટી. | સાતમા ધોરણ મુજબ સંયુક્ત કામ.<br>પ્ર. દશરથ રાજાની રાજધાની જણાવો.<br>પ્ર. દશરથ રાજાની રાણીઓનાં નામ આપો.<br>પ્ર. દશરથ રાજાના પુત્રોનાં નામ લખો. | પ્રશ્નપત્ર આપી ઉત્તર લખાવવા. |
| ૨ મુખ્ય વિષય.<br>अ પરિચ્છેદનું સ્વતંત્ર વાચન. | વિદ્યાર્થીઓને ચોપડીમાંથી પાઠ કઢાવી પ્રથમ પરિચ્છેદ ધ્યાનપૂર્વક વાચવા આપવો. વાસ્તવિક સૂચના પણ આપવી. | |
| ब અઘરા શબ્દોની તારવણીનાં કાર્ડ આપવા. | વિદ્યાર્થીઓને કાર્ડ આપી શબ્દો ધ્યાનપૂર્વક તપાસવા અને જરૂર જણાય તે શબ્દોની જોડણી લક્ષમાં લેવા કહેવું. | કાર્ડમાંના શબ્દોની નોંધ:—<br>અયોધ્યા, દશરથ, કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, રામચંદ્રજી, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, પાટવી પુત્ર,નિશ્ચય, વૃદ્ધ, મોસાળ. |
| क શબ્દો જોઇને કાર્ડ પર લખાવવા. | વિદ્યાર્થીઓને જોડણીના સંસ્કાર દૃઢ થાય તે માટે અને અક્ષરમરોડ લક્ષમાં આવે તેટલા સારુ શબ્દો જોઇને કાર્ડ પર કોરી જગામાં લખવાનું કામ સોંપવું. | |
| ૩ લેખન માટે તૈયારી. | વિદ્યાર્થીઓ પાસે સ્લેટમાં રીતસર લીટીઓ દોરાવવી. | ઉચ્ચાર તપાસવા. |

| | | |
|---|---|---|
| ૬ શ્રુતલેખન લખાવવું. ૧ સમગ્ર વાચન. ૨ લેખન. ૩ પુનઃ વાચન | ત્રીજા આસનમાં દર્શાવેલો વિભાગ રીતસર વાંચી સંભળાવવો. છેવટે પુનઃ વાચન વાંચી સંભળાવવું અને તે વખતે વિરામચિહ્ન મુકાવવાં. | રાજા દશરથ વૃદ્ધ થતાં તેમણે, પાટવી પુત્ર રામચંદ્રજીને ગાદીપર બેસાડવાનો નિશ્ચય કર્યો. આ સમાચાર શહેરમાં ફેલાતાં ઠેકાણે ઠેકાણે આનંદ થઇ રહ્યો. ભરત આ વખતે અયોધ્યામાં ન હતા. તેઓ શત્રુઘ્નને લઇ પોતાને મોસાળ ગયા હતા. |
| ક શ્રુતલેખન તપાસવું. | વિદ્યાર્થીઓ જાતેજ પોતાનું લેખન સુધારે એવી આજ્ઞા આપવી. ભૂલ પર લીટી દોરવા કહેવું. ચોપડી અને કાર્ડની મદદ લેવા કહેવું. | |
| ગ સુધારો. | ભૂલો કેવા પ્રકારની થઇ છે તે જોઈ લઇ એક વાર બરાબર લખવા જણાવવું. | |
| ૩ પુનરાવર્તન. | કેટલાક શબ્દો વિદ્યાર્થીઓ પાસે બોર્ડ પર લખાવવા. | સુમિત્રા, નિશ્ચય, વૃદ્ધ. |

ટીપઃ–બંને નોંધમાં બાળબોધ અક્ષરે દર્શાવેલા મુદ્દા–બંને વર્ગોમાં સાથે લઇને પાઠ શીખવવામાં આવ્યો હતો.

# પંચાંગ ઈ. સ ૧૯૨૬ સંવત ૧૯૮૨-૮૩ હીજરી સન ૧૩૪૪ ૪૫

| તારીખ | જાન્યુઆરિ | | | ફેબ્રુઆરી | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જૂન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોષ મહા | | | મહા ફાગણ | | | ફાગણ અ ચૈત્ર | | | અ ચૈત્ર ચૈત્ર | | | ચૈત્ર વૈશાખ | | | વૈશાખ જેઠ | | |
| | જમા આખર રજબ | | | રજબ શાબાન | | | શાબાન રમજાન | | | રમજાન સવાલ | | | સવાલ જિલ્કાદ | | | જિલ્કાદ જિલ્હેજ | | |
| | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ |
| ૧ | ૧ ૨ | શુક્ર | ૧૫ | ૩ | સોમ | ૧૭ | ૨ | સોમ | ૧૫ | ૩ | ગુરૂ | ૧૭ | ૪ | શનિ | ૧૮ | [illegible] | ભોમ | ૧૯ |
| ૨ | ૩ | શનિ | ૧૬ | ૪ | ભોમ | ૧૮ | ૩ | ભોમ | ૧૬ | ૪ | શુક્ર | ૧૮ | ૫ | રવિ | ૧૯ | ૬ | બુધ | ૨૦ |
| ૩ | ૪ | રવિ | ૧ | ૫ | બુધ | ૧૯ | ૪ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૯ | ૬ | સોમ | ૨૦ | ૮ | ગુરૂ | ૨૧ |
| ૪ | ૫ | સોમ | ૧૮ | ૬ | ગુરૂ | ૨૦ | ૫ | ગુરૂ | ૧૮ | ૬ | રવિ | ૨૦ | ૭ | ભોમ | ૨૧ | ૯ | શુક્ર | ૨૨ |
| ૫ | ૬ | ભોમ | ૧૯ | ૭ | શુક્ર | ૨૧ | ૬ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૧ | ૮ | બુધ | ૨૨ | ૧૦ | શનિ | ૨૩ |
| ૬ | ૭ | બુધ | ૨૦ | ૮ | શનિ | ૨૨ | ૭ | શનિ | ૨૦ | ૮ | ભોમ | ૨૨ | ૯ | ગુરૂ | ૨૩ | ૧૧ | રવિ | ૨૪ |
| ૭ | ૮ | ગુરૂ | ૨૧ | ૯ | રવિ | ૨૩ | ૮ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૩ | ૧૦ | શુક્ર | ૨૪ | ૧ | સોમ | ૨૫ |
| ૮ | ૯ | શુક્ર | ૨૨ | ૧૦ | સોમ | ૨૪ | ૯ | સોમ | ૨૨ | ૦ | ગુરૂ | ૨૪ | ૧૧ | શનિ | ૨૫ | ૧ | ભોમ | ૨૬ |
| ૯ | ૧૦ | શનિ | ૨૩ | ૧૧ | ભોમ | ૨૫ | ૧૦ | ભોમ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૫ | ૧૨ | રવિ | ૨૬ | ૧૪ | બુધ | ૨૭ |
| ૧૦ | ૧૧ | રવિ | ૨૪ | ૧૩ | બુધ | ૨૬ | ૧૧ | બુધ | ૨૪ | ૧૨ | શનિ | ૨૬ | ૧૩ | સોમ | ૨૭ | ૦) | ગુરૂ | ૨૮ |
| ૧૧ | ૧૨ | સોમ | ૨૫ | ૪ | ગુરૂ | ૨૭ | ૧૨ | ગુરૂ | ૨૫ | ૧૩ | રવિ | ૨૭ | ૦)) | ભોમ | ૨૮ | સુ૧ | શુક્ર | ૨૯ |
| ૧૨ | ૧૩ | ભોમ | ૨૬ | ૦) | શુક્ર | ૨૮ | ૧૩ | શુક્ર | ૨૬ | ૧૪ | સોમ | ૨૮ | સુ૧ | બુધ | ૨૯ | ૨ | શનિ | ૧ |
| ૧૩ | ૧૪ | બુધ | ૨૭ | સુ૧ | શનિ | ૨૯ | ૧૪ | શનિ | ૨૭ | ૦)) | ભોમ | ૨૯ | ૨ | ગુરૂ | ૩૦ | [illegible] | રવિ | ૨ |
| ૧૪ | ૦)) | ગુરૂ | ૨૮ | ૨ | રવિ | ૩૦ | ૧૫ | રવિ | ૨૮ | સુ૧ | બુધ | ૧ | ૩ | શુક્ર | ૧ | ૪ | સોમ | ૩ |
| ૧૫ | સુ૧ | શુક્ર | ૨૯ | ૩ | સોમ | ૧ | ૦)) | સોમ | ૨૯ | ૩ | ગુરૂ | ૨ | ૪ | શનિ | ૨ | ૫ | ભોમ | ૪ |
| ૧૬ | ૨ | શનિ | ૧ | ૪ | ભોમ | ૨ | સુ૧ | ભોમ | ૧ | ૪ | શુક્ર | ૩ | ૫ | રવિ | ૩ | ૬ | બુધ | ૫ |
| ૧૭ | ૪ | રવિ | ૨ | ૫ | બુધ | ૩ | ૩ | બુધ | ૨ | ૫ | શનિ | ૪ | ૬ | સોમ | ૪ | ૭ | ગુરૂ | ૬ |
| ૧૮ | ૫ | સોમ | ૩ | ૬ | ગુરૂ | ૪ | ૪ | ગુરૂ | ૩ | ૬ | રવિ | ૫ | ૬ | ભોમ | ૫ | ૮ | શુક્ર | ૭ |
| ૧૯ | ૬ | ભોમ | ૪ | ૭ | શુક્ર | ૫ | ૫ | શુક્ર | ૪ | ૭ | સોમ | ૬ | ૭ | બુધ | ૬ | ૮ | શનિ | ૮ |
| ૨૦ | ૭ | બુધ | ૫ | ૮ | શનિ | ૬ | ૬ | શનિ | ૫ | ૮ | ભોમ | ૭ | ૮ | ગુરૂ | ૭ | ૧૦ | રવિ | ૯ |
| ૨૧ | ૮ | ગુરૂ | ૬ | ૯ | રવિ | ૭ | ૭ | રવિ | ૬ | ૯ | બુધ | ૮ | ૯ | શુક્ર | ૮ | ૧૧ | સોમ | ૧૦ |
| ૨૨ | ૯ | શુક્ર | ૭ | ૧૦ | સોમ | ૮ | ૮ | સોમ | ૭ | ૧૦ | ગુરૂ | ૯ | ૧૦ | શનિ | ૯ | ૧૨ | ભોમ | ૧૧ |
| ૨૩ | ૧૦ | શનિ | ૮ | ૧૧ | ભોમ | ૯ | ૯ | ભોમ | ૮ | ૧૧ | શુક્ર | ૧૦ | ૧૧ | રવિ | ૧૦ | ૧૩ | બુધ | ૧૨ |
| ૨૪ | ૧૧ | રવિ | ૯ | ૧૨ | બુધ | ૧૦ | ૧૦ | બુધ | ૯ | ૧૨ | શનિ | ૧૧ | ૧૨ | સોમ | ૧૧ | ૧૪ | ગુરૂ | ૧૩ |
| ૨૫ | ૧૨ | સોમ | ૧૦ | ૧૩ | ગુરૂ | ૧૧ | ૧૧ | ગુરૂ | ૧૦ | ૧૩ | રવિ | ૧૨ | ૧૩ | ભોમ | ૧ | ૧૫ | શુક્ર | ૧૪ |
| ૨૬ | ૧૩ | ભોમ | ૧૧ | ૧૪ | શુક્ર | ૧૨ | ૧૧ | શુક્ર | ૧૧ | ૧૪ | સામ | ૧૩ | ૧૪ | બુધ | ૧૩ | વ૧ | શનિ | ૧૫ |
| ૨૭ | ૧૪ | બુધ | ૧૨ | ૧૫ | શનિ | ૧૩ | ૧[illegible] | | | | | | | | | ૨ | [illegible] | ૧૬ |
| ૨૮ | ૧૫ | ગુરૂ | ૧૩ | વ૧ | [illegible]નિ | ૧૪ | ૧[illegible] | | | | | | | | | ૩ | સોમ | ૧૭ |
| ૨૯ | વ૧ | શુક્ર | ૧૪ | | | | ૧[illegible] | | | | | | | | | ૪ | ભોમ | ૧૮ |
| ૩૦ | ૨ | શનિ | ૧૫ | | | | વ૧ | ભોમ | ૧૫ | ૩ | શુક્ર | ૧૭ | ૩ | રવિ | ૧૭ | ૫ | બુધ | ૧૯ |
| ૩૧ | ૩ | રવિ | ૧૬ | | | | ૨ | બુધ | ૧૬ | | | | ૪ | સામ | ૧૮ | | | |

## પંચાંગ ઇ. સ. ૧૯૨૬, સંવત્ ૧૯૮૨-૮૩; હીજરી સન ૧૩૪૪-૪૫

| તારીખ | જુલાઈ | | | ઑગસ્ટ | | | સપ્ટેમ્બર | | | ઑક્ટોબર | | | નવેમ્બર | | | ડિસેમ્બર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | જેઠ આષાઢ | | | આષાઢ શ્રાવણ | | | શ્રાવણ ભાદરવો | | | ભાદરવો આશો | | | આશો કારતક | | | કારતક માગશર | | |
| | જિલ્હેજ મોહરમ | | | મોહરમ સફર | | | સફર ૧ રબી. અવલ | | | ૧ રબી. અવલ ૨ રબી. આખર | | | ૨ રબી. આખર ૧ જમા. અવલ | | | ૧ જમા. અવલ ૧ જમા આખર | | |
| | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ | તિથિ | વાર | ચાંદ |
| ૧ | ૬ | ગુરૂ | ૨૦ | ૮ | રવિ | ૨૧ | ૧૦ | બુધ | ૨૨ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૪ | ૧૧ | બુધ | ૨૪ |
| ૨ | ૭ | શુક્ર | ૨૧ | ૯ | સોમ | ૨૨ | ૧૧ | ગુરૂ | ૨૩ | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | ભોમ | ૨૫ | ૧૨ | ગુરૂ | ૨૫ |
| ૩ | ૮ | શનિ | ૨૨ | ૧૦ | ભોમ | ૨૩ | ૧૨ | શુક્ર | ૨૪ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૧૩ | શુક્ર | ૨૬ |
| ૮ | ૧૪ | ગુરૂ | ૨૭ | )) | રવિ | ૨૮ | સુ૧ | બુધ | ૨૯ | ૨ | શુક્ર | ૩૦ | ૩ | સોમ | ૧ | ૩ | બુધ | ૨ |
| ૯ | ૦)) | શુક્ર | ૨૮ | સુ૧ | સોમ | ૨૯ | ૨ | ગુરૂ | ૧ | ૩ | શનિ | ૧ | ૪ | ભોમ | ૨ | ૪ | ગુરૂ | ૩ |
| ૧૦ | સુ૧ | શનિ | ૯ | ૨ | ભોમ | ૩૦ | ૩ | શુક્ર | ૨ | ૪ | રવિ | ૨ | ૫ | બુધ | ૩ | ૬ | શુક્ર | ૪ |
| ૧૧ | ૨ | રવિ | ૩૦ | ૩ | બુધ | ૧ | ૪ | શનિ | ૩ | ૫ | સોમ | ૩ | ૬ | ગુરૂ | ૪ | ૭ | શનિ | ૫ |
| ૧૨ | ૩ | સોમ | ૧ | ૪ | ગુરૂ | ૨ | ૫ | રવિ | ૪ | ૬ | ભોમ | ૪ | ૭ | શુક્ર | ૫ | ૮ | રવિ | ૬ |
| ૧૩ | ૩ | ભોમ | ૨ | ૫ | શુક્ર | ૩ | ૬ | સોમ | ૫ | ૭ | બુધ | ૫ | ૮ | શનિ | ૬ | ૯ | સોમ | ૭ |
| ૧૪ | ૪ | બુધ | ૩ | ૬ | શનિ | ૪ | ૭ | ભોમ | ૬ | ૮ | ગુરૂ | ૬ | ૯ | રવિ | ૭ | ૧૦ | ભોમ | ૮ |
| ૧૫ | ૫ | ગુરૂ | ૪ | ૭ | રવિ | ૫ | ૮ | બુધ | ૭ | ૯ | શુક્ર | ૭ | ૧૦ | સોમ | ૮ | ૧૧ | બુધ | ૯ |
| ૧૬ | ૬ | શુક્ર | ૫ | ૮ | સોમ | ૬ | ૯ | ગુરૂ | ૮ | ૧૦ | શનિ | ૮ | ૧૨ | ભોમ | ૯ | ૧૨ | ગુરૂ | ૧૦ |
| ૧૭ | ૭ | શનિ | ૬ | ૯ | ભો. | ૭ | ૧૦ | શુક્ર | ૯ | ૧૧ | રવિ | ૯ | ૧૩ | બુધ | ૧૦ | ૧૦ | શુક્ર | ૧૧ |
| ૧૮ | ૮ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૮ | ૧૧ | શનિ | ૧૦ | ૧૨ | સોમ | ૧૦ | ૧૪ | ગુરૂ | ૧૧ | ૧૪ | શનિ | ૧૨ |
| ૧૯ | ૯ | સોમ | ૮ | ૧૧ | ગુરૂ | ૯ | ૧૨ | રવિ | ૧૧ | ૧૩ | ભોમ | ૧૧ | ૧૫ | શુક્ર | ૧૨ | ૧૫ | રવિ | ૧૩ |
| ૨૦ | ૧૦ | ભોમ | [illegible] | ૧૨ | [illegible] | [illegible] | ૧૪ | [illegible] | [illegible] | ૧૪ | [illegible] | [illegible] | ૧૧ | શનિ | ૧૩ | ૧૧ | સોમ | ૧૪ |
| | | | | | | | | | | | | | ૨ | રવિ | ૧૪ | ૨ | ભોમ | ૧૫ |
| | | | | | | | | | | | | | ૩ | સોમ | ૧૫ | ૩ | બુધ | ૧૬ |
| | | | | | | | | | | | | | ૪ | ભોમ | ૧૬ | ૪ | ગુરૂ | ૧૭ |
| | | | | | | | | | | | | | ૫ | બુધ | ૧૭ | ૫ | શુક્ર | ૧૮ |
| | | | | | | | | | | | | | ૬ | ગુરૂ | ૧૮ | ૬ | શનિ | ૧૯ |
| ૨૧ | ૧૧ | સોમ | ૧૫ | ૩ | ગુરૂ | ૧૬ | ૫ | રવિ | ૧૮ | ૬ | ભોમ | ૧૮ | ૭ | શુક્ર | ૧૯ | ૭ | રવિ | ૨૦ |
| ૨૭ | ૩ | ભોમ | ૧૬ | ૪ | શુક્ર | ૧૭ | ૬ | સોમ | ૧૯ | ૭ | બુધ | ૧૯ | ૮ | શનિ | ૨૦ | ૮ | સોમ | ૨૧ |
| ૨૮ | ૪ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૮ | ૭ | ભોમ | ૨૦ | ૮ | ગુરૂ | ૨૦ | ૯ | રવિ | ૨૧ | ૯ | ભોમ | ૨૨ |
| ૨૯ | ૫ | ગુરૂ | ૧૮ | ૭ | રવિ | ૧૯ | ૮ | બુધ | ૨૧ | ૮ | શુક્ર | ૨૧ | ૧૦ | સોમ | ૨૨ | ૧૦ | બુધ | ૨૩ |
| ૩૦ | ૬ | શુક્ર | ૧૯ | ૮ | સોમ | ૨૦ | ૯ | ગુરૂ | ૨૨ | ૯ | શનિ | ૨૨ | ૧૧ | ભોમ | ૨૩ | ૧૧ | ગુરૂ | ૨૪ |
| ૩૧ | ૭ | શનિ | ૨૦ | ૯ | ભોમ | ૨૧ | ... | ... | ... | ૧૦ | રવિ | ૨૩ | ... | | .. | ૧૨ | શુક્ર | ૨૫ |

ડાહ્યાભાઈ મણિભાઈ વના.

# સરકારી જાહેરખબરો.

## (૧)
## છોકરાઓ માટે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ઉત્તર ભાગ

ન ૧૨૪૪૨

આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગમા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ( છોકરાઓ માટેની ) સને ૧૯૨૬ ના એપ્રિલ માસની ૧૯ મી તારીખે સોમવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગના નીચે જણાવેલા મધ્ય સ્થળોએ લેવામા આવશે —

| | |
|---|---|
| અમદાવાદ | ભરૂચ |
| નડીઆદ | સુરત . |

શેરાએ

૨ સદરહુ પરીક્ષા સને ૧૯૨૫ ની ફેબ્રુઆરીની ૧૯ મીના રોજ પ્રકટ થએલા બોમ્બે ગવર્મેન્ટ ગેઝેટ ભા ૧લાના પૃષ્ઠ ૪૯૩ થી ૪૯૬ મે કેળવણીખાતા તરફથી પ્રકટ કરવામા આવેલી તા ૨૭-૧-૨૫ ની નબર ૨૨૮૮ ની સરકારી જાહેરખબર મુજબ લેવામા આવશે

૩. પ્રત્યેક મધ્ય સ્થળે પરીક્ષા કમિટિના હસ્તક લેવામા આવશે અમદાવાદ અને સુરત સબ ડિવિઝનના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો અને નડીઆદ, ગોધરા અને ભરૂચની સરકારી હાઇસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોના અનુક્રમે પરીક્ષક કમિટિના પ્રમુખો (પ્રેસિડેન્ટો) રહેશે

૪ જે મધ્ય સ્થળમા ઉમેદવાર વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસવાના હોય તે તે મધ્ય સ્થળની પરીક્ષક કમિટિના પ્રમુખ (પ્રેસીડન્ટ) ઉપર તેમણે પોતાની અરજી છાપેલા ફોર્મ ઉપર લખીને મોડામા મોડી તા ૧લી

માર્ચ ૧૯૨૬ સુધીમાં અથવા તે પૂર્વે પ્રમુખને તે અરજી પહોંચી જાય તેની રીતે મોકલી આપવી. પૂર્વોક્ત તારીખ પછીની અરજી માન્ય રાખવામાં આવશે નહિ.

અરજી માટેનાં કોરાં ફોર્મ પ્રમુખ પાસેથી તેમને અરજી કરવાથી મફત મળી શકશે.

પરીક્ષામાં બેસવા માટેની ફી પ્રમુખ પરીક્ષાના પહેલા દિવસે વસૂલ કરી લેશે.

અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ સને ૧૯૨૫ ના મે માસની તા. ૨૮ મીના રોજ પ્રકટ થએલા મુંબઈ સરકારના ગેઝેટના ભાગ ૨જા નાં ૯૬૪ માં પૃષ્ઠ ઉપર પ્રકટ કરવામાં આવેલાં છે.

દરેક પુરુષ વિદ્યાર્થીએ સને ૧૯૨૬ ના એપ્રિલની પહેલી તારીખે પચીસ વર્ષ પુરાં કર્યાં ન હોવાં જોઇએ, અર્થાત્ તે તારીખે તેની ઉંમર પચીસ વર્ષ પુરાં કરતાં અધિક ન હોવી જોઇએ. અને જે જિલ્લાના મધ્ય સ્થળે બેસીને તે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળના જિલ્લાની કોઇપણ શાખામાં તે પુરા છ માસ સુધી રહ્યો હોવો જોઇએ.

૮. ફી લેવા સંબંધી તેમજ પરીક્ષાના વિષયો સંબંધી પુરેપુરી વિગતવાર હકીકત ઉપર જણાવેલા–અર્થાત્ નીના સરકારી ગેઝેટના ઠરાવો ઉપરથી માલુમ પડશે.

૯. ઇ. સ. ૧૯૧૯ ના ફેબ્રુઆરીની તા. ૨૭ મીના કેળવણીખાતા તરફથી પ્રકટ કરેલા સરકારી હૂકમ નં. ૭૩૬ અને ૧૯૧૯ના માર્ચની ૧૩મી તારીખે પ્રકટ કરવામાં આવેલા સરકારી ગવર્નમેંન્ટ ગેઝેટના પહેલા ભાગનાં પૃષ્ઠ ૬૪૧–૬૫૯ ઉપર છાપેલ છે તે હુકમથી મંજુર થએલા ઉર્દુ–ગુજરાતી અને ગુજરાતી–ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉર્દુ ઉમેદવારો માટે તેજ વખતે તેજ બધાં સ્થળોએ લેવામાં આવશે.

| | |
|---|---|
| ઉ.ભાગના એજ્યુ. ઇન્સ્પેક્ટરની ઑફિસ<br>અમદાવાદ.<br>તા. ૨૮ મી જાન્યુઆરી સને ૧૯૨૬. | કે. એસ. વકીલ.<br>એજ્યુ. ઇન્સ્પેક્ટર ઉત્તર ભાગ. |

[ ઉ. ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના તા. ૨૮ મી જાન્યુઆરી સને ૧૯૨૬ ના ફ઼કમ નં. ૧૨૪૩ ના આધારે. ]

# સરકારી જાહેરખબર.

(૨)

તા. ૩૧ મી ડિસેમ્બર સને ૧૯૨૫ ના રોજ પુરા થતા ત્રિમાસ દરમિઆન મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉ. ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર એમણે પાઠ્ય પુસ્તક તરીકે તથા ઇનામ અને લાયબ્રેરી માટેના ઉપયોગ માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

| ક્રમ નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રકાશકનું નામ અને ઠેકાણું | પ્રત્યેક નકલ દીઠ મુલ | શાના ઉપયોગ માટે મંજુરી આપવામાં આવી | રિમાર્ક કે ટીકા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | આરોગ્ય પ્રકાશ ( પ્રથમ આવૃત્તિ ) | મિ. રતિલાલ સુનીલાલ દીવાન | બાબુભાઈ કરસનદાસ નારણદાસ કે. નાણાવટ–સુરત | ૦ ૭–૦ | પ્રાથમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવ્યું છે. | બીજી આવૃત્તિમાં ઘણાં વધારે ચિત્રો દાખલ કરવાં એ દરકાર તે જ. |
| ૨ | પ્રમદા પાકાવલિ (પ્રથમ આવૃત્તિ) | પ્રમદાબેન છગનલાલ | પ્રમદાબેન છગનલાલ હેડ મિસ્ટ્રેસ આલીયા સ્ટ્રીટ (કૅંપ) ખંભાત. | ૦–૫–૦ | કન્યાઓ માટેની પ્રાથમિક શાળાઓ માટે અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ શાળાઓ માટે ઇનામના પુસ્તક તરીકે | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩ | મૉડર્ન ગુજરાતી-ઇંગ્લિશ ડિક્ષનરી ( અર્વાચીન ગુજરાતી-અં કોષ. ) ( પ્રથમ આવૃત્તિ ) | મેસર્સ બી એન મેતા અને બી.બી. મેતા. | મિ એમ બી. કોઠારી કે રાવપુરા કાપડી -પોળ વડોદરા. | ૧૫—૦—૦ | કેળવણીની બધી સંસ્થાઓની લાઇબ્રેરી માટે મંજુર. | |
| ૪ | કૃષિ વાચનમાળા ભાગ પહેલો | બી. જી. પટેલ. | રાજકોટ સ્ટેટ. | ૦—૬—૦ | પ્રાથમિક શાળાઓ અને ટ્રેનીંગ સંસ્થાઓ માટે ઇનામનાં અને લાઇબ્રેરી ના પુસ્તક તરીકે મંજુર | |
| ૫ | એજન ભાગ ૨ જો | ,, | ,, | ૦—૧૨—૦ | ,, ,, | |
| ૬ | એજન ભાગ ૩ જો | ,, | ,, | ૦—૧૧—૦ | ,, ,, | |

( ઉ ભાગના એ. ઇ. સાહેબના તા. ૨૬ મી જાન્યુઆરિ, સને ૧૯૨૬ ના હુકમ નં. ૧૭૨૧૬ ના આધારે )

કે એમ. વકીલ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભાગ.

ગુજરાત શાળાપત્ર

**ઘટાડેલો ભાવ.**

કિંમત રૂા. ૧-૦-૦

# બ્રિટિશ સામ્રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

કર્તા

જી. ઍન્ડર્સન, એમ. એ.,

અને

ઇ. માર્સ્ડન, બી. એ., એફ. આર. જી. એસ., હિંદુસ્તાનના

ભાષાન્તર કર્તા

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.,

---

મુંબઈ સરકારે સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે નક્કી કરેલા ઇતિહાસ અભ્યાસક્રમ આ ગ્રન્થના રચનારાઓને માર્ગસૂચક થયો છે. ઇંગ્લંડ ઇતિહાસ સાથે સંબંધ ધરાવતાં પ્રકરણો માટે મુખ્યત્વે કરીને મિ ઍન્ડર્સન જવાબદાર છે અને જે પ્રકરણો હિંદુસ્તાનના ઇતિહાસને લગ છે અને જેમાં બ્રિટિશ રાજ્યમાં થયલી હિંદુસ્તાનની વૃદ્ધિનું તેમ બ્રિટિશ હિંદુસ્તાનના હાલના રાજ્યતન્ત્રનું વર્ણન કરવામાં આવ્યું છે, તે માટે મિ૦ માર્સ્ડન જવાબદાર છે.

---

Short History of the Pritish Fmpire. By G. Anderso M. A. and E. Marsden, Price R. 1.

મેકમિલન ઍન્ડ કંપની લિમિટેડ,

મુંબઈ કલક. મદ્રાસ

## જોઈએ છે.

એક ફર્સ્ટ ગ્રેડ ટ્રેઇન્ડ શિક્ષક માસિક રૂ ૩૫) (પાત્રીસ)થી અને એક વર્નાક્યુલર ફાઇનલ પાસ મીસ્ટ્રેસ માસિક રૂ ૩૦) (ત્રીસ)થી જોઈએ છે લખો—

ઓનરરી સેક્રેટરી,
'મદ્રેસા હુસની'
કરાચી

---

૧ સરલ દેશીનામાની પદ્ધતિ—ટેક્સ્ટ બુક, આ. ૩૩ મી ૦—૫—૦; ૨. સરલ ગુજરાતી બાલ વ્યાકરણ—ઘાઈ બુક, ઘણે ઠેકાણે ટેક્સ્ટ, આ ૨૯મી, ૦—૫—૦, ૩ સરલ વ્યુત્પત્તિજ્ઞાન પ્રકાશ (૫—૬—૭ મી ચોપડીના પાઠવાર શબ્દોના અર્થસહિત,) લા પ્રા બુક, સુધરેલી આ. ૩જી ૦—૮—૦, ૪ નવું સરલ મુખગણિત ( બાળવર્ગથી ધો ૫ સુધી એકજ બુકમાં ) ઘણે ઠેકાણે ટેક્સ્ટ, આ ૧૫ મી, ૦—૩—૦, ૫ ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા આ ૧૫મી, ૦—૧—૬ મુખ્ય એજન્ટ અમદાવાદ, ઠે પાનકોર નાકે એસ બી શાહની કંપની ૪ ૪

**પ્રેમચંદ કરમચંદ શાહ, ગોંડળના માજી ડે. એ. ઇ.**
મુ. કપડવંજ.

---

### જાહેરખબર.

શિક્ષકો તેમજ શિષ્ય વર્ગમાં પ્રિય થઇ પડેલાં પ્રશ્નોરૂપે બાળોપયોગી સરળ

સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો

| સૃષ્ટિજ્ઞાન ધો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| | ૦—૨—૦ | ૦—૧—૦ | ૦—૩—૦ | ૦—૩—૦ | ૦—૪—૦ | ૦—૪—૦ | ૦—૫—૬ |

| પ્રશ્નો—ભરતખંડનો સરળ ઇતિહાસ ધો | ૫ | ૬ | |
|---|---|---|---|
| | ૦—૩—૦ | ૦—૪—૦ | કમીશન ૩૩ ટકા |

વાંચનમાળાના પાઠ તથા કવિતાના અર્થ મુજબ.

| કમીશન ટકા ૫૦ મુજબ ધો | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|
| | ૦—૪—૦ | ૦—૪—૦ | ૦—૬—૦ | ૦—૮—૦ |

આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે કમીશન ભરપુર આપવામાં આવશે. લખો—

અભિલાષ મગનભાઈ ઉપાધ્યાય બુકસેલર મુ૦ પેટલાદ


મુંબઈ ઇલાકો.
અને
હિંદુસ્તાન ( સામાન્ય )
કર્તા,
ચિતમરાય વ્રજરાય દેસાઈ
રંગીન તથા સાદા પુષ્કળ નકશા સહીત.
કી. ૦-૫-૦

## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે [illegible]તાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ [illegible] કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી [illegible] તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) [illegible] આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂ. ૦-૨-૬; (ટપાલખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઑર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ સાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદ્દત | એકપાન | અડધું પાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૭ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધ:—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડી[illegible] ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી: માટે દરેકને [illegible] કરેલી ચોપડી ગણવી નહિ.

ગુજરાત શાળાપત્ર

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મ જેવી મજબુત સ્વાદિષ્ટ ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા હોય તો તમારી બ્હેનોને, માતાઓને, પુત્ર—વધૂઓને અને તમારી ગૃહિણીને અવશ્ય વંચાવો.

અન્નફળ, શાક, જાતજાતનાં પકવાન્નો બનાવવાની રીત દર્શાવનારૂં પુસ્તક

દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને અવશ્ય અભ્યાસ કરવા લાયક



# પકવાન પોથી

અથવા

# પાકશાસ્ત્ર



લેખક તથા પ્રકાશક

ગં. સ્વ. લલિતગૌરી સામરાવ, તથા

ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

નવીન સુધરેલી બીજી આવૃત્તિ

કિમ્મત રૂ. ૩-૦-૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩-૮-૦.

આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહતરેહનાં ખાવાનાં પક્વાન્નો બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

કાલબાદેવી રોડ, મુંબઈ.

# સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦, છુટક અંકના રૂ. ૦-૨-૬; (ટપાલખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે અથવા નવા થવા માગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

૫ મનિઑર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૭ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ ૧૫) | રૂ. ૧૦) |

Registered No. B.43

પુસ્તક ૬૫ ] [ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ફેબ્રુઆરિ, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M,Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—પીરમશા રોડ—અમદાવાદ.

અનુક્રમણિકા

# गुजरात शाळापत्र

પુસ્તક ૬૫ ફેબ્રુઆરિ, સને ૧૯૨૬ [ અંક ૨ જો


## બાળરક્ષણ

આનંદની વાત છે કે હવે બાળરક્ષણ અને બાળહિતના વિષયપર ધ્યાન અપાવા માંડ્યું છે ને જાહેર ચર્ચા થવા લાગી છે. બાળક દેશની દોલત છે અને ભવિષ્યની આશા છે. તેનું પાલન કરવા તરફ જેટલું ધ્યાન અપાય તેટલું ઓછું છે. એ બાબતમાં શિક્ષકને માથે પણ મોટી ફરજ છે, જે અદા કરવામાં શિક્ષકે હંમેશ તત્પર રહેવું જોઈએ. દાખલા તરીકે; બાળરક્ષા સમાહની યોજના જે ઠેકાણે ઠેકાણે થવા માંડી છે, તેમાં દરેક શિક્ષકે પોતાનાથી બનતી સેવા કરવાને આગળ પડવું જોઈએ.

એ યોજનાનો હેતુ બાળમરણ શાં શાં કારણોથી વધે છે તે બતાવી તે કારણો દૂર કરવાને લોકોને તયાર કરવાનો છે અને જન્મેલાં બાળકોમાંથી જે જીવવા પામે છે તેને કેવી રીતે ઉછેરવાં તે બતાવવાનો છે. સગર્ભા સ્ત્રીની તબિયત બરાબર ન સચવાવાથી, પ્રસવ વખતે અણઘડ દાયણોને હાથે કામ લેવાવાથી અને જન્મ્યા પછી બાળકની ઘટતી બરદાસ ન થવાથી કેટલી બધી હાનિ થાય છે તે કેળવાએલાં સ્ત્રીપુરુષ જાણે છે ખરાં, પણ

વસ્તીનો ઘણો ખરો ભાગ અભણ હોવાથી તે વર્ગને એ વિષે જાણ નથી. તેમને એ જ્ઞાન મળે અને તેનો અમલ થાય તોજ બાળમરણનું પ્રમાણ ઘટતું અટકે એ કામમા શિક્ષકવર્ગ જેટલી મદદ કરી શકે તેટલી બીજા કોઈ પણ કરી શકે તેમ નથી. માટે આ બાબતમા શિક્ષકોએ રસ લેવો, તે વિષે પુરતી માહીતી મેળવવી, અને આ જનસેવાના કામમાં આગળ પડતો ભાગ લેવા એ વિષે શિક્ષકોને જોઈતી માહીતી અમે પુરી પાડવાનો બંદોબસ્ત કરીશ

---

પોતાની નિશાળમા આવતા બાળકોની તનદુરસ્તી જાળવવાની તો શિક્ષકોની ફરજ છેજ છતા દીલગીરી સાથે જણાવવુ પડે છે કે એ બાબત પર તેમના તરફથી ઘટતુ લક્ષ અપાતુ જોવામા આવતુ નથી પ્રથમ તો તેમણે પોતેજ નિશાળમા અને તેની આસપાસ સ્વચ્છતા રાખવી જોઈએ અને બાળકોને સ્વચ્છતાની ટેવ પાડવી જોઈએ પણ નિશાળજ રોજ સાફ સુફ થતી ન હોય, નિશાળનો સામાન ગમે ત્યાં પડેલો રહેતો હોય, બારી બારણા, મેજ, ખુરશી, પાટીયાં, કબાટ વગેરે હમેશ ધુળવાળા રહેતાં હોય, દિવાલો પર જાળા બાઝેલા હોય તો પછી બાળકને સ્વચ્છ રહેવાનો ગમે એટલો બોધ થાય તોપણ તેની અસર કેટલી થાય? માટે શિક્ષકે પોતાની નિશાળમા બધુ સાફસુફ રાખવાની પહેલી કાળજી રાખવી દરરોજ નિશાળ વળાવવી ઝડાવવી, અંદરનો સામાન ઝટકાવવો, લુછાવવો, ને બરાબર ગોઠવાવવો, અને આઠવાડીએ આઠવાડીએ દિવાલને ને છાપરાને વળગેલા જાળા પડાવવા એમ થશે તો બાળકોને સ્વચ્છતાનો ખ્યાલ આવશે અને આપોઆપ તે પોતાના ઘરમા બધું સ્વચ્છ રાખતાં શીખશે વળી બાળકોને જાતે સ્વચ્છ રહેવાની ટેવ પડે તેટલા માટે દરરોજ છોકરાંઓને નિશાળમાં આવતાને વાર તપાસવાં, ને જે મેલાઘેલાં માલમ પડે તેને રોકવાં અને હાથપગ તથા મો ધોઈને તથા નાક, દાંત વગેરે સાફ કરીને આવવા કહેવુ બને તો નિશાળના ઓટલાપર પાણીની એક ડોલ ને

લેરો નહવાં અને દિવાલ પર એક આરસી મૂકવી કે છોકરાંઓ નિશાળમાં આવતાંજ આરસીમાં પોતાનું મોં જોય ને મેલુંઘેલું હોય તો તે ધોઇને આવે. નિશાળમાં કેટલાંક છોકરાં પોતાની સ્લેટ સાફ કરતી વખતે થૂંકનો ઉપયોગ કરે છે. તે જ્યાં મળતો હોય ત્યાં અટકાવવો અને પાણીવડે સ્લેટ સાફ કરવાની ટેવ પાડવી.

શાળામાં બાળકની આંખનું રક્ષણ થવું જોઈએ. જેની આંખ સારી હોય તે બગડવી જોઇએ નહિ ને જેની નબળી હોય તે વધારે ખરાબ થવી જોઈએ નહિ. તેટલા માટે વર્ગનાં બારીબારણાં ખુલ્લાં રાખવાં અને પુરતુ અજવાળું આવવા દેવું. વર્ગને એવી રીતે ગોઠવવો કે બધાં છોકરાં કાળા પાટીઆપર લખેલું બરાબર જોઈ તથા વાંચી શકે. વળી, છોકરાંને એવી રીતે બેસાડવાં કે તેમની આંખની સામે તેજ આવે નહિ, પણ ડાબી બાજુએથી આવે એટલે લખતી વખતે તેમને તેમના હાથનો ઓથો નડે નહિ. તેમને બહુ ઝીણા અક્ષરે છાપેલી ચોપડીઓ વાંચવા દેવી નહિ, તેમજ બહુ ઝીણા અક્ષરે અથવા બહુ નીચા વળીને અથવા આંખ નજીક સ્લેટ રાખીને કંઈ પણ લખવા દેવુ નહિ. વળી બહુ ઝીણા અક્ષરે કાળા પાટીઆ પર લખેલું તેમની પાસે વંચાવવું કે લખાવવું નહિ અને વર્ગમાં લટકાવેલા નકશામાંથી દૂરથી જગાઓનાં નામ શોધી કાઢવા તેમને કહેવું નહિ. એ ઉપરાંત નબળી આંખવાળાં છોકરાંઓને વર્ગને મોખરે કાળા પાટીઆ પાસે બેસાડવાં કે તેઓ પાટીઆ પર લખેલું બરાબર જોઈ તથા વાંચી શકે. વર્ગમાં કયાં છોકરાંની આંખ નબળી છે તે શોધી કાઢવાને જોવું કે કયાં છોકરાં પાટીઆ પર લખેલું દૂરથી વાંચી શકતાં નથી, દૂરથી ઘડીઆળમાં જોઇને વખત કહી શકતાં નથી, વાંચતાં નાના શબ્દો છોડી દે છે અને વાંચતી વખતે ચોપડી આંખની બહુ પાસે એટલે ૧૨ ઇંચ કરતાં પણ ઓછે અંતરે રાખે છે. એમ જોવાથી જણાશે કે કયાં છોકરાંની આંખ નબળી છે. જેની જેની આંખ નબળી જણાય તેનાં માબાપને તે બાબતની ખબર આપવી અને તે સંબંધે સારા પાસ થએલા ડાકટરની સલાહ લેવા કહેવું.

# વીરબાળા સેવાસમિતિ

વાચકવર્ગમાંનું ભાગ્યેજ કોઈ હવે બાળદત-હીલચાલથી અજાણ્યું હશે. દક્ષિણ આફ્રિકાના એક ઐતિહાસિક પ્રસંગ સાથે એને ગાઢ સંબંધ છે. દક્ષિણ આફ્રિકાની ભૂમિમાં મેફેકિંગના-ઘેરા વખતે જન્મ પામી બ્રિટિશ સામ્રાજ્યના કેન્દ્રસ્થાન ઇંગ્લંડમાં ઉછરી. આ હીલચાલ એ મહાન સામ્રાજ્યના દૂર દૂરના દેશોમાં ફરી વળી છે. એને આપણા દેશમાં દાખલ થયે હજી ૨૦ વર્ષ પણ થયાં નથી, તોપણ તે હિંદના પશ્ચિમ અને દક્ષિણ ભાગમાં તો સારી રીતે પ્રચાર પામી છે. સેવાધર્મ અને તે યથાશક્તિ બજાવવાની અગત્ય આપણા સમાજમાં નવીન વાતો નથી. આપણા રીતરિવાજોમાં એ ધ્યેય સધાય એવા અનેક પ્રસંગો પણ છે; પણ હાલના સમાજપરિવર્તનમાં આવા પ્રસંગો અને તેનો લાભ લેવાની તકો ઓછાં થતાં જાય છે; એટલા પુરતીજ આવી કોઈ એજ ભાવના કેળવનારી સ્વતંત્ર યોજનાની જરૂર રહે છે.

**આશય.**

આ હીલચાલનો મુખ્ય હેતુ બાળાઓની તનદુરસ્તી સુધરે, તેમને આનંદ મળે, અને શાળામાં અપાતા શિક્ષણ ઉપરાંત જુદી જુદી દિશામાં તેઓ કેળવાય એવા કામોમાં તેમને રોકવાનો છે. કેળવણીના પ્રદેશમાં આપણા દેશમાં કેટલાક અખતરા થયા છે અને હજી પણ એ દિશામાં પ્રગતિ ચાલુજ છે. છતાં પણ કેળવણીમાં શિક્ષણ ઉપરાંત જે જે આવશ્યક તત્ત્વો છે તે સઘળાં કેળવણીમાં પુરેપુરા પ્રમાણમાં હજી દાખલ થઈ શક્યાં નથી. આ હીલચાલના સિદ્ધાંતોમાં એ દૃષ્ટિએ જરૂરનાં કેટલાંક તત્ત્વોનો સમાવેશ થાય છે.

૩. પ્રત્યેક અંગને યોગ્ય કસરત મળે એવી રમતોની યોજનાથી અંગવિકાસ કરનાર અને તનદુરસ્તી વધારનાર તત્ત્વોનો આમાં સમાવેશ થયેલો જણાય છે.

૪. પ્રતિદિન ઓછામાં ઓછું એક પરોપકારનું કાર્ય કરવાની આજ્ઞાના પાલનથી, પરોપકારવૃત્તિ કેળવનારા તત્ત્વો પણ આ યોજનામાં માલુમ પડે છે.

આ પ્રમાણે આ સેવાસમિતિના સિદ્ધાંતોમાં બુદ્ધિ, આજ્ઞાધીનતા, નૈપુણ્ય, તનદુરસ્તી અને પરોપકારવૃત્તિ—ટુંકમાં ચારિત્ર્ય ઘડવાના નિયમોનો સમાવેશ થાય છે

આ સેવાસમિતિના કાર્યપ્રદેશમાં એક વાત ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. નિશાળોમાં મોટે ભાગે જ્યારે બાળકોને બીજી વ્યક્તિઓ મારફત માહીતી અપાવામાં આવે છે ત્યારે સ્વતંત્ર વિચારશક્તિ કેળવવાના ને આત્મસંયમના પ્રસંગો તેમને ઓછા મળે છે પરંતુ આ યોજનામાં પ્રત્યેક વ્યક્તિને પોતાની મેળે જાણી લેવાના પ્રસંગો વધારે અપાય છે તેઓ જે "મોટી બેનતી" સાથે રહી કામ કરે છે તે તો માત્ર માર્ગનું સૂચનજ કરે છે.

આ યોજનામાં બાળાઓનું જે વર્ગીકરણ કરવામાં આવ્યું છે અને તેને જે નામ આપવામાં આવ્યા છે તે તથા દરેક વર્ગને કરવાના કામો તથા રમવાની રમતોની યાદીઓ વગેરે સઘળું તેમની શક્તિઓનો વિચાર કરી કરવામાં આવ્યું છે એટલુંજ નહિ પણ પ્રત્યેક વર્ગનો કાર્યક્રમ તે વર્ગની બાળાઓના શારીરિક ને માનસિક વિકાસને અનુકૂળ રાખવાને બનતો યત્ન કરવામાં આવે છે

આટલું સામાન્ય વિવેચન કર્યા પછી બાળાઓનું વર્ગીકરણ, વર્ગનાં નામ, ઉમર, દરેક વર્ગને કરવાનાં કામ ઇત્યાદિ તરફ ઉપલક નજર નાખીએ.

વર્ગીકરણ

૧ અગીઆર વર્ષથી નાની વયની બાળાઓનો વર્ગ.

૨. અગીઆરથી સોળ વર્ષની ઉમર સુધીની બાળાઓનો વર્ગ.

૩ સોળથી અઢાર વર્ષ સુધીની બાળાઓનો વર્ગ.

૪. અઢારથી મોટી ઉમરની સ્ત્રીઓનો વર્ગ

### નામ

આ વર્ગની બાળાઓની ઉંમર ઉપરથી જણાશે કે તેઓ ઘણે ભાગે દુનિઆના વ્યવહારથી અજ્ઞાન કુમારીકાઓ હોય છે. તેઓમાં જિજ્ઞાસા ને કલ્પના પ્રબળ હોય છે. એટલુંજ નહિ પણ અથાગ શક્તિનો ભંડાર તેમનામાં ભર્યો હોય છે. અને તે અનેક રસ્તે વિકાસ પામવા યત્ન કરે છે. અનેક નવાં કામ આદરવાની તેમને હોંસ હોય છે. કલ્પનાના ઘોડા પૂર વેગે દોડતા હોય તેથી પરીઓની, ફિરસ્તાઓની વાતો તેમને ખૂબ આકર્ષે છે. આ વસ્તુસ્થિતિનો લાભ લઈ આ વર્ગનું નામ પણ પરીમંડળોના નામ ઉપરથી પાડવામાં આવ્યું છે. જેમ પરીઓ ખૂશ થતાં પોતાના માનીતાના ઘરનું સઘળું કામકાજ કોઈ જાણે નહિ એમ કરી જાય છે તેમ આ અગીઆર વર્ષની અંદરની પરીઓને પણ પોતાના ઘરનું કામ ચુપકીથી અને ત્વરાથી કરી માબાપને મદદ કરવાની આ યોજના તેમને પ્રેરણા કરે છે.

### પોશાક

દૂર દૂર દેશની બાળાઓ પણ એકજ ભગિનીસમાજના અંગો છે એ ભાવના કેળવવા માટે તેમના પોશાકમાં કેટલુંક સામ્ય રાખવું આવશ્યક જણાયું છે.

### અભ્યાસક્રમ

આ ઉંમરની બાળાઓ પોતે શારીરિક સ્વચ્છતા જાળવતાં શીખે, વ્યવસ્થિત રમતો રમી શકે, થોડું સામાન્ય જ્ઞાન મેળવે અને માબાપને ઉપયોગી નીવડે એ ઇચ્છવા યોગ્ય છે, એ તો સર્વ કોઈ કબુલ કરશેજ. એમના અભ્યાસક્રમમાં આ બધી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

નખ શા માટે ચોકખા રાખવા તથા બરાબર કાપવા તથા દાંત સાફ શા માટે રાખવા અને નાકે શ્વાસ શા માટે લેવો તે જાણવું.

જમણે તથા ડાબે હાથે ૧૦ વાર દૂર દંડો ફેંકતાં તથા સામો માણસ ઝીલી શકે તેમ ૭ વાર દંડો ફેંકતાં.

બે માણસને સારૂં જમવા બેસવાની ગોઠવણ કરતાં.

આંગળી કપાઈ હોય અગર ચામડી છોલાઈ હોય તો પાટા બાંધતાં.

**પ્રથમ વર્ગની બાળાઓ માટેઃ—**

(ત્રીજા ને બીજા વર્ગના અભ્યાસ ઉપરાંત) વાવટાની નિશાનીથી સંદેશા મોકલતાં, રાજગીત ગાતાં. દિશાદર્શકયંત્રનાં આઠ બિંદુની સમજ, જમવાનાં વાસણો સાફ કરતાં, દીવા પાડતાં, ચા કરતાં, ખીર કરતાં લુગડાંની ગડી વાળી સંભાળ લેતાં.

**વચનો**

આ ભગિની સમાજની સભ્ય થવા ઇચ્છતી હોય તેવી પ્રત્યેક ભગિના પાસે નીચે જણાવેલાં બે વચનો લેવડાવાય છે.

૧ હું પ્રભુ અને રાજા પ્રત્યે મારી ફરજો બજાવવા મારૂં બનતું કરીશ અને પરીમંડળના કાયદા પાળીશ.

૨ બીજાને અને ખાસ કરીને મારાં કુટુંબીજનોને મદદ કરવા મારૂં બનતું કરીશ.

**કાયદા**

ભગિનીસમાજના આ મંડળના બેજ કાયદા છે.

૧ દરેક બાળા પોતાથી મોટી ઉંમરની મંડળની બાળાની મરજી ઉઠાવે છે.

૨ પોતાની લાલસાને વશ વર્તતી નથી.

**મુદ્રાલેખ**

આ ઉપરાંત આ વર્ગની બાળાઓ સમક્ષ એક સુંદર આદર્શ રજુ કરવામાં આવે છે જે એમને હંમેશ સેવાધર્મનું પાલન કરતા રહેવાનું સૂચન કરે છે.

ટેકો કરો

**સલામ**

ડાબા હાથની પહેલી ને બીજી આંગળી ઊભી રાખી ખભા સુધી લઈ

જઈ અડધી, ને ટોપી સુધી લઈ જઈ આપણી સલામ આ વર્ગની બાળાઓ કરે છે એ આગળીઓ તેમણે લીધેલા બે વચનનું ને તેમના મંડળના બે કાયદાનું તેમને સતત સ્મરણ કરાવે છે

બીજો વર્ગ વીરબાળાનો છે. તેમની ઉમર ઉપર જણાવ્યા પ્રમાણે ૧૧ થી ૧૬ વર્ષની હોય છે કલ્પનાસૃષ્ટિ ને પોતે જે દુનિઆમા હરેફરે છે તેનો તફાવત તેઓ સમજવા માડે છે પોતે તેમા પોતાનો ભાગ ભજવનાર છે તેનું ભાન થાય છે ઉગતા લોહીનો જુસ્સો તેઓમા હોય છે અને નવા કામ માથે લેવાનું સાહસ તથા પાર પાડવાની ઉમેદ પણ તેમનામા હોય છે. આ વસ્તુસ્થિતિનો વિચાર કરી તેમને અનેક ઉપયોગી બાબતોનુ જ્ઞાન આપવાનો અને સારી પ્રવૃત્તિઓમા રોકી રાખવાનો યોગ સાધવામા આવ્યો છે

પોશાક

પરીમંડળની માફક અહિં પણ એકજ તરેહનો પોશાક એજ હેતુથી રાખવામા આવ્યો છે

અભ્યાસક્રમ

વીરબાળાના આ વર્ગને બે ભાગમા વહેચવામા આવ્યો છે

બીજા વર્ગની 'વીરબાળા'ને માટે નીચે જણાવેલો અભ્યાસક્રમ છે –

૧ મંડળના કાયદા, 'યુનિયન જેક'ની ટુંક હકીકત, વાવટાની નીશાનીઓથી સંદેશા લેતા ને મોકલતા, ૭ જુદા જુદા વર્ગના સ્થાનિક પક્ષીઓ, ઝાડ અથવા પ્રાણીઓની ટેવો વગેરેનો અભ્યાસ, અને જનાવરોના પગલા પારખી તે કયે રસ્તે ગયા તેની તપાસ મેળવતા અથવા ગાડીઓ મોટરો સાઇકલોના લીસોટાથી તે કઈ દિશાએથી કઈ દિશા તરફ ગયા તે જાણતુ જોઇએ

૨ સાત ગાંઠો વાળતા અને મેદાનમા બે દિવાસળીથી વધારે વાપર્યા વગર દેવતા પાડતાં આવડતુ જોઈએ

૩ શારીરિક કસરત કરતાં આવડતુ જોઈએ અને તેથી થતા ફાયદા જાણવા જોઈએ, વીસ સેકંડમા ૧૦૦ વાર કૂદતા ને અટક્યા સિવાય ૧૦૦ વખત દોરડું કુદતા આવડતુ જોઈએ

૪ નાના ઘાને પાટા બાંધતા, ગાદીને પાટાનો ઉપયોગ કરી ઘામાથી લોહી વહેતુ બંધ કરતા આંખમા પડેલુ કસ્તર કાઢતાં, મચકોડાએલી ઘુંટીને પાટાથી મજબૂત બાંધતા આવડતુ જોઈએ

પોતાના મંડળને ઉપયોગી કોઈ પણ એક ચીજ બનાવતાં આવડવું જોઇએ, અને તંદુરસ્તીના નિયમો જાણવા જોઇએ.

પ્રથમ વર્ગની વીરબાળાનો અભ્યાસક્રમઃ—

૧ ઉંચાઈ, અંતર, વજન, અને સંખ્યાની અટકળ કરતાં, અને દિશાદર્શક યંત્રનાં ૧૬ બિંદુનું જ્ઞાન, પૈસા બચાવતાં અને નીચલા વર્ગની બાળાઓને તાલીમ આપતાં આવડવું જોઇએ.

૨ રસોઈ, સીવણ કામ અને બાળ ઉછેરનું જ્ઞાન.

કસરત કરતા, અને ૫૦ વાર તરતાં આવડવું જોઈએ.

૪ બીજાને ઉપયોગી થઈ પડાય તેટલા માટે અકસ્માત વખતના પ્રાથમિક ઉપાયોનું જ્ઞાન તથા માંદાની માવજત કરવાનું જ્ઞાન.

પોતે રહેતા હોય તેની આજુબાજુ અડધા માઈલ સુધીમાં ડાક્તર ક્યાં રહે છે. તથા રેલ્વે સ્ટેશન, પોલીસ ચોકી, ટેલીફોન, પોસ્ટ અને તાર ઑફિસો ક્યાં આવ્યા છે તેનું જ્ઞાન. આ ઉપરાંત ઉપલા સ્થળો શોધી કઢાય એવો સાદો નકશો તૈયાર કરતા પણ આવડવુ જોઈએ.

આ જાતની કેળવણી બાળાઓને કેટલી ઉપયોગી છે અને શાળાના શિક્ષણકામમા તે કેટલી બધી સહાયભૂત નીવડે કે તે સહજ જણાઈ આવે તેમ છે.

વચનો

આ વીરબાળાના વર્ગમા ત્રણ વચનો લેવડાવવામાં આવે છે, એમાંનું એક પ્રભુ અને રાજા પ્રત્યે પોતાની ફરજ બજાવવા પોતાનુ બનતુ કરવાનું, બીજુ અન્યને મદદ કરવા સદા તત્પર રહેવાનુ અને ત્રીજુ મંડળના કાયદા પાળવાનું હોય છે

કાયદા

કાયદા દસ છે.

૧. વીરબાળાના શબ્દો વિશ્વાસને પાત્ર છે.

૨. વીરબાળા, પોતાના રાજા, અમલદારો, માતપિતા, અને અન્નદાતા પ્રત્યે વફાદાર રહે છે.

૩. વીરબાળા બીજાને ઉપયોગી અને મદદગાર બને છે. પોતાના સુખનો વિચાર કર્યા સિવાય પોતાની ફરજ તે બજાવે છે ને દુઃખીને મદદ કરે છે.

૪. વીરબાળા સર્વ પ્રત્યે મિત્રભાવે રહે છે. વર્ણ, દેશ, કે ધર્મના ભેદભાવ રાખ્યા વગર બીજી વીરબાળાઓ સાથે બેન પ્રમાણે વર્તે છે

૫. વીરબાળા વિનયશીલ રહે છે.
૬. વીરબાળા આજ્ઞાધીન રહે છે.
૭. વીરબાળા પ્રાણીમાત્ર તરફ દયાથી વર્તે છે.
૮. વીરબાળા હસી રમીને મુશ્કેલીઓ દૂર કરે છે.
૯. વીરબાળા કરકસર કરી જાણે છે.
૧૦. વીરબાળા મનથી, વાણીથી અને કર્મથી હમેશાં પવિત્ર રહે છે.

આ દશ નિયમો કોઈ પણ સંસ્થાને ઉત્તમ પંક્તિની સંસ્થાઓમાં સ્થાન અપાવે એવા છે અને એનું યોગ્ય પાલન સભ્યોની અનેક રીતે ઉન્નતિ સાધે એવું છે એ તો સર્વે કબુલ કરશેજ. સિદ્ધાંતો અને તેની કૃતિઓમાં, અને આદર્શો અને આદર્શ સામો રાખી તેને પહોંચવા મથનારની સફળતામાં જે તફાવત રહેવાનો તે રહેશેજ, પણ એ ઉપરથી આદર્શોનો દોષ ન કાઢી શકાય.

### મુદ્રાલેખ

"હમેશ તૈયાર" એ આ વર્ગનો મુદ્રાલેખ છે. મદદ કરવામાં કદી આળસ ન કરવું કે જાતનો વિચાર કરવા થોભવું નહિ એ સૂચવનાર આ મુદ્રાલેખ દરેક વીરબાળા યાદ રાખે તો અનેક પરોપકારનાં કામોથી જીવન સાર્થક કરી શકે.

### સલામ

તેમના ત્રણ વચનનું ભાન કરાવતી સલામ વીરબાળાઓ કરે છે.

ત્રીજો વર્ગ તે ૧૬ થી ૧૮ વર્ષની ઉંમરની બાળાઓનો છે. સોળ વર્ષની ઉંમર થતાં તેઓ આ વર્ગમાં આવી શકે છે. આ વર્ગનો ખાસ અભ્યાસક્રમ નથી. પણ સમાજ સેવાનાં જે ખાસ અંગો છે તેમાંનું કોઈ એકાદ પસંદ કરી તેનો ખાસ અભ્યાસ કરી નૈપુણ્ય મેળવવાનું તેમાં સૂચન છે. આ વર્ગમાં આવ્યા પછી કોઈ ટુકડીના સભ્ય બનવાનું ફરજીઆત નથી. પોતે અનુકૂળતા પ્રમાણે અભ્યાસ વધારી શકે છે અને સમાજસેવા કરી શકે છે. પણ જો કોઈ ટુકડીમાં જોડાય તો "મોટીબેન"ના મદદનીશ તરીકે તેને કામ કરવું પડે છે.

અકસ્માત વખતે મદદ કરનાર તરીકે થઈ રહીને, અમર બાળકો તેમજ સ્ત્રીવર્ગને ખુલ્લી હવા, કસરત ને થાક મળે તેવી સહેલ આપવાની યોજનાઓમાં

મદદ કરીને, અગર બીજી કોઈ પણ સમાજહિતની પ્રવૃત્તિઓમાં જોડાઈને આ વર્ગની વીરબાળાઓ દેશને તેમજ સમાજને ઉપયોગી જીવન ગાળી શકે છે.

ચોથો અને છેલ્લો વર્ગ તે વીરબાળાઓને દોરનાર સ્ત્રીઓનો છે. ઉપર ગણાવેલા ત્રણે વર્ગના કામની સફળતાનો આધાર આ વર્ગ ઉપર છે. સ્વપ્રયાસમાંજ માનનારી પદ્ધતિઓને પણ આવા કોઈ માર્ગદર્શક કે સંકટના સમયે વખતે હાથ બંધાવનારની જરૂર જણાઈ છે. આ યોજનામાં પણ આ વીરયુવતીઓની કાંઈક એવી પદવી છે. તેઓએ શિક્ષકની માફક શિક્ષણ આપવાનું નથી પણ તેમની સાથે રહી કામ કરનાર બાળાઓને અનેક નવીન દિશાઓમાં વ્યવસ્થિત રીતે દોરવાની છે. ' જાઓ ' તો ભાગ્યેજ કહેવાનું છે. '' ચાલો 'થીજ વાત કરવાની છે. મોન્ટીસરી શિક્ષક-ની તેના વર્ગમાં જેટલી જરૂર છે તેટલી જરૂર આ વીર યુવતીઓની પણ વીરબાળાની હીલચાલમાં છે. પ્રત્યેક વર્ગની બાળા પોતાના વર્ગનો અભ્યાસ પુરો કરે છે કે નહિં એ ઉપર લક્ષ આપ્યા કરતાં આ સેવાસમિતિના સિદ્ધાંતો બાળાઓ સંપૂર્ણ રીતે ગ્રહણ કરે છે કે નહિં એ બાબત ઉપર વિશેષ લક્ષ આપવાનું છે. દરેક નાની બાબતમાં બાળાઓ સાથે રહીને, તેમની સાથે રમતોમા ભળીને ખેતરોમાં ભટકીને, સમાન મુશ્કેલીઓમાં સાથે ઊભાં રહી હસતે ચહેરે મુશ્કેલીઓ દૂર કરવામાં પોતાનો ભાગ ભજવીને, અને ટુંકમાં માત્ર શબ્દો દ્વારા નહિ પણ પોતાનાજ દાખલા દ્વારા ચારિત્ર્ય કેળવવા ઉપરજ લક્ષ આપવાનું છે.

આ હીલચાલનો હેતુ, બંધારણ અને અભ્યાસક્રમ જોયા પછી જુદી જુદી દૃષ્ટિએ તે કેટલી ઉપયોગી છે તે તરફ જરા નજર કરીએ.

છેક નાની વયની બાળાઓને આ યોજના તેમની પ્રેરણાઓ ને ઈચ્છાઓ તૃપ્ત કરે એવી રમતો પુરી પાડે છે અને સાથે સાથે શારીરિક, માનસિક અને નૈતિક કેળવણી પણ આપે છે.

બાળાઓની દૃષ્ટિએ એકજ ધ્યેયને માટે કામ કરનારી સમાન વયની બેનપણીઓના ટોળામાં મૂકાવાથી તેઓ અનુકૂળ વાતાવરણમાં હોય એમ તેમને લાગે છે. પોતાની જાતનું હિત સાધવા કરતા પોતાની ટોળીનું હિત સાધવામા વધારે મશગુલ બને છે. સમાન દુઃખ વખતે પોતાની બેનપણી-ઓની સાથે ઊભાં રહી તે સહન કરતાં શીખે છે. ઘણુ કામ જંગલો ને ખેતરોમા કરવાનું હોવાથી ખુલી હવામાના પ્રવૃત્તિમય જીવનમાં રસ લેતા તેઓ થાય છે.

શિક્ષકની દષ્ટિએ આ યોજના એના કામની ન્યૂનતાપૂરક છે. અર્થાત્ નિશાળની ચાર દિવાલો વચ્ચે રહીને કામ કર્યાથી તે જે નથી સાધી શકતો તે આ યોજનાથી કેટલેક અંશે સાધી શકે છે

બાળાઓના શરીર નિરોગ થતાં અને વિકાસ પામતા જોઇ માબાપને સંતોષનું કારણ મળે છે સાથે સાથે તેમની ઉપયોગી હસ્ત ઉદ્યોગ કરવાની શક્તિ, સમયસૂચકતા, પરોપકારવૃત્તિ, આત્માધીનતા, વિનયશીલતા અને ત્રણે પ્રકારની પવિત્રતા તેમને પરમ સંતોષ આપે છે.

પુખ્ત ઉમરે જે દુનીઆમાં તેમને વ્યવહાર ચલાવવાનો છે, ને જે મુશ્કેલીઓ સામે તેમને ટક્કર ઝીલવાની છે તે સઘળા માટે બાળાઓને તૈયાર કરવાનો આ યોજનામા યત્ન કરવામા આવ્યો છે

દુનીઆના કેટલાક દેશોમા અત્યારે સંપૂર્ણ મનુષ્યત્વ વાળા દેશજનો તૈયાર કરવાની સ્પર્ધા ચાલી રહી છે દુનિઆની કહેવાતી સુધરેલી પ્રજાઓની સાથે રહી આપણે પણ આગળ ચાલવુ હોય તો આપણા દેશની પ્રજાને સંપૂર્ણ મનુષ્યત્વવાળી બનાવવાને યત્ન કરવા જોઈએ. પ્રજાનો એક ભાગ–પુરુષો– આગળ વધે અને એ પ્રગતિઓમા બીજો ભાગ–સ્ત્રીઓ–પોતાનો યોગ્ય ફાળો ન આપે તો એ પ્રગતિ ઘણીજ નિયંત્રિત રહે, બલ્કે અધુરી રહે માટે આપણા દેશકાળને ઉચિત ફેરફાર વાળી આવી યોજનાઓ ઉપાડી લેવાય તો એ દિશામા પ્રગતિ સધાય

રણજીતભાઈ ડાહ્યાભાઈ દેરાસરી

---

## બ્હેરાં–મુગાંની શાળાના કામનું પ્રદર્શન

---

તા ૨૨–૧–૨૬ને રોજ આ શાળાના કામનું પ્રદર્શન અમદાવાદની બી જે. મેડીકલ સ્કૂલમા થયુ હતું શ્રોતાઓ (પ્રેક્ષકો)મા મેજર કેન્ડી, સિવિલ સર્જન સાહેબ, કેટલાક સ્થાનિક દાક્તરો અને મેડિકલ સ્કૂલના વિદ્યાર્થીઓ મળી આશરે ૮૦ માણસો હતા

### બહેરાં મુગાંની ઓળખાણ

શરૂઆતમાં શાળાના પ્રિન્સિપલે પોતાના છોકરાની ઓળખાણ કરાવતા કહ્યુ કે આ છોકરાં બ્હેરાં–મુગા (Deaf mute) છે. લોકો એમને

બ્હેરાં અને મુંગાં (Deaf & Dumb) કહે છે.આ.બોલવાની રીત ભૂલભરેલી છે.જે પ્રાણીઓમાં બોલવાની શક્તિ નથી જેમકે ગાય, ભેંસ, ઘોડા વગેરે તેમને ( Dumb ) કહે છે. બ્હેરા-મુગાં માણસો બીજી રીતે આપણા જેવાં છે. એ લોકામાં બોલવાની શક્તિ છે. એમને યોગ્ય કેળવણી આપીએ તો એ બોલી શકે છે. ( હું આપને થોડા વખત પછી એમના બોલવાના નમુના બતાવીશ ). મનુષ્ય અનુકરણ કરનાર પ્રાણી છે. આપણે જે સાંભળીએ છીએ તે બોલીએ છીએ. આ છોકરાંઓ સાંભળતાં નથી તેથી બોલતાં નથી. એમને મુગાં ( Dumb ) કહેવાં એ મનુષ્ય જાતનું અપમાન કરવા જેવું છે.

## બ્હેરાં-મુગાંની કેળવણી

બ્હેરાં-મુગાંની કેળવણીના પ્રચારના સંબંધમાં એમણે કહ્યું કે મુંબઈ ઇલાકાની વસ્તી ઇંગ્લંડ અને વેલ્સની વસ્તી કરતાં થોડી ઓછી છે. આપણા ઇલાકામાં ૧૭૦૦૦ બ્હેરાં-મુગા છે અને તેમને માટે ફક્ત ૪ નિશાળો છે તેમાં આશરે ૧૨૫ છોકરાં ભણે છે. ઇંગ્લંડ અને વેલ્સમાં ૨૬૦૦૦ બ્હેરા મુગા છે. તેમાંથી ૫૦૦૦ ભણે છે અને તેમને માટે નિશાળો છે. આ ઉપરથી આપણે ચોકખું જોઈ શકીએ છીએ કે પશ્ચિમના દેશો કરતાં આપણે ઘણાજ પાછળ છીએ.

## બ્હેરાં-મુગાં અને આંધળાંની સરખામણી

બ્હેરાં-મુગાં અને આંધળાંની સરખામણી કરતાં પ્રિન્સિપલે મિસ હેલન કેલર બી. એ. યુનાઈટેડ સ્ટેટ્સ, અમેરિકા, ની બ્હેરી-મુગી અને અને આંધળી વિદુષીના 'Out of the Dark' નામના પુસ્તકમાંથી એક ફકરો ટાંકીને ( Blindness robs the day of its light and makes us dependent and physically helpless. Deafness stops up the fountain-head of knowledge and turns life into a desert. ) જણાવ્યું કે અંધાપા કરતાં બ્હેરાપણું એ ઘણું મોટું સંકટ છે. એજ બાઈએ એક વખત " Home Doctor "ના તંત્રી Dr. Homesworth ને કહ્યું હતું કે:—

"The curse of deafness is not merely lack of hearing; it is the isolation it brings; and the curse of blindness is not merely loss of sight, but the dependency it entails."

## બ્હેરાં-મુગાંની વસ્તી

બ્હેરા-મુગાની વસ્તીનુ પ્રમાણુ દર ૧૦,૦૦૦ માણુસે ૭ નું છે. આપણા દેશમાં મોટી નદીઓ ( સિંધુ, ગંગા ) ના પ્રદેશમા અને હિમાલ-યની તળેટીના પ્રદેશમાએ પ્રમાણુ ઘણુ વધારે છે

## બ્હેરાં-મુગાંની કેળવણીની શરૂઆત.

બ્હેરા-મુગાની કેળવણીની શરૂઆત આપણા દેશમાં એક રોમન કેથોલીક પાદરી રેવ ફાધર ગોલ્ડસ્મિથ એમ. જે. એ મુબંઈમા સને ૧૮૮૨ મા કરી હતી. અપંગોની કેળવણીની શરૂઆત આ દેશમાં જુદા જુદા ખ્રિસ્તિ મિશનોએ કરી છે તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. વિલાયતમા આ બાબતના પ્રયાસ ૨૦૦ વર્ષ થયા ચાલે છે ફ્રાન્સના એક પાદરી દલએપે બ્હેરા-મુગા માટે એક વ્યવસ્થાસરની નિશાળ ૧૮ મા સૈકામા કાઢી હતી એઓએ અપંગોને નિશાનીઓ ( sign Language ) અને કર પલ્લવી (manual alphabet)થી શીખવતા હતા. જર્મનીના ગ્હીશ (Von. Heineike) વૉન હીનીક અને ઈંગ્લંડના રહીશ મી. બ્રેઇડવુડે બ્હેરા-મુગાને નિશાનીઓ અને કરપલ્લવીથી શીખવવાની પદ્ધતિને વખોડી કાઢી અને એમને બોલીને શીખવવાની રીતની એમણે હિમાયત કરી આ બાબતમા ખાનુ ઊહાપોહ થયો. આખરે ૧૯ મા સૈકામા મિલાનમા બ્હેરા-મુગાના શિક્ષકોની એક સભામા આ બાબતની ચર્ચા થઈ. પરિણામે મી, હીનીક અને બ્રેઇડવુડની રીત ( બ્હેરા-મુગાને બોલત શીખવવાની ) સભાએ મંજુર કરી ત્યારપછી બધા દેશોમાં આ રીત પ્રચલિત થઈ છે. ૧૦૦ છોકરામાંથી ૭૦ છોકરા સંતોષકારક રીતે બોલી શકે છે અને સામા માણસનું બોલેલુ ઓષ્ઠ પલ્લવી ( Lip-reading ) થી સમજી શકે છે.

## શાળાના કામનું પ્રદર્શન

ત્યારપછી પ્રિન્સિપલે શાળાના કેટલાક છોકરાને અંગ્રેજી અને ગુજ-રાતી ભાષાના શબ્દો અને વાક્યો અને સંખ્યા બોલાવી અને લખાવી હતી. આ જોઈને પ્રેક્ષકો (શ્રોતાઓ ઘણા સંતોષ પામ્યા હતા )

## અમદાવાદની શાળાનો અભ્યાસક્રમ

આ શાળાના બ્હેરાં-મુગાં છોકરાઓને અપાતી તાલીમના સબંધમાં પ્રિન્સિપલે કહ્યુ કે એમને બોલતાં, લખતાં, ભાષા ( ઘરમાં બોલાતી માદી

ભાષા ) સાદુ વ્યવહારૂ ગણિત અને સીવણ, ચિત્રકામ, નામનાં પાટીઓ ચીતરવાનું કામ, રંગવાનું કામ વગેરે ઉપયોગી હુન્નરો મફત શીખવાય છે. બ્હેરાં-મુગાં સ્વાશ્રયી, નીતિવાળાં અને ઉપયોગી શહેરીઓ થાય એવો એમને કેળવણી આપવાનો હેતુ છે. આ નિશાળનાં ૩૫ છોકરાં પોતાનું ગુજરાન આપમહેનતથી કમાઈને ચલાવે છે અને સુખી છે. એમની માસિક કમાણી રૂ. ૨૫) થી રૂ. ૯૦) સુધીની છે. એક છોકરો રતિલાલ મોહનલાલ મુંબઈમાં દરજીનું કામ કરે છે અને દરરોજના રૂ. ૩-૨-૦ કમાય છે.

આપની આગળ આવું પ્રદર્શન કરવાનો મુદ્દો શાળાની હકીકત આપને સમજાવવી એ છે. આપ દાક્તર છો જનસમાજમાંના જેમને અપંગ ( બ્હેરાં-મુગાં ) બાળકો હશે તે લોકો શરૂઆતમાં આપની સલાહ લેવા આવશે. આપને તપાસ કરતાં માલમ પડે કે અમુક બાળક સાંભળતું નથી, બ્હેરૂં છે તો એને વગર વિલંબે બ્હેરાં-મુગાંની નિશાળે લઈ જવાની એના માબાપને સલાહ આપશો. આપ અમારી અને દુઃખી સમાજની વચ્ચે અંકોડારૂપ છો આપ પૈકીના કેટલાક નાના ગામોમાં દાક્તર તરીકે જશો. ત્યાં આપ વજનદાર અધિકારી થશો. આપ મ્યુનિસીપાલિટીના કે લોકલ્ બોર્ડના મેમ્બર થશો. આવા સંજોગોમાં આપ અમને ઉપયોગી મદદ કરી શકશો.

આ શાળા ૧૭ વર્ષથી ચાલે છે. શહેરના મધ્ય ભાગમાં ચાલે છે. શાળામાં હાલ ૪૦ છોકરાં ( ૩૩ છોકરા અને ૭ છોકરીઓ ) છે. તેમાંના ૨૩ છોકરા અને ૬ છોકરીઓ શાળાના બોર્ડિંગહાઉસમાં રહે છે. ( છોકરાં અને છોકરીઓ માટે જુદાં જુદાં બોર્ડિંગહાઉસ છે. ) આ શાળાને સરકાર દર વર્ષે રૂ. ૪૦૭) મદદ આપે છે. અમદાવાદની મ્યુનિસીપાલિટી એને દર માસે રૂ. ૭૫) ની મદદ આપે છે.

જન-સમાજ શાળાને અત્યારસુધી મદદ આપતી આવી છે અને આપશે. પણ શાળા શું છે, શાળાનું કામ કેવું છે તે ઘણા થોડા લોકો જાણે છે. (સેંકડે કે હજારે ૧ માલુમ તેથી વાકેફ હશે ) લોકો શાળા જોવા આવતા નથી તેથી શાળાને ( શાળાનાં છોકરાંને ) લોકોને ઘેર લઈ જવી ને ત્યાં શાળાનું કામ બતાવવું, એવા વિચારથી આ પ્રદર્શનનો પ્રબંધ ૧૯૨૪ માં રચ્યો હતો. આજનું પ્રદર્શન આઠમુ પ્રદર્શન છે.

આ શાળા સને ૧૯૦૮ માં શરૂ થઈ હતી. એનો વહીવટ એક કમિટી ( સભાસદનાં લવાજમ-પેટ્રન રૂ ૫૦૦; લાઇફ મેમ્બર રૂ. ૫૦; અને વાર્ષિક

સભાસદ દર વર્ષે રૂ ૫ એવુ લવાજમ ભરનાર કમિટી ) કરે છે. કમિટી-ના પાયા પ્રમુખ રવ મરહુમ મહુ ચીનુભાઈ માધવલાલ બેરોનેટ હતા એના હાલના પ્રમુખ શેઠ મગનદાસ ગીરધરદાસ છે. આપ આ શાળાના સભાસદ થઈને શાળાના વહીવટમાં ભાગ લઈને અમને મદદ કરો એમ મારી આપને વિનતિ છે

આજના પ્રદર્શનનો હેતુ આપની પાસેથી પૈસા ઉઘરાવવાનો નથી પૈસા અત્યાર સુધી અમને મળતા આવ્યા છે અને મળશે એવો મને સંપૂર્ણ ભરોસો છે આપે આજે જે જોયુ છે તે આપ જ્યા જાઓ ત્યા કહેજો અને જ્યારે જ્યારે આપને બ્હેરા-મુગા છોકરા મળી આવે ત્યારે આપ એમને આ નિશાળે મોકલી આપો એવી આપને મારી વિનતિ છે

આ શાળા હાલ ભાડાના મકાનમા બેસે છે દર માસે અમારે રૂ ૧૦૦) ભાડુ આપવુ પડે છે શાળાના મકાનમાંજ બોર્ડિંગ છે તેથી મકાન બહુ અગવડ ભરેલુ છે વળી મકાનમા છોકરા માતા નથી અને મકાનને કમ્પાઉન્ડ ( આગળ વાડો ) નથી તેથી બ્હેરા-મુગા બાળકોને લગભગ આખો દહાડો મકાનમા ગોંધાઈ રહેવુ પડે છે શાળાના સ્વતંત્ર મકાન વાળા મકાન બાંધવાને નદીપાર નવરંગપુરની હદમાં જમીન ખરીદી છે. તેના ઉપર ૧૫૩૦૦ ચોરસ ફુટ મકાનો ( નિશાળ ઉદ્યોગશાળા છોકરા છોકરીઓના જુદા જુદા નિવાસગૃહ વગેરે ) બાંધવાને આશરે રૂ ૫૦,૦૦૦ જોઈએ છીએ રૂ ૫૦૦) મકાન બાંધવાના ફંડમા આપનારના નામની તખ્તી એક ઓરડા ઉપર મુકાશે આ બાબતમા આપનાથી બને તેટલી મદદ કરો અને બીજાઓ કરે એવી માગી નમ્ર વિનતિ છે આ રકમ અમદાવાદ માથી મેળવવી એવો મે દઢ નિશ્ચય કર્યો છે છેવટે, આપે ( મેજર કેન્ડી સિવિલ સર્જન સાહેબે ) અને શ્રોતા જનોએ અમારી શાળાનું કામ બતાવવાનો મને પ્રસગ આપ્યો તેને માટે હું આપનો અંતઃકરણથી ઉપકાર માનું છુ

છેવટમા, કામ પુરૂ થતા થતાં પ્રિન્સિપલે બ્હેરાં-મુગાં છોકરાંને બોલતા શીખવવાની રીત થોડીક સમજાવી આ છોકરા સાંભળતા નથી તેથીજ બોલતા નથી એમને અવાજ પરખાવવાને માટે ત્વચા (સ્પર્શેન્દ્રિય) નો ઉપયોગ કરીએ છીએ તેની સાથે જુદા જુદા ઉચ્ચાર કરતી વખત જીભ ક્યાં રહે છે અને હોઠ અને મ્હોનો આકાર કેવો થાય છે તે આરસી ની મદદથી સમજાવાય છે સાધારણ સાભળનાર છોકરાંઓને શીખવવાની રીત કરતા જુદી રીતે બ્હેરા-મુગાને "કક્કો" શીખવાય છે

જે અક્ષરો એ જોઈ શકે એટલે જે અક્ષરોનો ઉચ્ચાર કરવામા વપરાતા અવયવો છોકરા જોઈ શકે ( જેમકે ઓઠ ઃથાની અક્ષરો ) તે પહેલા શીખ વાય છે. દરેક અક્ષરનો ઉચ્ચાર કરતી વખત મ્હો અને ગરદનના જુદા જુદા ભાગ ઉપર જે થડકારા ( Vibrations ) થાય છે તે બ્હેરા-મુગા છોકરાને ચામડીની લાગણી જાગૃત કરીને સમજાવાય છે જેમકે 'પ' નો ઉચ્ચાર કરાવવો હોય તો છોકરાનો એક હાથ શિક્ષકના મ્હો આગળ અને છોકરાનો બીજો હાથ એના પોતાના મ્હોં આગળ રખાવીને 'પ' નો ઉચ્ચાર કરવામા છોકરાના એક હાથની ચામડી ઉપર જે અસર થાય છે તેવી અસર તેના બીજા હાથની ચામડી ઉપર કરવાને તેને સમજાવવામા આવે છે આવી રીતે 'પ' વર્ગના જુદા જુદા અક્ષરોના ઉચ્ચારનો તફાવત સમજાવાય છે. આ કામ બહુ મુશ્કેલી ભર્યુ છે. આ કામ કરવામાં દરેક અક્ષર ( ઉચ્ચાર ) જુદો જુદો શીખવાય છે અને જેમ જેમ અક્ષરો એકઠા કરીને સમજાય તેવા શબ્દો બને છે તેમ તેમ શબ્દોના ઉચ્ચાર કરાવીને તેનો અર્થ ( વસ્તુઓ કે તેની આકૃતિ બતાવીને ) સમ જાવાય છે. તેથી કરીને દરેક છોકરાને જુદુ જુદુ શીખવવુ પડે છે, એટલે કે દરેક છોકરો એક વર્ગ છે એટલે અમારી શાળાના ૪૦ છોકરા એટલે ૪૦ વર્ગ સમજવા આ વસ્તુસ્થિતિમા અમારા એક વર્ગમા ૭ છોકરાથી વધારે અમે ભણાવી શકતા નથી આ કામ ઊભા ડુંગર ઉપર ચઢવા જેવુ, કુદરતની ખામી કઇક અશે દૂર કરવા જેવુ છે આવુ કામ કરનાર માણસ માત્ર કામ માટેની લાગણીને લીધે, કામ માટેના પ્રેમને લીધે કરે છે એકલા પૈસા આપીને આવી લાગણીવાળા માણસો ખરીદાતા નથી બાળકોની સાથે શિક્ષકે તેના માબાપની માફક વર્તવુ પડે છે.

આપે જે લાગણી અને દીલસોજીથી મારૂ કહેવાનું સાભળ્યુ છે અને શાળાનું કામ જે ધીરજથી જોયુ છે તેને માટે આપનો ફરીથી ઉપકાર માનીને આપની રજા લઉં છુ

આપને વિનતિ કરૂ છુ કે આપ અમારો સંદેશો જન સમાજને, દુખી જન સમાજને પહોચાડો'

પ્રાણશંકર લલ્લુભાઇ દેશાઈ

# ગણિતના પાઠની નોંધ

ધો ૪ થું

વિષય—અંકગણિત. સામાન્ય અપૂર્ણાંકને લઘુતમ સમચ્છેદનું રૂપ આપવું

{ અપૂર્ણાંકની કિંમતનું તથા તેમનું રૂપ બદલવાનું લ. સા. ભાજ્યનું જ્ઞાન છે }

તા. —૨—૧૯૨૬
શિક્ષકનું નામ—
સમય—૪૦ મિનિટ.

હેતુ—વિચારશક્તિ કેળવી સામાન્ય અપૂર્ણાંકોના સરવાળા બાદબાકી કરતા શીખવવાનો.

સાધન—કાગળ, જામફળ, અપૂર્ણાંકની પેટી

| વિષયના વિભાગ અને મુખ્ય મુદ્દા. | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| અ પૂર્વજ્ઞાનની પરીક્ષા<br>૧. આરંભ | ૨/૩ એટલે શું? તૃતીયાંશ એટલે શું? ૨/૩ એટલે કેટલા ત્રીજા ભાગ? ૨/૩માં અંશ કેટલા છે? છેદ કેટલા છે? ૨ અંશમાંથી એક લઈએ તો તેની કિંમત કેટલી? ૫/૬ના એક અંશની કિંમત કેટલી? ૫/૬ ના છેદમાં કિંમત કાયમ રાખી બાર લાવો ૧૦/૧૨ ના એક અંશની કિંમત કેટલી? ૩/૪ અને ૭/૯ એ બંનેના છેદમાં ૩૬ લાવો. ૨૭/૩૬ અને ૨૮/૩૬ એ અપૂર્ણાંકના છેદ કેવા છે? સરખા. | ૨/૩<br><br>૫/૬ = ૧૦/૧૨<br>૩/૪, ૭/૯, = ૨૭/૩૬, ૨૮/૩૬ — |
| બ વિષયનું ઉપસ્થાપન | 'સરખા' એ શબ્દને માટે એક બીજો શબ્દ 'સમ' પણ બોલીએ છીએ સમ એટલે સરખા. સરખા છેદ કરવા એટલે સમચ્છેદના રૂપમાં લાવવું તે. સામાન્ય અપૂર્ણાંકોને સરખા છેદના રૂપમાં શી રીતે લાવવા એટલે તેમને સમચ્છેદનું રૂપ શી રીતે આપવું તે વિષે શીખવાનું છે. | સમ=સરખા.<br>સમચ્છેદ=સરખા છેદ, છેદ સરખા કરવા તે |

**૨. મુખ્ય વિષય. અ લઘુતમ સમચ્છેદ એટલે શું?**

$\frac{૨}{૫}$ ને $\frac{૧}{૩}$ એ બે અપૂર્ણાંકોના છેદ કયા કયા છે? બંનેના છેદમાં એક રકમ લાવી શકાય કે નહિ? બંનેના છેદમાં ૬ લાવી શકાય? ના. કારણ કે નવો છેદ એવો હોવો જોઈએ કે તેને ૫ અને ૩ વડે નિઃશેષ ભાગી શકાય. છેદોનો સાધારણ ભાજ્ય નવા છેદમાં આવી શકે. ૫ અને ૩ ના સાધારણ ભાજ્ય કયા કયા છે? ૧૫, ૩૦, ૪૫ વગેરેમાં નાનામાં નાનો ભાજ્ય કયો? $\frac{૨}{૫}$ ને $\frac{૧}{૩}$ ના છેદમાં ૧૫ લાવવા. $\frac{૬}{૧૫}$ ને $\frac{૫}{૧૫}$ બંનેના છેદમાં કઈ રકમ છે? ૩૦, ૪૫ એ વગેરે સંખ્યા છેદમાં લાવી શકાય કે નહિ? આપણે ૧૫ શાથી લીધી? ૧૫, ૩૦, ૪૫ વગેરે સાધારણ ભાજ્યમાં નાનામાં નાનો સાધારણ ભાજ્ય કયો છે? આવી રીતે અપૂર્ણાંકોના છેદમાં તેમના છેદોનો લઘુતમ સાધારણ અવયવી લાવી છેદ સરખા કરવા તેને લઘુતમ સમચ્છેદ કરવા કહે છે. આ પ્રમાણે પ્રશ્ન અને વિવચનથી કા. પા. ની નોંધમાં જણાવેલી વ્યાખ્યા સમજાવવી. (લઘુતમ સાધારણ અવયવીના દાખલા સાથે સંબંધ જોડવા).

એ કે તેથી વધારે અપૂર્ણાંકોના છેદમાં તેમના છેદોનો લઘુતમ સાધારણ અવયવી લાવી તે અપૂર્ણાંકોના છેદ સરખા કરવા તેને લઘુતમ સમચ્છેદ કરવો કહે છે.

**બ. લ.સમચ્છેદ કરવાની રીત.**

ઉપર સમજી ગયા કે છેદમાં કઈ સંખ્યા લાવવાની છે, તે કહ્યું ન હોય ને છેદ સરખા કરવા હોય તો છેદોનો લ. સા. અવયવી ખોળી તેને નવા છેદ તરીકે લાવવો. $\frac{૩}{૪}$ ને $\frac{૫}{૬}$ એમના છેદ સરખા કરવા છે, તો શું કરવું? તેમના છેદ કયા કયા છે? તેમનો લઘુતમ સા.અવયવી શો? $\frac{૩}{૪}$ ને $\frac{૫}{૬}$ ના છેદમાં બાર લાવો. (અપૂર્ણાંકનું રૂપ બદલવાના દાખલાઓનું અત્રે ભાન કરાવવું.) $\frac{૯}{૧૨}$ ને $\frac{૧૦}{૧૨}$ એ કેવા છેદ-વાળાં અપૂર્ણાંકો છે? બંને છેદમાં જુદા જુદા બાર લખ્યા છે, તેને બદલે $\frac{૯, ૧૦}{૧૨}$ આમ પણ લખી શકાય. આ રીતે લ.સમચ્છેદ કરવાની રીત સચોટ ઠસાવવી.

$\frac{૩}{૪}$, $\frac{૫}{૬}$ = $\frac{૯}{૧૨}$, $\frac{૧૦}{૧૨}$

| | |
|---|---|
| ૨ | ૪, ૬ |
| | ૨, ૩ |
| | ૧૨ લ. |

$\frac{૯, ૧૦}{૧૨}$ સા. ભાજ્ય=

નીચેના અપૂર્ણાંકોનો લ.સમચ્છેદના રૂપમાં લાવો.

$\frac{૨}{૫}$, $\frac{૩}{૮}$

$\frac{૫}{૭}$, $\frac{૭}{૯}$, $\frac{૩}{૪}$

$\frac{૫}{૬}$, $\frac{૪}{૧૫}$, $\frac{૭}{૨૫}$ વગેરે

ક.પા.ની નોંધમાં બતાવ્યા પ્રમાણેના બીજા દાખલા લેવા. અનુભવથી અટકળ કરાવી છેદોના લ.સા. અવયવી મોએ કઢાવતાં શીખવવું.

ક. લ. સમચ્છેદ કરવાની જરૂર.

એક જામફળ લઈ તેના બે સરખા ભાગ કરવા. તેમાંથી એક ભાગ લઈ પૂછવું કે આ કેટલું જામફળ છે? સામાન્ય અપૂર્ણાંકમાં $\frac{૧}{૨}$ ને શી રીતે બોલાય? બીજું જામફળ લઈ તેના આઠ સરખા ભાગ કરવા. તેમાંથી ત્રણ ભાગ લઈએ તો કેટલું જામફળ લીધું કહેવાય? એક છોકરાના હાથમાં પહેલાનું $\frac{૧}{૨}$ ને બીજાનું $\frac{૩}{૮}$ જામફળ આપી પૂછવું કે આ બંને મળી કેટલું જામફળ થયું? જવાબ આપતાં અચકાશે માટે નીચેના સૂચક પ્રશ્નો પૂછવા. આ ત્રણ જે આઠમા ભાગ છે તેમાંનો એક લઈએ તો કેટલું જામફળ લીધું કહેવાય? $\frac{૧}{૨}$ જામફળના $\frac{૧}{૮}$ જેવડા કેટલા ભાગ થાય? તે $\frac{૧}{૨}$ જામફળના તેવા ભાગ કરો. કેટલા આઠમા ભાગ થયા? ૪ આઠમા ભાગ શી રીતે લખાય? $\frac{૧}{૨}$ જામફળ ને $\frac{૪}{૮}$ જામફળમાં શો ફેર? ૪ આઠમા ભાગમાં ત્રણ આઠમા ભાગ નાખીએ તો કેટલા આઠમા ભાગ થાય? સાત આઠમા ભાગ કેવી રીતે લખાય? આમ પ્રશ્નો પૂછી ક. પા. ના નોંધમાં જણાવ્યા પ્રમાણેના આંકડા મૂકવા અને છેદ તરફ લક્ષ ખેંચી લ. સમચ્છેદનો ઉપયોગ અપૂર્ણાંકના સરવાળા કરવામાં થાય છે.તે સમજાવવું. બાદબાકી પણ આ રીતે વસ્તુના ભાગ કરી તેની સરખામણી કરી સમજાવી શકાય. ક. પા. ની નોંધમાં તેનો નમુનો આપ્યો છે. છેવટમાં સમજાવવું કે જ્યાં સુધી અપૂર્ણાંકના છેદ સરખા કરીએ નહિ ત્યાં સુધી તેમની સરખામણી, સરવાળા કે બાદબાકી થઈ શકે નહિ.

જામફળ જામફળ.

$\frac{૧}{૨} + \frac{૩}{૮}$

$= \frac{૪}{૮} + \frac{૩}{૮}$

$= \frac{૪+૩}{૮}$

$= \frac{૭}{૮}$

બાદબાકીનો નમુનો.

$\frac{૩}{૪} - \frac{૨}{૩}$




ટીપઃ—કોરા ત્રણ ભાગ બાદ કરતા $\frac{૩}{૪}$ છે. તેમાંથી ચોકડીવાળો $\frac{૨}{૩}$ ભાગ જતાં એકલી લીટીવાળો $\frac{૧}{૧૨}$ રહે છે.

# વાચનમાળાની કવિતાના સંગીતનું નોટેશન

## બીજી ચોપડી

### રાગ ભૈરવનું સ્વરૂપ

સા ગ મ પ ધ઼ ન

સં ની ધ઼ પ મ મ ગ રી઼ મ

રાગ ભૈરવ તાલ દાદરો મધ્યકાલ માત્રા ૬ તાલનું માપ

| | |
|---|---|
| ૧૨૩ | ૪૫૬ |
| — | 7 |

| | | | |
|---|---|---|---|
| ગ—ગ | મ—પ | ધ—ધ | પ—પ |
| જા—ગ | મુ—જ | વા—લા | બા—ળ |
| ૦ | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| ગ—ગ | મ—મ | ગ—રી | ગ— — |
| પં—ખી | વ—ન | બો— — | લે— — |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| ધ—ધ | પ—ધ | સં—ની | સં—ની |
| વા—યુ | વા—યુ | શી—તી | ગ—ન |
| — | 7 | — | 7 |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ની—ની | સં—સં | રીં | સં | ની | ધ | પ | પ |
| પૂ—ર્વ | થ—યો | ઝ | ગ | ઝ | ગા | — | ટ |
| — | 7 | — | | | 7 | | |

'રંગ દીસે ભાત ભાત ઝાડ પાન ડોલે'

'જાગ મુજની' લીટી પ્રમાણે ગાવી.

બાકીની દરેક લીટી ઉપર પ્રમાણે એક નીચી અને બીજી ઉંચી તે પ્રમાણે આખી કવિતા ગાવી.

'કરતાં જાળ કરોળીઓ ...' }
'જગપાતએ ... .. ...' }
'મધમાખી તું મહેનતુ .. ...' }
આ ત્રણ કવિતા ગાવાની છે તે બાળપોથીમાંના દોહરાના નોટેશન મુજબ. માત્રા મેળના સ્હેજ ફેરથી ગાવી.

'મળી આપણ જણ ... ...' }
આ કવિતા બાળપોથીના ચોપાઈના રાગ બીમપલાસના નોટેશન-પ્રમાણે ગાવી.

બાપાલાલ અમૃતલાલ દવે

## એક શુદ્ધિપત્રક.

માહે નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૫ ( પુ. ૬૪ અંક ૧૧-૧૨ )

વાચો પૃષ્ઠ ૩૬૫ મે " મુંબઈ ઇલાકાની ગ્રામ્ય નિશાળોની કેળવણી વિષે સરકારી યાદી " સંબંધી પ્રગટ થએલ લેખમાં 'ગામડામાં ફેલાવા માટે અનુકૂળ ગ્રામ્ય કળવણી વિષે નોંધ ' આપવામાં આવી છે. તે તેની પહેલી લીટીમા " મુંબઈ ઇલાકામા ૧૯ લાખની વસ્તી છે, અને આમાના ૧૫ ૨ લાખ " એવુ લખ્યુ છે તેને બદલે " ૧૯ કરોડ ૭૦ લાખની વસ્તી છે અને આમાંના ૧૫ કરોડ ૪૦ લાખ "–એમ વાચવુ

( મે ઉ. ભાગના એજ્યુ ઇન્સ્પેક્ટર સાહેબના તા ૧૮-૨-૨૬ ના હુકમ નં ૧૩૪૫૭ ના આધારે. )

## સીવણ વિષે સૂચનાઓ

### ઝભલું

( ગોળ ગળાનું )

સૂચના —

ગોળ ગળાનું ઝભલુ ચોરસ રાખવુ.




ઉપરની આકૃતિમાં બતાવેલા ૨૦' લંબાઈના ઝભલાનુ માપ :—

૧. લબાઈ—૨૦'

૨ પહોળાઈ—૨૦

૩ બાંયનો ગાળો—૫" ( જો ગુંજ મોટી હાય તો ૧" અંદર જઈ ગોળાઈ કરવી નહિ તો સાદુ રાખવુ )

૪. ખભું—૨॥' ( ગળાની લબાઈનો અર્ધો ભાગ લેવો )

## ઝભલું
### (ચોરસ ગળાનું-મગિયા)

સામાન્ય સૂચના —

ઝભલાની લંબાઈ સામાન્ય રીતે ૧૮' હોઈ શકે છે. પણ જો નાનું કરવું હોય તો ૧૬' લંબાઈ અને જો મોટું કરવું હોય તો ૨૦" અને તેથી પણ વધારે લંબાઈ રાખી શકાય છે




ઉપરની આકૃતિમાં બતાવેલા ૧૮ લંબાઈના ઝભલાનું માપ—અને રીત —૧. લંબાઈ—૧૮

૨ પહોળાઈ—૨૨' (લંબાઈ કરતા પહોળાઈ ૪' વધારે રાખવી)

૩ માર—પા' (ઝભલાની પહોળાઈના ચાર ભાગ કરી-એક ભાગ જેટલી લંબાઈ લેવી)




૫ છાતી—૧૬ (પહોળાઈ)

(ઉપની સામાન્ય સૂચના દરેક જાતના ઝભલાને લાગુ પડે છે)

મિસ નવાજબાઇ
વનિતા વિશ્રામ ટ્રેનિંગ કૉલેજ—મુંબઈ

# સરકારી જાહેરખબર

( ૬ )

## સને ૧૯૨૫ માં લેવાએલી ૩ જા. ની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી

(અનુસંધાન માટે નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૫ (પુ ૬૪ અંક ૧૧ ૧૨)ના પૃ૪ ૩૭૮ નું.)

| નં. | નામ | માર્ક | નં. | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | ગોધરા-સેન્ટર | | ૧૬ | આદિત્યરામ મોતીરામ પંડયા | ૩૧૧ |
| ૧ | મનહરપ્રસાદ બાપાલાલ જોષી | ૪૧૬ | ૧૭ | હીરાભાઇ રામાભાઇ પટેલ | ૩૦૬ |
| ૨ | શાંતીલાલ જેઠાલાલ વ્યાસ | ૩૮૪ | ૧૮ | ગણુભા ભગજી જાડેજા | ૩૦૧ |
| ૩ | ભાગતભાઈ ભીમભાઈ પટેલ | ૩૬૫ | ૧૮ | શાંતીલાલ હીરાલાલ દવે | ૩૦૧ |
| ૩ | મેમસીંગ ડાભાઈ પટેલ | ૩૬૫ | ૨૦ | ઉમેદસીંહ લક્ષ્મસીંહ ઠાકોર | ૩૦૦ |
| ૫ | ખુશાલભાઈ જુઠાભાઈ ગરાસીઆ | ૩૫૯ | ૨૦ | કાંતીલાલ રામનારાયણ દવે | ૩૦૦ |
| ૬ | ભગાભાઈ નરસીંગભાઈ પટેલ | ૩૫૮ | ૨૨ | છોટાલાલ મોતીરામ જોષી | ૨૯૯ |
| ૭ | ઓચ્છવલાલ મગનલાલ ત્રીવેદી | ૩૫૭ | ૨૩ | મોહનલાલ મહાશંકર દવે | ૨૯૮ |
| ૮ | પ્રભાતસીંહ રણજીતસીંહ ઠાકોર | ૩૪૩ | ૨૪ | ઓચ્છવલાલ પ્રાણલાલ ભટ્ટ | ૨૯૫ |
| ૯ | કનૈયાલાલ અંબાલાલ વ્યાસ | ૩૪૨ | ૨૫ | મકનજી સોમજી બારીઆ | ૨૯૦ |
| ૧૦ | દત્તાત્રેય વામનરાવ મુને | ૩૪૦ | ૨૫ | મણીશંકર રઘુરામ જોષી | ૨૯૦ |
| ૧૧ | રામસીંગ ખુશાલભાઈ પટેલ | ૩૩૧ | ૨૫ | મુકુંદરાય ભીખાલાલ ત્રીવેદી | ૨૯૦ |
| ૧૨ | ભાથીભાઈ રૂપાભાઈ પટેલ | ૩૨૭ | ૨૮ | નવલસીંહ નાહરસીંહ બારોટ | ૨૮૮ |
| ૧૩ | પીતાંબર લીમજી ઠાકોર | ૩૨૬ | ૨૯ | મગનભાઈ નરસીંગ બારીઆ | ૨૮૭ |
| ૧૪ | નથુભાઈ ભુરાભાઇ ગોહીલ | ૩૧૭ | ૩૦ | શંકરભાઈ જેઠાભાઈ પટેલ | ૨૮૫ |
| ૧૫ | શંકરલાલ અંબાશંકર જાની | ૩૧૨ | | | |

| | | |
|---|---|---|
| ૩૧ | સુરજન રેવાભાઈ ભગત | ૨૮૪ |
| ૩૧ | મણીલાલ કલ્યાણરામ પાઠક | ૨૮૪ |
| ૩૧ | જગન્નાથ ગોપાળકૃષ્ણ રાણા | ૨૮૪ |
| ૩૪ | જાદવજી કરમનજી શાહ | ૨૮૩ |
| ૩૫ | ચીનીયા કુકા ભાભોર | ૨૮૨ |
| ૩૬ | ચુનીલાલ માધવલાલ વ્યાસ | ૨૮૧ |
| ૩૭ | રતનલાલ કેશવલાલ પંચોલન | ૨૭૯ |
| ૩૮ | હીંમતરામ હરીરામ જોષી | ૨૭૭ |
| ૩૮ | કાન્તીલાલ જેઠાલાલ ભટ્ટ | ૨૭૭ |
| ૪૦ | ગણેસીંહ શીવસીંહ ચોહાણ | ૨૭૬ |
| ૪૦ | હારકાદાસ હાથીભાઈ પટેલ | ૨૭૬ |
| ૪૨ | મોહનસીંહ મનુજી દોડીઆ | ૨૬૯ |
| ૪૩ | પ્રતાપસીંગ કુબેરસીંગ બારીઆ | ૨૬૭ |
| ૪૪ | લલ્લુભાઈ મનાભાઈ ગાંધી | ૨૬૬ |
| ૪૫ | નરવરસીંહ બળવંતસીંહ ઠાકોર | ૨૬૫ |
| ૪૬ | પ્રતાપસીંહ અનાડસીંહ જેત્વા | ૨૬૩ |
| ૪૬ | જગન્નાથ જેઠારામ ઉપાધ્યા | ૨૬૨ |
| ૪૮ | છોટાલાલ ચુનીલાલ દેસાઈ | ૨૬૦ |
| ૪૯ | મગનલાલ બાપુજી દવે | ૨૫૯ |
| ૫૦ | ખુશાલભાઈ ઝવેરભાઈ પટેલ | ૨૫૮ |
| ૫૧ | શાંતીલાલ કાદરલાલ શાહ | ૨૫૬ |
| ૫૧ | મોહન લલ્લુ કોળી | ૨૫૬ |
| ૫૩ | શંકરભાઈ બુરાભાઈ પટેલ | ૨૫૫ |

| | | |
|---|---|---|
| ૫૪ | મંગળભાઈ કીશોરભાઈ પટેલ | ૨૫૨ |
| ૫૪ | ઈશ્વરલાલ છગનલાલ ટંકશાળી | ૨૫૨ |
| ૫૬ | ભગવાન ગણેશ પટેલ | ૨૪૬ |
| ૫૬ | મોતીસીંહ આડેસીંગ રાણા | ૨૪૬ |
| ૫૮ | બુરાભાઈ ભક્તીભાઈ બારીઆ | ૨૪૫ |
| ૫૯ | કાળુભાઈ નાથાભાઇ માળી | ૨૪૩ |
| ૬૦ | મનસુખ બાપુજી લુહાર | ૨૪૦ |
| ૬૧ | સોમેશ્વર જીભાઈરામ જોષી | ૨૩૯ |
| ૬૨ | રણછોડ શંકર કુંભાર | ૨૩૭ |
| ૬૩ | કુબેરભાઈ છગનભાઈ પટેલ | ૨૩૬ |
| ૬૪ | ચુનીલાલ કેશવલાલ પંડ્યા | ૨૩૩ |
| ૬૫ | મુળશંકર શામળ દવે | ૨૩૨ |
| ૬૬ | ચંદ્રશંકર જયશંકર દવે | ૨૩૦ |
| ૬૬ | શંકરલાલ જેઠારામ પુરાણી | ૨૩૦ |
| ૬૮ | માનસીંગ નરસીંગ પરમાર | ૨૨૯ |
| ૬૯ | કાન્તીલાલ અંબેશ્વર દવે | ૨૨૮ |
| ૭૦ | શંકરલાલ લલ્લુભાઈ લુહાર | ૨૨૬ |
| ૭૧ | ચીમનલાલ નરસીલાલ શાહ | ૨૨૨ |
| ૭૨ | હીરાલાલ કેશવલાલ પોરવાડ | ૨૦૮ |
| ૭૩ | ભોળાલાલ મુળજી માળી | ૨૦૬ |
| | **ઉર્દુ–ગુજરાતી.** | |
| ૧ | રૂકનુદ્દીન અમીન સાહેબ કાદરી | ૩૪૨ |
| ૨ | હીસામુદ્દીન અમીરુદ્દીન કાદરી | ૩૨૧ |
| ૩ | કરમઅલિ મુસાભાઈ ખુંદવાળા | ૨૭૮ |

## ભરૂચ સેન્ટર.

| | | |
|---|---|---|
| ૧ | ઇસ્માઈલ મહમદ ગાંગટ | ૪૪૨ |
| ૨ | માધવભાઈ શંકરભાઈ પટેલ | ૪૨૦ |
| ૩ | બીજલા બાવલા અડકા | ૩૯૯ |
| ૪ | મધુસુદન કાળીદાસ ભટ્ટ | ૩૮૩ |
| ૫ | છીતાભાઈ નાથાભાઈ બારીઆ | ૩૭૩ |
| ૬ | હરીહર જટાશંકર દવે | ૩૬૧ |
| ૭ | લલ્લુભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૫૭ |
| ૮ | દેવજીભાઈ પ્રભુભાઈ ગકરીઆ | ૩૩૦ |
| ૮ | ચંદર જેસંગ ભીન | ૩૩૦ |
| ૧૦ | ગીરજાશંકર ગોવિંદરામ પંડયા | ૩૨૮ |
| ૧૧ | નંબકરામ ધીરજરામ અધ્યારૂ | ૩૨૫ |
| ૧૨ | મોહન દેસાઈ પટેલ | ૩૨૪ |
| ૧૩ | પ્રભુભાઈ કાળીદાસ પટેલ | ૩૨૦ |
| ૧૪ | નરહરીલાલ રણછોડ ભટ્ટ | ૩૧૮ |
| ૧૪ | ઈશ્વરભાઈ હરીભાઇ પટેલ | ૩૧૮ |
| ૧૬ | રતીલાલ ભોગીલાલ પટેલ | ૩૧૬ |
| ૧૭ | કોયાભાઈ ફીથાભાઈ પટેલ | ૩૧૫ |
| ૧૮ | દેમાઇભાઇ ગરબડભાઇ પટેલ | ૩૧૨ |
| ૧૯ | કમુ રસુક મલેક | ૩૧૦ |
| ૨૦ | નન્દકીસન ગુણવંતરામ જોશી | ૩૦૯ |
| ૨૦ | જયશંકર નરભેશંકર પંડયા | ૩૦૯ |

| | | |
|---|---|---|
| ૨૨ | જગજીવન પરશોત્તમ લુહાર | ૩૦૬ |
| ૨૨ | મગનલાલ નગીનલાલ પટેલ | ૩૦૬ |
| ૨૨ | નરોત્તમભાઇ મોકમભાઈ પટેલ | ૩૦૬ |
| ૨૫ | રાજારામ જગજીવન પટેલ | ૩૦૪ |
| ૨૬ | કીશોરલાલ નાથુભાઈ વાળંદ | ૨૯૯ |
| ૨૭ | મણીલાલ ભાણાભાઈ છોવલા | ૨૯૮ |
| ૨૮ | વિઠલદાસ મણીલાલ નાણાવટી | ૨૯૧ |
| ૨૯ | મોતીભાઈ કરસનભાઈ કોળી | ૨૯૦ |
| ૩૦ | જીવાભાઈ મથુરભાઈ પટેલ | ૨૮૯ |
| ૩૧ | નરહરીશંકર હરીનારાયણ શુક્લ | ૨૮૮ |
| ૩૨ | કૃપાશંકર જયશંકર ઠાકર | ૨૮૭ |
| ૩૩ | સનમુખલાલ નાથુભાઇ પટેલ | ૨૮૩ |
| ૩૩ | રણછોડ મહા ધેડ | ૨૮૩ |
| ૩૫ | મહમદખાન ઇમામખાન પઠાણ | ૨૮૨ |
| ૩૬ | બાબુલાલ જેશંકર ભટ્ટ | ૨૮૦ |
| ૩૭ | ઇશ્વર જગજીવન ઠક્કર | ૨૭૯ |
| ૩૭ | ભગવતીશંકર નથુભાઈ જોશી | ૨૭૯ |
| ૩૯ | અમરસંગ બાપુ તલાબડા | ૨૭૬ |
| ૪૦ | સોમાભાઈ મહીજીભાઈ પટેલ | ૨૭૩ |
| ૪૧ | શંકરભાઈ નાથાભાઈ પટેલ | ૨૭૧ |
| ૪૨ | ભગવાન મહીજી પઢીઆર | ૨૬૭ |
| ૪૨ | ભગવાન ઈશ્વર ઓઝરીઆ | ૨૬૭ |

| | | |
|---|---|---|
| ૪૪ | નરહરીશંકર આશંકર ત્રીવેદી | ૨૬૩ |
| ૪૫ | છીતાભાઈ ગીરધર પટેલ | ૨૬૨ |
| ૪૫ | દેસાઇભાઈ નરોત્તમભાઈ પટેલ | ૨૬૨ |
| ૪૫ | ધીરજરામ રામશંકર જોશી | ૨૬૨ |
| ૪૮ | રામશંકર મણીશંકર પંડયા | ૨૬૦ |
| ૪૯ | મહમદ નાથાભાઈ મુલતાની | ૨૫૪ |
| ૫૦ | ઝવેરભાઈ રાઇજીભાઈ સોલંકી | ૨૫૦ |
| ૫૧ | પુર્ણાનંદ માણેકલાલ દવે | ૨૫૧ |
| ૫૨ | દાભાઈ તળશીભાઇ પટેલ | ૨૪૮ |
| ૫૩ | ચતુરભાઈ શંકરભાઈ પટેલ | ૨૩૭ |
| ૫૪ | નટવરલાલ ભવાનીશંકર જોશી | ૨૩૫ |
| ૫૫ | ઉદેસીંહ જયસીંગ ઠમાટીઆ | ૨૩૪ |
| | **ગુજરાતી-ઉર્દુ.** | |
| ૧ | ઉમરજી દાઉદવલી પટેલ | ૨૯૭ |
| | **ઉર્દુ-ગુજરાતી.** | |
| ૧ | મુસાઆદમ અહમદ પટેલ | ૩૧૩ |
| ૨ | હસનઅલી અલીમીઆં સૈયદ | ૩૦૮ |
| ૩ | ઉમરજી ઇસ્માઇલ અહમદ પટેલ | ૩૦૦ |
| ૪ | મહમદ ઉમરજી અહમદ પટેલ | ૨૮૮ |
| ૫ | મુનીરૂદ્દીન નુરૂદ્દીન સૈયદ | ૨૮૨ |
| | **સુરત સેન્ટર** | |
| ૧ | ગોવિંદભાઈ જેરામભાઈ પટેલ | ૨૯૫ |
| ૨ | જગતીલાલ કીશનારામ ભટ | ૩૯૨ |

| | | |
|---|---|---|
| ૩ | ડાહ્યાભાઈ લલ્લુભાઈ પટેલ | ૩૮૯ |
| ૩ | ભેલાભાઇ ઉકાભાઈ પટેલ | ૩૮૯ |
| ૫ | જમીઅતરામ છબારામ પંડયા | ૩૮૧ |
| ૬ | મોહનલાલ ભાઈદાસ શાહ | ૩૭૪ |
| ૭ | પાળા નરોતમ ચોધરી | ૩૭૧ |
| ૮ | કાળુમીઆં અમીરમીઆ ગોસ | ૩૭૦ |
| ૯ | પરાગ નારણ, પટેલ | ૩૬૯ |
| ૧૦ | નાથુભાઈ જગજીવન પટેલ | ૩૬૮ |
| ૧૧ | સીગા મરાથજી ગામીટ | ૩૬૪ |
| ૧૨ | લલ્લુ ઝીણા પટેલ, | ૩૬૩ |
| ૧૩ | પરસોતમભાઈ દયાળજી મોચી | ૩૬૨ |
| ૧૪ | રણછોડજી, નારણજી નાયક | ૩૫૯ |
| ૧૫ | ચંપકલાલ ત્રીભોવનદાસ, પારેખ | ૩૫૬ |
| ૧૬ | મગનલાલ ભીમભાઈ દેસાઈ | ૩૫૨ |
| ૧૭ | છીબાભાઈ લાવભાઈ પટેલ | ૩૫૧ |
| ૧૮ | હરગોવિંદ ડાહ્યાભાઈ ગાંધી | ૩૪૭ |
| ૧૯ | મકન ગોવન પટેલ, | ૩૪૫ |
| ૧૯ | વણાગસી ભગવાન પટેલ | ૩૪૫ |
| ૨૧ | દયારામ પરભુભાઇ કોલણારવાળા | ૩૪૪ |
| ૨૨ | ગુલાબભાઇ હરીભાઈ નાયક | ૩૪૨ |
| ૨૩ | પરભુભાઈ મોરારજી પટેલ | ૩૩૯ |
| ૨૪ | છગનલાલ પ્રેભુભાઇ દેસાઈ | ૩૩૮ |
| ૨૫ | હરીભાઈ ડાહ્યાભાઈ નાયક | ૩૩૭ |

| | | |
|---|---|---|
| ૭૩ | અંબેલાલ ભુલાભાઈ નાયક | ૨૯૫ |
| ૭૩ | ગોપાળજી દુર્લભભાઈ પટેલ | ૨૯૫ |
| ૭૩ | મોરારજી લલ્લુભાઈ પટેલ | ૨૯૫ |
| ૭૩ | રઘનાથજી ગોપાળજી નાયક | ૨૯૫ |
| ૭૩ | રણછોડજી ગુલાબભાઈ નાયક | ૨૯૫ |
| ૭૩ | સુખલા સોમલા પટેલ | ૨૯૫ |
| ૭૯ | ભીખાભાઈ ભગવાનજી પટેલ | ૨૯૪ |
| ૮૦ | છના હંસજી પટેલ | ૨૯૩ |
| ૮૦ | દુલ્લભ ઇચ્છા પટેલ | ૨૯૩ |
| ૮૦ | મણીલાલ નરોતમદાસ જોગી | ૨૯૩ |
| ૮૩ | ગુલાબ ધનજી દુબળા | ૨૯૦ |
| ૮૩ | મુસાભાઇ મીઠાલાલ મનુચરાણુ. | ૨૯૦ |
| ૮૩ | મોહાણુ કુંવરજી મહીડા | ૨૯૦ |
| ૮૬ | હરીકૃષ્ણુ દેવકૃષ્ણુ શુકલ | ૨૮૯ |
| ૮૬ | લાલા કેશા પટેલ | ૨૮૯ |
| ૮૬ | મણીલાલ ગુલાબભાઈ નાયક | ૨૮૯ |
| ૮૬ | રતીલાલ મગનલાલ ઉપાધ્યાય | ૨૮૯ |
| ૮૬ | સુરજરામ મંછારામ ત્રીવેદી | ૨૮૯ |
| ૯૧ | નાનાલાલ દયારામ શાહ | ૨૮૮ |
| ૯૨ | ભુલાભાઈ લલ્લુભાઈ દેસાઈ | ૨૮૬ |
| ૯૩ | છોટુભાઈ મોરારજી પાટીદાર | ૨૮૫ |
| ૯૩ | ડાહ્યાભાઈ ગોપાળજી દેસાઈ | ૨૮૫ |
| ૯૩ | માધવસીંહ ડાહ્યાભાઈ સોલંકી | ૨૮૫ |

| | | |
|---|---|---|
| ૯૬ | ભગા ડાહ્યા પટેલ | ૨૮૪ |
| ૯૬ | ઈશ્વરલાલ તુળજારામ ભટ્ટ | ૨૮૪ |
| ૯૮ | મણીભાઈ રણછોડજી દેસાઈ | ૨૮૩ |
| ૯૮ | પરભુભાઈ લખુભાઈ પટેલ | ૨૮૩ |
| ૧૦૦ | દુરયન્તરાય માણેકલાલ જોષી | ૨૮૦ |
| ૧૦૧ | હરીશંકર જટાશંકર ઓઝા | ૨૮૧ |
| ૧૦૧ | જગનજી દયાળજી જોષી | ૨૮૧ |
| ૧૦૧ | મગન લખુ પટેલ | ૨૮૧ |
| ૧૦૪ | દુલભભાઈ નાગરજી પટેલ | ૨૮૦ |
| ૧૦૪ | પરાગજી દુર્લભભાઈ પટેલ | ૨૭૯ |
| ૧૦૬ | છોટુભાઈ નીચ્છાભાઇ નાયક | ૨૭૬ |
| ૧૦૬ | ગોસાઇભાઈ છોટુભાઈ નાયક | ૨૭૬ |
| ૧૦૬ | કેશવભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૭૫ |
| ૧૦૬ | નાથુભાઈ લાલભાઈ પટેલ | ૨૭૬ |
| ૧૦૬ | રામચંદ્ર ઘેલાભાઈ વૈદ્ય | ૨૭૬ |
| ૧૦૬ | રામકૃષ્ણુ નારાયણુમર દેસાઈ | ૨૭૬ |
| ૧૦૬ | સોમા શંકર પટેલ | ૨૭૯ |
| ૧૦૬ | વલ્લભભાઈ ફકીરભાઈ પટેલ | ૨૭૮ |
| ૧૧૪ | ભગવાનભાઈ કેમનજી પટેલ | ૨૭૮ |
| ૧૧૪ | કેશવરામ ગીરજાશંકર શાસ્ત્રી | ૨૭૭ |
| ૧૧૪ | લલ્લુ ધના પટેલ | ૨૭૮ |
| ૧૧૭ | હીમત હજુરજી ઠાકોર | ૨૭૭ |

| | | |
|---|---|---|
| ૧૧૮ | દેવાભાઈ માવજીભાઈ પટેલ | ૨૭૫ |
| ૧૧૮ | કૃષ્ણલાલ પ્રાણજીવનદાસ શેઠ | ૨૭૫ |
| ૧૧૮ | રઘુનાથજી ગાડાભાઈ પટેલ | ૨૭૫ |
| ૧૨૧ | લાલભાઈ દુર્લભભાઈ નાયક | ૨૭૪ |
| ૧૨૧ | સોપુરીઆ ચદીઆ ચોધરી | ૨૭૪ |
| ૧૨૩ | આણંદરાવ નારાયણરાવ કોઠારી | ૨૭૩ |
| ૧૨૩ | ડાહ્યાભાઈ ક્રસનજી પટેલ | ૨૭૩ |
| ૧૨૫ | લાલભાઈ રણછોડજી પટેલ | ૨૭૧ |
| ૧૨૫ | મગનલાલ ભગવાનજી દેસાઈ | ૨૭૧ |
| ૧૨૭ | ડાહ્યાભાઈ નારણજી પટેલ | ૨૭૦ |
| ૧૨૭ | જનમણીશંકર મછારામ વ્યાસ | ૨૭ |
| ૧૨૭ | નાથુભાઈ ડાહ્યાભાઈ નાયક | ૨૭૦ |
| ૧૩૦ | અંબેલાલ પરભુભાઈ દેસાઈ | ૨૬૭ |
| ૧૩૦ | કલ્યાણ દયારામ પટેલ | ૨૬૭ |
| ૧૩૦ | મણીઆ ભુમા ચોધરી | ૨૬૭ |
| ૧૩૩ | મગન નારણ પટેલ | ૨૬૬ |
| ૧૩૪ | ડાયના રઘના પટેલ | ૨૬૫ |
| ૧૩૫ | નીછા હરીભાઈ વડવાઈ | ૨૬૪ |
| ૧૩૬ | ગુલાબરાવ હરીરાવ દેશમુખ | ૨૬૩ |
| ૧૩૬ | પ્રેમાભાઈ ગોપાળભાઈ પટેલ | ૨૬૩ |
| ૧૩૬ | વલ્લભ ડાહ્યાભાઈ પટેલ | ૨૬૨ |
| ૧૩૮ | ભુધા વેડા પટેલ | ૨૬૧ |
| ૧૩૯ | ગંગાશંકર પ્રેમશંકર વ્યાસ | ૨૬૧ |
| ૧૩૯ | ગોવિંદ ઉકાભાઈ પટેલ | ૨૬૧ |

| | | |
|---|---|---|
| ૧૪૨ | છગનલાલ છોટાલાલ શાહ | ૨૬૦ |
| ૧૪૨ | છોટુભાઈ દેવચંદ શાહ | ૨૬૦ |
| ૧૪૨ | પરભુભાઈ રામભાઈ પટેલ | ૨૬૦ |
| ૧૪૫ | ભગાભાઈ લલ્લુભાઈ પટેલ | ૨૫૯ |
| ૧૪૫ | ભીખુભાઈ ગયાદીન પરદેશી | ૨૫૯ |
| ૧૪૫ | મગનલાલ રણછોડજી નાયક | ૨૫૯ |
| ૧૪૫ | નગીનદાસ કાશીદાસ ગાંધી | ૨૫૯ |
| ૨૪૫ | નાગલો કશવો ધેડ | ૨૫૯ |
| ૧૫ | ડાહ્યાભાઈ મંગળજી પટેલ | ૨૫૮ |
| ૧૫૧ | ગુલાબભાઈ વસનજી નાયક | ૨૫૭ |
| ૧૫૧ | મગનલાલ ગુલાબભાઈ નાયક | ૨૫૭ |
| ૧૫૧ | ઉમેદરામ ગૌરીશંકર ત્રિવેદી | ૨૫૭ |
| ૧૫૪ | ભગવાનજી નાગરજી પટેલ | ૨૫૬ |
| ૧૫૪ | દાજીભાઈ વલ્લભભાઈ પટેલ | ૨૫૬ |
| ૧૫૪ | લલ્લુભાઈ પરાગજી નાયક | ૨૫૬ |
| ૧૫૪ | પરભુભાઈ ગોપાળજી પટેલ | ૨૫૬ |
| ૧૫૮ | દયાળજી ભગવાનજી પટેલ | ૨૫૪ |
| ૧૫૮ | હરખા માધવ પટેલ | ૨૫૪ |
| ૧૫૮ | ઇશ્વરલાલ દુર્લભરામ જોષી | ૨૫૪ |
| ૧૫૮ | જીવાજી ચીવાજી કાદમ | ૨૫૪ |
| ૧૬૨ | ધેડીઆ કુલા પટેલ | ૨૫૩ |
| ૧૬૨ | કુમારીઆ માનજી પટેલ | ૨૫૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬૪ | ભીખા કાળા પરણેરા | ૨૫૧ | ૧૮૫ | રણછોડજી ગુલાબભાઈ દેસાઈ | ૨૪૨ |
| ૧૬૪ | જમીયતરામ રેવાશંકર પાઠક | ૨૫૧ | ૧૮૫ | રણછોડજી લાલભાઇ પટેલ | ૨૪૨ |
| ૧૬૪ | પરભુ કરસન પટેલ | ૨૫૧ | ૧૮૯ | મગનલાલ મંછારામ ભટ્ટ | ૨૪૧ |
| ૧૬૭ | ગાંડાભાઇ ભુનાભાઈ પટેલ | ૨૫૦ | ૧૮૯ | નાથુભાઇ લલ્લુભાઇ પઢીઆ | ૨૪૧ |
| ૧૬૭ | જગજીવન ઝવેરભાઇ પટેલ | ૨૫૦ | ૧૯૧ | મગનલાલ ભીમભાઇ નાયક | ૨૪૦ |
| ૧૬૭ | રામા રતન પટેલ | ૨૫૦ | ૧૯૨ | ભગવાનજી દુર્લભભાઇ પટેલ | ૨૩૮ |
| ૧૭૦ | ભાણા રવજી પટેલ | ૨૪૯ | ૧૯૨ | છગનભાઇ હરીભાઈ નાયક | ૨૩૮ |
| ૧૭૦ | ઇચ્છા પુણા પટેલ | ૨૪૯ | ૧૯૨ | ડાહ્યાભાઇ કુવરજી નાયક | ૨૩૮ |
| ૧૭૦ | કાળાભાઇ હંસજી પટેલ | ૨૪૯ | ૧૯૨ | મણી મોરાર પટેલ | ૨૩૮ |
| ૧૭૩ | ચીમનલાલ ઠાકોરભાઈ પ્રીંટર | ૨૪૮ | ૧૯૫ | ભીખાભાઇ મકનજી નાયક | ૨૩૭ |
| ૧૭૩ | રામા હંસજી પટેલ | ૨૪૮ | ૧૯૫ | મગનલાલ ગોપાળજી પટેલ | ૨૩૭ |
| ૧૭૫ | ભગાભાઇ કલ્યાણભાઈ પટેલ. | ૨૪૭ | ૧૯૮ | દુર્લભભાઇ ભીખાભાઇ પરમાર | ૨૩૬ |
| ૧૭૫ | કાણા પરભુ પટેલ | ૨૪૭ | ૧૯૮ | રામજી નરભેરામ પટેલ | ૨૩૬ |
| ૧૭૭ | ગણપતસીંહ પ્રભાતસીંહ વસાડીઆ | ૨૪૬ | ૨૦૦ | બાલુભાઇ નાથુભાઇ વાલેકર | ૨૩૫ |
| ૧૭૭ | યશવંતરાવ માનાજી ઘોસલે | ૨૪૬ | ૨૦૦ | મનુભાઇ લલ્લુભાઇ દેસાઇ | ૨૩૫ |
| ૧૭૯ | બળવંતસીંહ રામસીંહ ઠાકોર | ૨૪૫ | ૨૦૦ | નાથુભાઈ ભગવાનજી પટેલ | ૨૩૫ |
| ૧૭૯ | ચુનીલાલ ગોવિંદભાઇ પટેલ | ૨૪૫ | ૨૦૩ | ઝીણા કસાણ પટેલ | ૨૩૪ |
| ૧૭૯ | માધવલાલ જીવણજી પટેલ | ૨૪૫ | ૨૦૩ | મણીભાઇ કાળાભાઈ નાયક | ૨૩૪ |
| ૧૮૨ | ભીખાભાઈ છીનાભાઇ પટેલ | ૨૪૪ | ૨૦૫ | લાલસીંહ ખુશાલસીંહ ઠાકોર | ૨૩૩ |
| ૧૮૨ | નવનીતરામ જદુરામ પંડ્યા | ૨૪૩ | ૨૦૬ | નાનુભાઇ ડાહ્યાભાઇ દેસાઇ | ૨૩૨ |
| ૧૮૩ | રણછોડજી ભગવાનજી પટેલ | ૨૪૩ | ૨૦૭ | બાપુભાઈ લાલભાઈ દેસાઈ | ૨૩૧ |
| ૧૮૫ | ભીખાભાઇ દયારામ પટેલ | ૨૪૨ | ૨૦૭ | રાજારામ રામશંકર ભટ્ટ | ૨૩૧ |
| ૧૮૫ | જેરામ ધેલા પટેલ | ૨૪૨ | | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦૮ | માણીભાઈ ઘેલાભાઈ નાયક | ૨૨૯ | ૨૧૯ | રતીલાલ પરાગજી દેસાઇ |
| ૨૦૯ | નાથુભાઈ પરભુભાઈ પટેલ | ૨૨૭ | ૨૨૦ | દુર્લભભાઇ જગાભાઇ ખામકીઆ |
| ૨૧૧ | ઠાકોરદાસ હરકીસનદાસ મોદી | ૨૨૮ | | |
| ૨૧૨ | પરભુભાઈ વલ્લભ પટેલ | ૨૨૬ | | **ઉર્દુ-ગુજરાતી.** |
| ૨૧૩ | પ્રાણશંકર જેશંકર પાઠક | ૨૨૫ | | |
| ૨૧૪ | પરાગ મોરાર લાડ | ૨૨૪ | ૧ | મહમદશરીફ મહમદ ઉમર નવાપુરા |
| ૨૧૪ | રણછોડજી હરીભાઈ પટેલ | ૨૨૪ | ૨ | મુસામહમદ હફેજ નવાપુરાજી |
| ૨૧૫ | મગનલાલ પરશોતમ ફકીરપરા | ૨૨૩ | | |
| ૨૧૬ | રામસીંહ ઉમેદ ઠાકોર | ૨૨૨ | | |
| ૨૧૧ | રણછોડભાઇ દયાળભાઈ પટેલ | ૨૨૩ | | |

(ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના તા. ૧૬ મી સપ્ટેમ્બર, સને ૧૯૨૫ ના હુકમ નં. ૭૧૪૪ ના આધારે.)

(સહી) જી. આઇ. શાહ.

ઉ. ભા. એ. ઇ. વતી

---

શુદ્ધિપત્રક.

(૧) માહે નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૫. (પુ. ૬૪. અંક ૧૧—૧૨)

પૃષ્ઠ ૩૭૧ ની ૩ જી લીટી "સને ૧૯૨૪" ને બદલે "સને ૧૯૨૫" એમ વાંચવું.

(૨) માહે જાન્યુઆરિ, સને ૧૯૨૬ (પુ. ૬૫ અંક ૧ લો)

પૃષ્ઠ ૩૦ છેલ્લી લીટી "હુકમ નં. ૧૨૪૩ ને બદલે હુકમ નં. ૧૨૪૪૩ એમ વાંચવું."

# લેખનકળા કોપીબુકો

ગ્લેઝ કાગળ { ગુજરાતી અને બાળબોધ છ નંબરમાં દરેક નંબરની કિંમત અઢી આના. } ૪૮ પાના

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુંબઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

૨૫૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૨૫ ટકા કમિશન આપવામાં આવશે: પેકિંગ અને રેલ્વે ખર્ચ પણ આપવામાં આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ:

કોપીઓ સાથે બીજાં પુસ્તકો મંગાવનારને સેંકડે એક ટકો ઇસ્કાઉન્ટ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે.

મળવાનું ઠેકાણું—

મુંબઈ—ડાહ્યાભાઈ જગજીવનદાસ એન્ડ સન્સ.
કાલકાદેવી માતાના મંદિર સામે નં. ૩૬૭.
અમદાવાદ—શ્રીખડાયતા બુકડીપો—રીચીરોડ.
ગોધરા,—એમ વકીલ બ્રધર્સની કંપની સોફ બજાર.

---

## ગ્રાહકોને સૂચના.

જે ગ્રાહકો પાસે અમારા ગઈ સાલના તેમજ ચાલુ સાલના લવાજમના નાણાં લહેણા નીકળે છે તેઓએ બનતી તાકીદે મે. મેનેજર સાહેબના સરનામે મોકલી આપવા.

તેમ કરવામાં વિલંબ થશે તો તેમને આવતો અંક વી. પી. થી મોકલી આપવામાં આવશે. મનીઓર્ડર "તંત્રી" ને સરનામે ન કરતાં "મેનેજર" ના સરનામે કરવો એવી વિનતી છે.




ભૂગોળનો નમુનો જાણીતા બુકસેલરોને ત્યાંથી જોવા મળશે.

અમારી દુકાને સ્કૂલોને લગતી તમામ જાતની બુકો. કોપીઓ, ડ્રોઈંગ બુકો, નકશા, સ્ટેશનરી વગેરે કીફાયત ભાવથી મળશે. એક વખત કામ પાડી ખાત્રી કરવા મહેરબાની કરશોજી.

ધી ગુજરાત ઓરીએન્ટલ બુકડીપો

રીચીરોડ—અમદાવાદ.

## સૂચના

૧ આ માસિકમા છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવુ જોઈએ એમ વાચકોએ માનવુ નહિ

૨ આ પત્ર સબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવુ છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવુ છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામા આવશે નહિ

૩ લેખકને ઉત્તેજન–વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧) સુધી આપવામાં આવશે ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ

૪ લવાજમ–વરસ એકનો રૂ ૧–૮–૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦, છુટક અંકના રૂ ૦–૨–૬, (ટપાલખર્ચ જુદુ)

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બધ થવા માંગતા હશે અથવા નવા થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

૫ મનિઑર્ડર–કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવુ તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળા પત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬ જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુ પાન | પા પાન |
|---|---|---|---|
| આખુ વર્ષ | રૂ ૧૦૦) | રૂ ૬૦) | રૂ ૪૦) |
| ૭ માસ | રૂ ૬૦) | રૂ ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |
| એક માસ | રૂ ૨૦) | રૂ ૧૫) | રૂ ૧૦) |

ખાસ નોધ—નાણાં અગાઉથીજ લેવામા આવશે

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ

૭ શાળાપત્રમા આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડી ઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી માટે દરેકને મજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

# સ્ત્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

અમર ચરિત્ર ભાગ ૧-૨-૩-૪ ... ૧૬—૦
સરસ્વતિચંદ્ર ભાગ ૧-૨-૩-૪ ... ૧૨-૧૨
સતીધર્મ પતિવ્રતા ભા. ૧-૨ .... ૫—૮
પતિવ્રતા સતીઓ ( સચિત્ર ) .... ૩—૮
પકવાન પોથી અથવા પાક શાસ્ત્ર (વેજીટેરીઅન) ૩-૦
વેતરવા તથા સીવવાની કળા ૨-૦
ગુંથણ કળા ભાગ ૨ જો તથા ૩ જો ... ૫—૦
ઝાંસીની રાણી ... ૩—૦
ગુજરાતની જુની વાર્તા.... ૩—૦
પૃથુરાજ ચોહાણ અને ચંદબરદાઇ .. ૩—૦
સતી મંડળ ભા ૧-૨ .... ૭—૦
સ્ત્રીરત્ન ગીતા ... ૧—૮
સ્ત્રી હિત શિક્ષક .. ૪—૦
વનિતા વિનોદ . ૨—૮
કુસુમાવલી .... .... ૧-૧૨
અરેબીયન નાઈટસ... ૧૦—૦
કરણ ઘેલો .... .... ૭—૮
નવલગંગા ભા ૧-૨.... ૪—૦
મણી અને મોહન .. ૨—૮
વર્માની વિવિધ વાતો (સચિત્ર) .... ૨—૦
કાવ્ય માધુર્ય... ૦-૮
પંચીકરણ .... ૨-૦
નીલમ માણેક ભા ૧ થી ૮. ૧૨-૦
મેઘદુત ... .... ૩—૦
હિન્દુસ્તાનની તીર્થ યાત્રા ૭-૦
ભર્તૃહરી નાટક (સચિત્ર). ૨-૮
કૈલાસ માનસ સરોવર.... ૨—૮
મધુ રાણી .... ... ૩—૮
પ્રમાદધનની પ્રભુતા ( સચિત્ર ) .... ૪—૮
નીલમ માણેકની સંતતિ ભાગ ૧ થી ૪ .... ૪-૦
ચક્રવર્તી હમીર .... ૩-૮
વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ .... ૧૬-૦
ભારત લોકકથા ભાગ ૧ થી ૧૦ .... ૧૮—૦
વીર અને વીરપૂજા .. ૩—૦
વિવિધ સુખાભાસ ... ૩—૦
ભીષ્મ ચરિત્ર ભાગ ૧-૨. ૬-૦
વહેમી વનિતા.... .... ૨—૮
મોહબત કે સુશીલત ( સચિત્ર ). .... ૫—૦
કલાપીનો કેકારવ .... ૪—૦
શ્રીમતિ વિજયા ... ૩—૦
મણીકાન્ત કાવ્યમાલા ...૩—૦
મોતી ગૌરી .... .... ૨—૮
સતી ત્રીવેણી.... .... ૧—૮
દુઃખીનો દિલાસો ભાગ ૧ થી ૮.... ૬—૦
ગુલીસ્તાનનું ગુલ .. ૫—૦

એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ, પબ્લીશર્સ, એન્ડ કમીશન એજન્ટસ
કાલબાદેવી રોડ, મુંબઈ.

ગુજરાત શાળાપત્ર

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મ જેવા મજબુત રસાયણ
ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા
હોય તો તમારી બ્હેનોને, માતાઓને,
પુત્ર—વધૂઓને અને તમારી ગૃહિણીને
અવશ્ય વંચાવો.

**મગજફળ, શાક, જાતજાતનાં પકવાનો બનાવવાની રીત**
**દર્શાવનારૂં પુસ્તક**
**દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને**
**અવશ્ય અભ્યાસ કરવા લાયક**

# પકવાન પોથી

અથવા

# પાકશાસ્ત્ર

લેખક તથા પ્રકાશક :
ગં. સ્વ. લલિતગૌરી સામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

નવીન સુધારેલી બીજી આવૃત્તિ

કિમ્મત રૂ. ૩-૦-૦, સોનેરી ગીલેટનું પુઠું રૂ. ૦-૮-૦

આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહતરેહનાં ખાવાનાં પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**
કાલબાદેવી રોડ, મુંબઈ

## સૂચના

૧ આ માસિકમા છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવુ જોઈએ એમ વાચકોએ માનવુ નહિ

૨. આ પત્ર સબધી લખાણુ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવુ છાપવા માટેનું લખાણુ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવુ છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ

૩ લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧) સુધી આપવામા આવશે ચર્ચાપત્ર માટે કઈ પણુ આપવામાં આવશે નહિ

૪ લવાજમ-વરસ એકનો રૂ ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦, છુટક અકના રૂા ૦-૨-૬, (ટપાલખર્ચ જુદું)

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણુવામાં આવે છે, માટે વરસની વચમા જે ગ્રાહક બધ થવા માગતા હશે અથવા નવા થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અ ક લેખે કિમત લેવામા આવશે

૫ મનિઑર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવુ તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળા પત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણુ લખવો.

૬ જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુ પાન | પા પાન |
|---|---|---|---|
| આખુ વર્ષ | રૂ ૧૦૦) | રૂ ૬૦) | રૂ ૪૦) |
| ૭ માસ | રૂ ૬૦) | રૂ ૪૦) | રૂ ૩૦) |
| ત્રણુ માસ | રૂ ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |
| એક માસ | રૂ ૨૦) | રૂ ૧૫) | રૂ ૧૦) |

ખાસ નોધ—નાણું અગાઉથીજ લેવામા આવશે

આ પત્ર સાથે કોઈ પણુ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ

૭ શાળાપત્રમા આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડી ઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી માટે દરેકને મજુર કરેલી ચોપડી ગણુવી નહિ

તંત્રી.

Registered No. B.43

પુસ્તક ૬૫ ] [ અંક ૩

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

માર્ચ, સને૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—પીરમશા રોડ—અમદાવાદ.

## માર્ચ—સને ૧૯૨૬

### અનુક્રમણિકા.



શુદ્ધિપત્રક ( માહે ફેબ્રુઆરી સને ૧૯૨૬ના અંક માટે ).

(૧) પૃષ્ઠ ૪૫, પેરા બીજાની પાંચમી લીટીમાં છેલ્લે જે જગામાં ટાઇપ ઊડી ગયો છે ત્યાં "૫૧" એવો અંક વાંચવો.

(૨) પૃષ્ઠ ૪૭, પેરા ત્રીજાની પાંચમી લીટીમાં રૂ. ૪૦૭ બદલે "રૂ. ૪૦૬૭" એમ વાંચવું.

---

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ માર્ચ, સને ૧૯૨૬ [ અંક ૩ જો

# આપણા નવા વાઇસરૉય

આપણા નવા વાઇસરૉય જે એપ્રિલ માસની પહેલી તારીખે આપણા દેશમા પધારવાના છે તેમની કાંઈક ઓળખ શિક્ષકવર્ગને અત્રે આપવી અસ્થાને નહિ ગણાય એ નામદારનુ નામ લૉર્ડ અરવિન છે. તેઓ આ નવા ઓદ્ધા પર નિમાયા તે વખતે ઈંગ્લંડના ખેતીવાડી ખાતાના વડા હતા અને તે ઓદ્ધા પર આવ્યા તે પહેલા ત્યાના કેળવણીખાતાના વડા હતા. એટલે ખેતી અને કેળવણી એ બે ખાતા સબધી એમને સારો અનુભવ છે આપણા દેશની મુખ્ય વસ્તી ખેડુતની છે અને તેનો મુખ્ય ધધો ખેતીનો છે તેમજ આપણો દેશ ખેતી ને કેળવણીમા બીજા દેશોને મુકાબલે ઘણો પાછળ છે, એટલે ખેતી અને કેળવણી સબધી આપણા દેશની જરુરિઆતો સમજી શકે અને તેને પુરી પાડવાને યોગ્ય પગલા યોજી શકે એવા અનુભવી અને ૫મેલ અમલદારની નીમણુક થઈ છે એ તો નિ:સશય છે, અને આપણે આશા રાખવાનુ કારણ મળે છે કે એ નામદારના અમલ દરમિઆન એ બે વિષયોમા ઘણો સુધારાવધારો થશે.

એ નામદારને હાથે કેળવણી સબધી વધારે પ્રગતિ થવાની આશા રહેવાનુ સબળ કારણ એ છે કે એઓ સર ચાર્લ્સ વૂડ જેમણે હિંદની

હાલની કેળવણીનો પાયો નાખ્યો હતો તેમના પૌત્ર છે. સને ૧૮૫૪માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના બોર્ડ ઑવ્ ડિરેક્ટર્સ તરફથી તે વખતના હિંદના ગવર્નર જનરલ લૉર્ડ ડેલહૌઝિ પર હિંદના લોકોની કેળવણી સંબંધી જે પ્રખ્યાત પેગામ મોકલવામાં આવ્યો હતો તે લખનાર કંપનીના તે વખતના બોર્ડ ઑવ્ કંટ્રોલના પ્રેસિડંટ સર ચાર્લ્સ વૂડજ હતા. તેમણે એ પેગામમાં સૂચના કરી હતી તેને અનુસરીનેજઃ—

( ૧ ) ઇલાકાઓમાં સરકારી કેળવણીખાતાની પ્રથમ સ્થાપના થઈ;

( ૨ ) મુંબઈ, મદ્રાસ, અને બંગાળા ઇલાકામાં યુનિવર્સિટિઓ સ્થપાઈ;

( ૩ ) આખા હિંદુસ્તાનમા જિલ્લે જિલ્લે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સરકાર તરફથી ઉઘાડવામા આવી;

( ૪ ) ખાનગી શાળાઓને નાણાની મદદ આપવાની 'ગ્રાંટ-ઇન-એડ' પદ્ધતિ દાખલ કરવામાં આવી.

( ૫ ) શિક્ષકો માટે ટ્રેનિંગ કૉલેજો દરેક ઇલાકામા સ્થાપવામાં આવી;

( ૬ ) સરકારી નોકરીને માટે વધારે કેળવાયલાને પસંદ કરવાનું ધોરણ નક્કી થયુ.

( ૭ ) સ્ત્રીકેળવણીને સરકાર તરફથી ખુલ્લી રીતે ઉત્તેજન અપાવા માંડયું;

( ૮ ) જાહેર શાળાઓમા કોઈ પણ અમુક ધર્મનું શિક્ષણ ન આપવુ એમ છેવટનું નક્કી થયુ; અને

( ૯ ) ઇજનેરી કૉલેજ, ડાકટરી કૉલેજ, હુન્નરશાળા વગેરે સ્થપાયાં. તે વખતે મુંબઈના સર જમસેદજી જીજીભાઈએ મુંબઈમા હુનરશાળા કાઢવાને માટે એક સારી રકમ આપવાની ઇચ્છા દર્શાવી હતી તેની તેમજ આપણા શહેરના મર્હૂમ શેઠ રાવ બહાદુર મગનભાઈ કરમચંદે રૂ. ૨૦,૦૦૦ આપી અત્રે પહેલ વહેલી કન્યાશાળા કાઢી હતી તેની એ પેગામમા નોંધ લેવામાં આવી હતી.

આ પ્રમાણે હિંદની હાલની કેળવણીનો પાયો નાખનારના પૌત્ર હિંદના વાઇસરૉય થઈને આવે છે ત્યારે કોને આશા ઉત્પન્ન ન થાય? લૉર્ડ અરવિને પોતેજ લંડનથી પોતાની વિદાયગીરીના માનમાં થએલા ખાણા વખતે જણાવ્યું હતું કે ખેતી અને કેળવણી એ બે ક્ષેત્રોમા જેટલુ કામ કરવાનું છે તેટલુ બીજા કોઈ ક્ષેત્રમાં નથી અને એ બે જોડીઆ ખાનાંમાં પોતાનાથી બનતી સેવા બજાવવાની આશા દર્શાવી હતી

# અધિક માસ

---

હિંદુસ્તાનમા ઘણા જુના વખતમા ખગોળનુ જ્ઞાન સારૂ પ્રસરેલુ હતુ તેની સાબીતી ઋગ્વેદમાથી ઘણી મળી આવે છે દાખલા જેમ ચાંદ્ર માસનો રિવાજ હિંદુસ્તાનમા છે તેમ અસલના જુના વખતમા હતો એ ગ્રંથની અંદર સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષને એક સરખા બનાવવા માટે જે અધિક માસ આપણે ઉમેરીએ છીએ તે અધિક માસ જોવામા આવે છે ગ્રીક લોકો એ માસ ઉમેરતા બહુ પાછળથી શીખ્યા હતા, અને એ લોકો પણ અધિક માસ રાખતા અને સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષને એક સરખા બનાવવા માટે અધિક માસ ઉમેરતા મુસલમાન લોકોમા ચાંદ્ર માસનો રિવાજ છે પણ અધિક માસનો રિવાજ નથી

ચાંદ્ર માસ એટલે શુ? એક અમાસથી બીજી અમાસ સુધીનો વખત ચાંદ્ર માસ કહેવાય છે એ વખત ચંદ્રની ગતિ ઉપરથી નકી કરવામા આવે છે તેથી એને ચાંદ્ર માસ કહે છે મુસલમાન લોકો પોતાનો દિવસ સાંજથી શરૂ કરે છે અને તેઓ પોતાનો માસ એક ચાંદ બીજથી બીજી ચાંદ બીજ સુધી ગણે છે એટલાજ કારણ સારૂ બીજનો ચંદ્ર જોવાને એ લોકો ઘણાજ આતુર હોય છે હિંદુસ્તાનના ઉત્તર ભાગમા પુનમીઆ મહિનાનો રિવાજ છે એટલે કે ત્યા લોકો એક પુનેમથી બીજી પુનેમ સુધી મહીનો ગણે છે બંગાળામા સૌર માસ અને ચાંદ્ર માસ બંને ચાલે છે સાધારણ રીતે સૌર માસનો ઉપયોગ વધારે થાય છે અને દિવસો એકથી ત્રીસ અથવા એકથી એકત્રીસ ગણાય છે પણ તહેવારો ચાંદ્ર માસ ઉપર આધાર રાખે છે બંગાળીઓના મોટામા મોટા તહેવારો નવરાત્રના છે અને તે તહેવારો આસો સુદ એકમ (પડવો) થી આસો સુદ દશમ સુધી રહે છે આ પ્રમાણે હિંદુસ્તાનમા જો સૌર માસ ચાલતા હોય તો પણ તેમને ચાંદ્ર માસની જરૂર પડે છે

સૌર માસ એટલે શુ? સૂર્ય એક રાશિમાથી નીકળી બીજી રાશિમાં જાય છે તેને સૌર માસ કહે છે સૂર્યનુ એક રાશિમા દાખલ થવુ તેને સંક્રાંતિ કહે છે આપણામાં મકરસંક્રાંતિનો તહેવાર છે એનો અર્થ એટલો કે સૂર્ય મકર રાશિમા દાખલ થાય છે બાર સૌર માસનુ એક સૌર વર્ષ થાય છે, અને બાર ચાંદ્ર માસનુ એક ચાંદ્ર વર્ષ થાય છે, પણ બાર સૌર

માસની લંબાઈ ૩૬૫¼ દિવસ થાય છે અને આપણું સૌર વર્ષ અને અંગ્રેજી સૌર વર્ષ લગભગ એક સરખું છે અને તેથીજ મકર સંક્રાંતિ દર વર્ષે એક જ તારીખે આવે છે પણ દિવાળી અંગ્રેજી તેની તેજ તારીખે આવતી નથી. તેનું કારણ એટલું કે ચાંદ્ર માસ પરથી જે ચાંદ વર્ષ થાય છે, તે સૌર વર્ષ કરતાં ટુંકું છે. સઘળા જાણે છે કે ચંદ્ર પૃથ્વીની આસપાસ ૨૯½ દિવસમાં ફરી રહે છે. તે હિસાબે બાર ચાંદ્ર માસની લંબાઈ ૩૫૪ દિવસ છે, પણ બાર સૌર માસની લંબાઈ ૩૬૫¼ દિવસ છે. આ ૧૧ દિવસનો જે ફેર છે તેને લીધે દર વર્ષે દિવાળી ૧૧ અથવા ૧૦ દિવસ વહેલી આવે છે અને ત્રીજે વર્ષે જ્યારે બીજા ૧૧ દિવસ વહેલી આવવાની હોય છે એટલામાં અધિક માસ આવે છે એટલે કે પાછી લગભગ અસલ તારીખે આવી પડે છે. અધિક માસથી એટલો ફાયદો છે કે જે તહેવારો જે ઋતુમા આવવા જોઇએ તેજ ઋતુમા આવે છે જેમકે હિન્દુઓના હોળીના તહેવારો વસન્ત ઋતુનાજ હોવાથી હરહમેશ પ્રાત વર્ષે તે વસન્ત ઋતુમાંજ આવ્યા કરે છે. મુસલમાનો ચાંદ્ર વર્ષ એટલે ૩૫૪ દિવસનું વર્ષ માને છે પણ આપણી માફક અધિક માસ ઉમેરતા નથી. તેનું પરિણામ એ આવે છે કે એ લોકોના તહેવારો દરેક જુદી જુદી ઋતુમા આવે છે. એ લોકોનો રમઝાન મહીનો જેમાં તેઓ અપવાસ કરે છે તે ચોમાસા, ઉનાળા કે શિઆળામાં આવે છે જે વર્ષમા આપણો અધિક માસ આવે છે તે વર્ષમાં એ લોકોનો મહીનો પાછળ અને પાછળ જતો જાય છે

ચાંદ્ર માસની લંબાઇ દિ. ૨૯. ઘ ૩૧. પળ ૫૦ છે અને સૌર માસની લંબાઇ દિ ૩૦ ઘ ૨૬. પળ ૧૯. વિ ૩૧ છે. એટલે દર માસે બે વચ્ચે ઘ. ૫૪. પળ ૨૯. વિ ૩૧ નો ફેર પડે છે. કલાક પ્રમાણે ચાંદ્ર માસની લંબાઈ દિ ૨૯. ક ૧૨. મિ. ૪૪. છે અને સૌર માસની લંબાઈ દિ. ૩૦ ક. ૧૦. મિ. ૩૨ સૈં ૩૧ છે એટલે બેની વચ્ચે ક ૨૧. મિ. ૪૮ સૈં. ૩૧. નો ફેર પડે છે એ ફેર વધતાં વધતાં જ્યારે દિ ૨૯ ઘ. ૩૧. પળ ૫૦ પળ થાય છે ત્યારે એક અધિક માસ આવે છે. હિંદુ લોકો ચાંદ્ર વર્ષ અને સૌર વર્ષને એક સરખુ કરવાને ૧૯ વર્ષમા ૭ અધિક માસ ઉમેરે છે. સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષ એ બેની વચમાં દર વર્ષે દિ. ૧૦. ઘ ૫૩. પળ ૩૦. વિ ૧૨ નો તફાવત પડે છે. ૧૯ વર્ષમા આ તફાવત દિ ૨૦૬ ઘ. ૫૬. પળ ૩૨. વિ ૩૪ નો થાય છે અને સાત ચાંદ્ર માસના

દિ. ૨૦૧. ઘ. ૪૨. પળ ૫૦. થાય છે તેથી ૧૯ ચાંદ્ર વર્ષમાં સાત ચાંદ્ર માસ ઉમેરે તો સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષ એક સરખા થાય છે. તેથી દર ૧૯ વર્ષમાં ૧૨ વર્ષ ૧૨ મહીનાનાં અને ૭ વર્ષ ૧૩ મહીનાના હિંદુ પંચાગમાં હોય છે, અને એ રિવાજ ઠેઠ ઋગવેદના વખતથી હિંદુ લોકોમાં પ્રચલિત છે. જે મહીનામાં સૂર્યની એકે સંક્રાંતિ હોતી નથી તે મહીનો હિંદુ લોકો અધિક માસ કહે છે. આ વર્ષે ચૈત્ર મહીનો અધિક છે. આ વર્ષે મીન રાશિનો સૂર્ય ફાગણ વદ ૧૪ ને દિને છે અને મીન પછી મેષ રાશિ છે તેનો સૂર્ય દ્વિતીય ચૈત્ર સુદ ૧ પડવાને દિવસે છે. આ પ્રમાણે આ આખા મહિનામાં સૂર્યની સંક્રાંતિ નથી

આપણી ગણત્રી ચોક્કસ છે અને તેમાં ભૂલ આવતી નથી. અગર જો કે આપણી અને અંગ્રેજી ગણત્રીમાં ફેર છે પણ સાધારણ કામકાજમાં આપણી ગણત્રી અને અંગ્રેજી ગણત્રીમાં ફેર નથી રોમન લોકો પણ ગ્રીક લોકોની માફક અધિક માસ ગણતા પણ પંચાગનું કામ જે ધર્મ ગુરુ કરતા તે લોકો ગમે તેમ સ્વાર્થને અંગે અધિક માસ મૂકતા કોઈ મૅજિસ્ટ્રેટની મુદત વધારવા અધિક મહીનો ઉમેરતા અથવા તો ચુંટણી જલદી લાવવા અધિક મહિનો છોડી દઈ બીજી વખતે લઈ જતા જુલીઅસ સિઝરના વખતમાં આ ગરબડ એટલી બધી વધી ગઈ કે જે તહેવારો શિઆળાના મહીનાના હતા તે ઉનાળામાં આવવા લાગ્યા તેથી આ ગરબડ મટાડવાને જુલીઅસ સીઝરે સૂર્ય પરથીજ વર્ષની ગણત્રી કરવાનો ઠરાવ કર્યો, અને એ ઈરાદાથી મિસર દેશના સોસાજીનીસ નામના ખગોળશાસ્ત્રીને બોલાવ્યો એણે તેની મદદથી હુકમ કર્યો કે વર્ષની લંબાઈ ૩૬૫¼ દિવસની રાખવી અને મહીનાના દિવસની ગોઠવણ હાલ છે તેના કરતા ઘણીજ સરળ રાખી પહેલો, બીજો, પાંચમો સાતમો નવમો, અને અગિઆરમો એ દરેક માસના ૩૧ દિવસ અને ફેબ્રુઆરિ સિવાય દરેક બેકી મહીનાના ૩૦ દિવસ અને ફેબ્રુઆરિના ૨૯ દિવસ કરી ૩૬૫ દિવસ ગણવા અને વર્ષની સરાસરી લંબાઈ ૩૬૫¼ દિવસ રાખી, એટલે દર ચોથે વર્ષે વર્ષ ૩૬૬ દિવસનું થાય ને તેમા ફેબ્રુઆરિના ૩૦ દિવસ રાખવા ત્યારપછી ઑગસ્ટસ નામના શહેનશાહે વિચાર કર્યો કે જુલાઈ માસ જેનુ નામ જુલીઅસ પરથી પડ્યુ હતું તેના ૩૧ દિવસ, તો મારા નામ પરથી જે માસ પડ્યો છે તેના ૩૧ દિવસ શા માટે નહિ?' આથી તેણે ફેબ્રુઆરીમાંથી એક દિવસ કાઢી ઑગસ્ટના ૩૧ દિવસ અને ફેબ્રુઆરિના ૨૮ દિવસ કર્યા પણ હવે જુલાઈ, ઑગસ્ટ અને સપ્ટેમ્બર એ

ત્રણ મહીના ૩૧ દિવસના સાથે આવે એ ગોઠવણ સારી નહિ ને જુલાઇ અને ઑગસ્ટમાં ફેરફાર કરી શકાય તેમ નહિ તેથી સપ્ટેમ્બર ૩૦, ઑક્ટોબર ૩૧, નવેમ્બર ૩૦, અને ડિસેમ્બરના ૩૧ દિવસ રાખી વર્ષ ૩૬૫ દિવસનું કર્યું. જો જુલીઅસ સીઝરની ગોઠવણી પ્રમાણે અંગ્રેજી માસના દિવસની ગોઠવણ હોત તો છોકરાઓને માસના દિવસ મોંઢે ગોખવાની જરૂર પડત નહિ ! કારણ કે એકી માસના ૩૧, ને બેકી માસના ૩૦ દિવસ રહેલાઇથી યાદ રહેત.

આ પ્રમાણે અધિક માસ દર પાંચ વર્ષમાં બે વખત આવે છે. સંવત્ ૧૯૭૬ માં બે શ્રાવણ ગયા; સંવત્ ૧૯૭૯ માં બે જેઠ ગયા, અને સંવત્ ૧૯૮૨ માં બે ચૈત્ર છે. અધિક માસ કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ, અને માહ મહીનામાં બનતાં લગી આવતો નથી, કારણ કે તે વખતે સૂર્યની દેખીતી ગતિ વધારે છે, અને એ દરેક માસમાં એક સંક્રાંતિ આવ્યા વગર રહેતી નથી

આ અધિક ચૈત્ર માસમાં ભરૂચ જિલ્લાના નર્મદાને કિનારે તવરા ગામમાં જાત્રા ભરાય છે.

કેટલાક હિંદુઓ ભાડુત પાસે ગુજરાતી મહીના પ્રમાણે ભાડું લે છે. કેટલાક વાણીઆ વ્યાજ પણ દરમાસે ગુજરાતી મહીના પ્રમાણે ગણે છે. તેનું પરિણામ એ છે કે દર અઢી વર્ષે જ્યારે અધિક માસ આવે છે, ત્યારે એક માસનું ભાડું અથવા વ્યાજ તેમને વધારે મળે છે.

આત્મારામ મોતીરામ દિવાનજી.

# ગણિતના પાઠની નોંધ
## ધોરણ ૪ થું

વિષયઃ—અંકગણિતઃ સંયુક્ત અપૂર્ણાંકને સાદુ રૂપ આપવાનો. { સામાન્ય અપૂર્ણાંક ને તેના પ્રકાર તથા અતિસંક્ષેપ રૂપમાં લાવવાની રીતનું જ્ઞાન છે. } તા. – ૧૯૨

હેતુઃ–સમજશક્તિ કેળવી અપૂર્ણાંક સંખ્યાઓના ગુણાકાર કરવાની રીતનું જ્ઞાન આપવાનો.

સાધનઃ-અપૂર્ણાંકની પેટી, કાગળ, જામફળ, લીંબુ, વગેરે.

| પાઠના વિભાગ ને મુખ્ય મુદ્દા | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| અ સામાન્ય અપૂર્ણાંકના જ્ઞાનની પરીક્ષા.<br>૧. આરંભ. | અપૂર્ણાંક એટલે શું? એક વસ્તુના ત્રણ સરખા ભાગ કરી તેમાંથી બે ભાગ લઈએ તો તે આખી વસ્તુનો કયો અપૂર્ણાંક છે? આ અપૂર્ણાંકો કેવા અપૂર્ણાંકો કહેવાય છે? સામાન્ય અપૂર્ણાંકના કયા પ્રકાર છે! શુદ્ધ અપૂર્ણાંક કોને કહેવાય? અશુદ્ધ અપૂર્ણાંક કોને કહેવાય? સંયુક્ત અપૂર્ણાંક કોને કહેવાય? સંયુક્ત અપૂર્ણાંકનો દાખલો આપો. | ૧/૩ ના ૧/૪ ના ૧/૨ સંયુક્ત અપૂર્ણાંક છે |
| બ શીખવવાના વિષયનો સ્ફોટ. | સંયુક્ત અપૂર્ણાંક એટલે શું, એનુ ખરૂં સ્વરુપ શું છે અને તેને એક અપૂર્ણાંકના રૂપમાં શી રીતે લાવી શકાય તે વિષે શીખવાનું છે. | |

| | | |
|---|---|---|
| ૨. મુખ્ય વિષય.<br>અ સંયુક્ત અપૂર્ણાંકનુ સ્વરૂપ સમજાવવુ. | આખો કાગળ વિદ્યાર્થીને આપવો તેમાથી $\frac{૧}{૨}$ ભાગ બતાવવા કહેવુ. એક લીટી દોરી તે ભાગ જુદો બતાવવો. પછી $\frac{૧}{૨}$ કાગળના ત્રણ સરખા ભાગ લીટીઓ દોરી પડાવવા. તેમાનો એક ભાગ કોઈ પણ રંગથી રગાવવો. પછી નીચેના પ્રશ્નો પૂછવા રગેલો ભાગ કેટલો છે એમ કહેવાય ? $\frac{૧}{૩}$ કોનો ? પ્રથમ આખા કાગળમા કેટલો ભાગ લીધો ? એ $\frac{૧}{૨}$ કાગળનો આ $\frac{૧}{૩}$ કાગળ છે, આખા કાગળનો નથી, માટે તેવો ભાગ બતાવવા તેને ગણિતમા $\frac{૧}{૨}$ ના $\frac{૧}{૩}$ એમ લખે છે.<br><br>ગ પા ના નોધમા લખ્યા છે તેવા દાખલાઓની આકૃતિ દોરી સયુક્ત અપૂર્ણાંક લખવાનો ઉપરનો હેતુ વધારે મચોટ કરવો ને તે ઉપરથી સયુક્ત અપૂર્ણાંકની વ્યાખ્યા કા. પા. ની નોધમા લખી છે તેવી સમજાવવી | $\frac{૧}{૨}$ ના $\frac{૧}{૩}$ એટલે $\frac{૧}{૨}$ કાગળનો $\frac{૧}{૩}$ ભાગ. |

| | | |
|---|---|---|
| ૫. સંયુક્ત અપૂર્ણાંક આખી વસ્તુનો કયો અપૂર્ણાંક છે? | આ કાગળના ત્રણ સરખા ભાગ પાડો. ( ત્રણ ઉભા સળ પડાવવા. ) એક ભાગ આખા કાગળનો કયો અપૂર્ણાંક છે? આપણે $\frac{૧}{૩}$ ભાગ લીધો. (આ ભાગ જુદો જતાવવા એક લીટી દોરવી. એ $\frac{૧}{૩}$ કાગળનો $\frac{૧}{૪}$ કાગળ લેવો હોય તો શું કરવું? તેના આડા ચાર સરખા ભાગ પાડો. ( કાગળ વાળીને આ ભાગ પડાવવા અને તેમ કરતાં આખા કાગળના ભાગ પડે તે પડવા દેવા. ) $\frac{૧}{૩}$ ના $\frac{૧}{૪}$ ભાગ કયો? આડા ઉભા સળથી આખા કાગળના કેટલા ભાગ પડયા? $\frac{૧}{૩}$ ના $\frac{૧}{૪}$ ભાગમાં એવા કેટલા ભાગ આવે છે? આખા કાગળના બાર સરખા ભાગ પાડી એક ભાગ લઈએ તો કયો અપૂર્ણાંક બને? $\frac{૧}{૩}$ ના $\frac{૧}{૪}$ તે કયા એક અપૂર્ણાંકની બરાબર થયો. | $\frac{૫}{૬}$ ના $\frac{૨}{૫}$, $\frac{૭}{૮}$ ના $\frac{૧}{૨}$ ના $\frac{૩}{૪}$, વગેરેની આકૃતિઓ દોરાવવી.<br><br>$\frac{૧}{૩}$ ના $\frac{૧}{૪}$ = $\frac{૧}{૧૨}$<br> |

૧/૪ ના ૨/૩
૧/૩ ના ૧/૪ ના ૫/૬ વગેરે.

**ક એકરૂપ કરવાની રીત**

ક્ર. ૫ા ની નોંધમા જણાવ્યા છે, તેવા બીજા દાખલા લઈ જામફળ, લીંબુ, અથવા બીજી વસ્તુઓથી ઉપરની રીતે તેના ભાગ પડાવી છેલ્લો ભાગ આખા પદાર્થનો કયો અપૂર્ણાંક છે, તે કઢાવવુ

ઉપર જોયુ કે ૧/૩ ના ૧/૪ = ૧/૧૨ છે. તે કેવી રીતે આવે? ૧/૧૨ મા છેદ કેટલા છે? સંયુક્ત અપૂર્ણાંકના છેદ ૩ અને ૪નુ ગુ કરીએ તો ૧૨ આવે? એજ પ્રમાણે ૧ અંશને ૧ વડે ગુણવાથી ૧ આવે આ ઉપરથી સમજાય છે, કે સંયુક્ત અપૂર્ણાંકનુ સાદુ રૂપ એટલે એક રૂપ કરવુ હોય તો છેદોનો છેદમાં ને અંશોનો ગુણાકાર અંશમા મૂકવો જે નવો અપૂર્ણાંક બને તે તેનું એક રૂપ ગણાય ( આ રૂપને અતિસંક્ષેપ રૂપ અપાતું હોય તો આપવુ )

પછી બીજા દાખલાઓ લઈ મહાવરો કરાવવો અપૂર્ણાંકને અપૂર્ણાંક વડે ગુણવાની રીત પણ આજ છે

# મેઘધનુષ્યનાં અદૃશ્ય કિરણો

મેઘધનુષ્ય કોને પ્રિય નથી લાગતું ? એના શા સુંદર રંગ ? જોઈ જોઈ કોની આંખ થાકે છે ? આજે તો મસ તાણ્યો છે, હવે સત્તાવીસ દિવસની હેલી થશે એવું આપણે ચોમાસામાં ઘણી વાર સાંભળીએ છીએ, તે વખતે બોલનાર તથા સાંભળનાર સ્ત્રી પુરુષોનાં મુખ ઉપર કેવો મધુર આનંદ છવાયલો માલમ પડે છે !

વિદ્વાનને, કાર્યકારણ સંપૂર્ણ રીતે સમજનાર વિજ્ઞાન શાસ્ત્રીને, ગરીબ તવંગર મચળાં જનોને, તેમણે ગમે તેટલી વાર મસ આકાશમાં જોયો હોય તેમ છતાં, તે સરખી રીતે આનંદ આપનારો થઈ પડે છે, પણ જ્યારે જ્યારે તે આકાશમાં દેખાય ત્યારે ત્યારે કવિહૃદયની નૌકા તો દસે દિશામાં ડોલે છે!

ચંદ્રાનો સંગ થતાં સૂર્યના તેજમાં કેવી શીતળતા આવે છે? વાદળી-નો સંગ થતાં તેના કરસ્પર્શમા આંખને આનંદ આપવાનો ગુણ કેમ ન આવે !

મેઘધનુષ્ય થવાનાં કારણ આપવાની જરૂર નથી. બાળકો સૂર્યનાં ધોળા કિરણ છૂટાં પાડી કાચ વડે જુદા જુદા રંગનાં કિરણો જુએ છે અને તેમની અને મેઘધનુષ્યના રંગ વચ્ચે સામ્ય અનુભવે છે; પણ તે વખતે તે કિરણની પ્રખર ગરમી ક્યાં જતી હશે ? જવાબ સહેલો છે. તે અદૃશ્ય થતી હોવી જોઈએ. જાબુંઓ, ગળી જેવો, આસમાની, લીલો, પીળો, નારંગી અને રાતો એમ અનુક્રમે સાત રંગ મેઘધનુષ્યમાં દેખાય છે. ગરમીના કિરણો કેટલાંક જાંબુઆની બાજુએ ફેલાયલાં રહે છે અને બીજાં રાતા રંગની બાજુએ પથરાય છે.

આ કિરણોમાં અજાયબી ભરેલા ગુણો છે. તે કિરણોથી કેટલાંક રોગનાં જંતુ મરી જાય છે અને કેટલાક રોગ મટે છે. જાંબુઆની બાજુના ગરમ કિરણોને આપણે **નીલાતીત** (જાંબુઆતીત) કહીશું અને રાતાની બાજુનાને **રક્તાતીત** (રાતાતીત) કહીશુ. ગયા વિગ્રહ વખતે જાંબુઆતીત કિરણોની મદદથી કેટલાએ મણ પાણી જંતુ રહિત થયું હતુ અને હાલ પણ દૂધ બગડે નહિ તે માટે આ કિરણોનો ઉપયોગ કરવામાં આવે છે.

જેમ સૂર્યનાં એક કિરણમાંથી મેઘધનુષ્યનાં સાત રંગનાં કિરણો-થઈ શકે છે તેમ એવાં સાત કિરણમાંથી એક ધોળું કિરણ ઉપજાવી

શકાય છે. તે ઉપરથી શુદ્ધ ગણાતું ધોળું કિરણ સાત રંગિત કિરણોનું બનેલું છે અને તેની સાથે મરખામણીમાં એ રંગિત કિરણો સાદાં છે. આવો સાદો રંગ પાંચ કરોડ ને કરોડ ગણાં કરીએ તેટલાં મોજાં ઇથર નામના પદાર્થમાંથી એક સેંકડમાં ચાલી જાય છે તેથી થાય છે. આ મોજાં તારના દોરડા વિના દૂર ખબર મોકલવામાં ઉપયોગી, સેકંડમાં એક બિંદુમાં થઈને હજારો માઇલ ચાલતા લાંબા મોજાં જેવાં જ છે. એક્સ કિરણો, જાંબુઆતીત કિરણો, રતાતીત કિરણોને આંખ ઓળખી શકતી નથી. તો પછી નજર માત કરોડને કરોડ ગણાં કરીએ તેથી વધારે ઝડપથી જતાં મોજાંને શી રીતે સમજી શકે ! વાજીંત્રનો સૂર કોઈ વાર કાચ ઝીલી લે છે તેમ આવાં મોજાં ઝીલનાર આંખના જ્ઞાનતંતુઓની ઝીણવટથી કોને અચંબો ન થાય !

તેમજ માણસે બનાવેલું યંત્ર એક તસુના પચાસ હજારમા ભાગ જેવડું કિરણ માપી શકે એમ પણ બન્યું છે. બે મોજાં વચ્ચે એક તસુના પચાસ લાખ ભાગ કરીએ ને એક ભાગ જેટલું અંતર હોય તોપણ હાલનાં યંત્ર તે માપી શકે છે. હાલનો વિજ્ઞાનશાસ્ત્રી એક પહેલા સાદામાં સાદાં ગણાતાં, લીલા કિરણના સો ભાગ પાડી શકે, અને તે દરેકની લીલાશમાં એટલો થોડો ભેદ હોય છે કે તે આપણે, કે બીજું કોઈ કહી ન શકે કે અમુક લીલો રંગ એમાની કઈ જાતનો હશે ? તેમ છતાં હાલના યંત્રથી જાણી શકાય છે કે દરેક કિરણ લંબાઈના સહેજ ફેરને લીધે બીજાથી જુદું પડે છે.

આ લેખ પુરો કર્યા પહેલાં એક વાત જણાવી દેવી જોઈએ. સાધારણ કાચ અજવાળું ઘરમાં આવવા દે છે. પણ સેવ ધનુષ્યના અદ્રશ્ય કિરણો રોકી રાખે છે. તેથી હવામાં વધતા રોગના જંતુનો કાચનાં બારીબારણાંવાળાં ઘરમાં નાશ થતો અટકે છે. અને પ્રયોગથી સાબિત થયું છે કે ઘણે ભાગે કાચના બારીબારણાં બંધ રાખી ઘરમાં વસનારની તનદુરસ્તી ખુલ્લાં બારીબારણાં રાખનારની તંદુરસ્તી કરતા ઓછી જળવાય છે. થોડા વખત ઉપર જેની આરપાર થઇને તે અદ્રશ્ય કિરણો જઈ શકે તેવા કાચની શોધ થઈ છે *

સરકારી હાઇસ્કૂલ,
નડિયાદ
} ચંદુલાલ કેશવલાલ અમીન.

---

*આ લેખમાં આપેલી વિગત માટે અંગ્રેજી લેખોનો આધાર છે.
ચં. કે. અ.

# જહાંગીર બાદશાહની બાળકેળવણી

આપણા ભરતખંડના રાજકુમારોને તેમ શાહજાદાઓને છેક બચપણ-થી શિક્ષણ આપવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી ચાલતો આવે છે, ને તે વિષેનાં ઘણાક ઉદાહરણ પુરાણ અને મહાભારતમાંથી તેમ બીજા ઐતિહાસિક પુસ્તકોમાંથી મળી આવે છે કૌરવપાંડવના વખતમા બને પક્ષના રાજકુમારોને દ્રોણાચાર્ય ગુરુ શિક્ષણ આપતા હતા તે વાત જગત્ પ્રસિદ્ધ છે આવી વખતે આપેલા શિક્ષણની પરીક્ષા અને તે વખતે ઉત્તીર્ણ થયેલા કુમારોને બક્ષીસો આપતી વખતે મોટો સમારમ્ભ કરવામા આવતો હતો. આ વખતનો ઠાઠમાઠ, હાલની યુનિવર્સિટીની પદવીઓ અપાતી વખતના ઠાઠમાઠથી જરા પણ કમી ન હતો. આવા એક સમારમ્ભનુ વર્ણન મરાઠી શ્રીધર નામના કવિએ પોતાના 'પાંડવ પ્રતાપ' નામના ગ્રન્થમા ઘણુ રસભરી રીતે કરેલુ છે. તેજ પ્રમાણે મોગલ વંશના શાહજાદાઓ માટે પણ શિક્ષણ આપવાની પદ્ધતિ ઘણી ઉત્તમ હતી તેની હકીકત હજુ સુધી કોઈ પણ ઠેકાણેથી મળતી ન હતી. પણ હમણા દક્ષિણ પ્રાન્તમા ભારત ગૌરવ ગ્રંથમાળામા "જહાંગીર" નામનું એક મરાઠી ભાષાનું પુસ્તક પ્રસિદ્ધ થયુ છે તેમા તે બાદશાહના પોતાના હાથના લખેલા કેટલાક ઉતારા આપેલા છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જહાંગીર બાદશાહને બાળપણમા ઘણુ ઊંચા પ્રકારનું જ્ઞાન મળ્યુ હતુ, અને તે ઉપરથી જણાય છે કે તેનો ગુરુ મોટો જ્ઞાતા હોવો જોઈએ, પછી તે ગમે તે હોય તે બાદશાહના આવા ઉતારાના લેખ ઉપરથી એટલુ તો કબુલ કરવા જેવુ છે કે તેની બુદ્ધિ હમણાના ઉત્તમ પદવીધર ગ્રૅજ્યુએટો જેટલી જ પ્રગલ્ભ હતી, અને તેને ધર્મનીતિ, અને રાજનીતિ જેવા વિષયોમાં બહુ ઉત્તમ ને માર્મિક જ્ઞાન મળેલુ હતુ એવુ તેના સ્વહસ્તે લખેલી હકીકત ઉપરથી જણાઈ આવે છે જેના થોડાક દાખલા આ નીચે આપવામા આવ્યા છે —

જહાંગીર બાદશાહ પોતાના રાજ્યારોહણના દિવસ માટે લખે છે કે—"ઇસવી સન ૧૬૦૫ ના અક્ટોબર માસની દસમી તારીખને ગુરુવારે બે પહોર દિવસ ચઢતા ને મારી ઉમરના આડત્રીસમા વરસે મને આગ્રા શહેરના સિંહાસન ઉપર રાજ્યાભિષેક કર્યો તે કેવળ પરમેશ્વર-નીજ આજ્ઞા હતી, તેથી તેમની આજ્ઞા મારે પાળવીજ જોઈએ. સવાર-ના વખતમા રાજ્યાભિષેકની વિધિ કરાવવા માટે હુ સિંહાસન ઉપર

એટો કે તરતજ સૂર્યોદય થયો, અને તેનો સર્વત્ર પ્રકાશ ફેલાયો. રાજ્ય સમૃદ્ધિનું તે એક મોટું શુભ ચિહ્ન છે એવું મને લાગ્યું, અને મેં તે સમારમ્ભ વખતે જહાંગીર બાદશાહ એટલે પૃથ્વીવિજયી સામ્રાજ્યના અધિપતિ, અને જહાંગીરશાહ એટલે પૃથ્વીવિજયી રાજા એવાં બે નામ ધારણ કર્યાં. "

આ બાદશાહ પોતાના જેવા બાદશાહો અને રાજાઓના કર્તવ્ય માટે એવું લખે છે કેઃ—

"બાદશાહી મહેસુલ આપવું એ જેવું પ્રજાજનોનું કર્તવ્ય છે, તેજ પ્રમાણે પ્રજાનું સંરક્ષણ કરવું, એ રાજાનું કર્તવ્ય સમજવું. આ કર્તવ્ય કરવાનો રસ્તો દુરસ્ત કરી, રસ્તા ઉપર વૃક્ષો વગેરે વાવવામાં મેં કાંઈ વિશેષ કર્યું એમ નથી, ઉલટુ પ્રજાના સુખ માટે મેં અત્યાર સુધી જે વાત કરી નથી, અથવા જે કરવુ શક્ય નથી, તે બદલ માત્ર હુ જવાબદાર છું. અનુભવિક, સદાચારસંપન્ન, અને પાપભીરૂ એવો જે વિદ્વાન હોય તેનેજ રાજાએ પોતાનો મંત્રી કરવો એવી રાજ્યનીતિ છે, અને તે મંત્રીએ આપેલી સલાહ કેટલી યોગ્ય છે, તે અજમાવી જેવાની પાત્રતા જે રાજાને અંગે છે તેમણેજ સિંહાસનરૂઢ થવુ જોઈએ એવું રાજ્યનીતિમાં કહેલુ છે. હુ પરમેશ્વરને સાક્ષી રાખી કહુ છું, કે જે પ્રજાનું આધિપત્ય મને ઈશ્વરે સોંપેલું છે, તે પ્રજાના કલ્યાણ માટે મને સદ્બુદ્ધિ આપો, એવુ હું પરમેશ્વર પાસે વારવાર માગું છું. મંત્રીએ જે કાંઈ કર્યું હોય તેની જવાબદારી રાજાને શિર છે. રાજ્યપદક અથવા રાજ્ય મુકુટ, અથવા વિશાળ સામ્રાજ્ય, એ કાંઈ રાજાનું ખરૂ ઐશ્વર્ય નથી; પણ પ્રજાની શાંતિ અને સુખજ રાજાનુ ખરૂં ઐશ્વર્ય છે. જે રાજાની પ્રજા સુખી હોય, તે કદાપિ નાનો રાજા હોય તો પણ તે સર્વ રીતે શ્રેષ્ઠ ગણાય છે. આ જ તત્ત્વ લક્ષમાં રાખી હુ પ્રજાના કલ્યાણ માટે મારાથી જેટલો બની શકે તેટલો પ્રયત્ન કરૂ છું, ને જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી કરીશ." કેવા ઉત્તમ વિચારો! હાલના કેટલાક દેશી રાજાઓને લક્ષમાં રાખવા જેવા આ વિચારો શું નથી કે? લક્ષમા રાખી તે પ્રમાણે અમલમાં મૂકવામા આવે તો દેશી રાજાઓની પ્રજા પછી સ્વપ્ને પણ દુઃખ દેખે નહિ.

આ બાદશાહ પોતાના આત્મચરિત્રમાં અકબર બાદશાહ માટે આ પ્રમાણે લખે છેઃ—

"બાદશાહ અકબર—બાબા અકબર શરીરે ઉંચા ને ગૌર વર્ણના હતા. તેમની આંખોના ડોળા અને ભમરો કાળા રંગનાં હતાં. બંને ભમરો એકમેક જોડે મળી ગઈ હતી. તેમની તરફ જોતાંની સાથેજ તે તેજસ્વી અને સુંદર હોવાની છાપ તરત જોનાર માણસના મન પર પડી જતી. તે શરીરે બળવાન હોઇ આજાનબાહુ હતા. ને તેમનામાં એક સિંહના જેટલુ બળ હતું. તેમના નાક ઉપર એક કાળો તલ હતો, ને તે ઉંચું અને તરતું હતુ. તે તલ ઉપરથી સામુદ્રિક જાણનારા વિદ્વાનોએ એવું ભવિષ્ય વર્તેલુ હતુ કે આ પુરુષ વિલક્ષણ રીતે સૌખ્ય અને ઐશ્વર્ય-વાન હોઇ અદ્વિતીય કીર્તિશાળી થશે." આ ભવિષ્ય બધી રીતે ખરૂં પડ્યુ.

એક દિવસ રાજભંડારમાં કેટલુ સોનુ છે તે જાણવાના હેતુથી બાબા અકબરે કિલીજખાં નામના એક અત્યત વિશ્વાસુ સરદારને સોનુ તોલાવી જોવડાવવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તેણે શહેરના શરાફો મારફતે ચારસો કાટાવાળાને બોલાવી તેમની પાસે દરરોજ સોનુ તોલવાનુ કામ ચાલુ કર્યું. આ કામ પાચ મહીના સુધી ચાલ્યા પછી બાબા અકબરે કિલીજ-ખાને બોલાવી પૂછ્યું કે, સોનુ કેટલુ થયુ? તે વખતે આ વિશ્વાસુ સરદારે કહ્યું કે, 'સુમારે એક હજાર માણસને આ કામ ઉપર બેસાડેલા છે પણ હજુ સુધી આગ્રાના ખજાનાનું સોનુ જરા પણ કમી થએલુ જણાતુ નથી." આ ઉત્તર સાભળી બાબાએ સુવર્ણ ભંડારનુ સોનુ તોલવાનુ કામ બધ કરાવ્યુ. રાજ્યકોશ પ્રમાણેજ બાબાની ગજશાળા પણ અત્યત વિશાળ હતી. પૃથ્વીપર આજ પર્યંત અનેક રાજાઓ થયા, પણ અકબર બાદશાહની ગજશાળા જેવડી કોઈ પણ રાજાની ગજશાળા ન હતી તેની ગજ-શાળામાં બાર હજાર મોટા હાથી અને વીસ હજાર હાથણીઓ હતી. અને એ બધાને ખાવાપીવા માટે દરરોજ ચાર લાખ રૂપીઆનુ ખર્ચ હતું.

તેમણે કોઈ પણ વખત ઈશ્વરપ્રાર્થના કરી નથી એવો એક પણ દિવસ મારા જોવામા આવ્યો નહિ તે ઇશ્વરપ્રાર્થના રોજ નિયમિત વખતે કરતા. "પ્રભુ હુ મનુષ્ય અવસ્થામા અથવા અન્ય સ્થિતિમાં હોઉં, તો પણ તારા ઉપરની મારી દૃષ્ટિ અને હૃદય કદી પણ દૂર કરીશ નહિ" એવુ તે રોજ માગતા.

તેમના ચરિત્રમા વિશેષ મહત્વની વાત એ છે કે, તે કોઇ પણ ધર્મનો દ્વેષ કરતા નહિ. બધા ધર્મ ઉપર તે સમાન ભાવ રાખતા. પ્રત્યેક

ધર્મમા પુષ્કળ સાગી વાનો છે, અને તે સમજવી એ પ્રત્યેક મનુષ્યનુ કર્તવ્ય છે, એવો તેમનો અભિપ્રાય હતો જે જે વખતે સવડ મળે તે તે વખતે તે પોતાનો વખત નાચ તમાશા જેવા હલકા કામોમા ન ગાળતા, શાસ્ત્રીઓ અને પડિતો સાથે વાદવિવાદ કરવામા ગાળતા કેટલીક વાર તો આવો વાદવિવાદ કરતા કરતા રાત્રીના બબ્બે ત્રણ ત્રણ પણ વાગી જતા

તે દિવસે કદી પણ ઉઘતા નહિ, તેમ રાતે જોઈએ તો બે અથવા અઢી કલાકથી વધારે વખત ઉઘ લેતા નહિ તે એક મોટા સાહસિક હતા. એક ચાલતા હાથી ઉપરથી બીજા ચાલતા હાથી ઉપર કૂદકો મારીને બેસી જતા. એક હાથી ઘણો તોફાની હતો, ને તેણે મસ્તી ઉપર ચઢી, કેટલાક મહાવતને મારી નાખ્યા હતા તેથી તે હાથી ઉપર બેસવા માટે કોઇ પણ હિમત કરી શકતુ નહિ. પરતુ બાબા એક ઝાડ ઉપરથી કૂદકો મારી તે હાથી ઉપર ચઢી બેઠા, અને પછી અકુશ મારી તેને એટલો તો કાયર કાયર કરી નાખ્યો કે ફરીને તેણે કદી પણ તોફાન કર્યુ નહિ.

બાબાનુ શરીર સુદઢ અને સારૂ શક્તિસપન્ન હતુ તેમણે પોતાને માટે વ્યાયામ કરવા માટે એક સાડાત્રણ મણ વજનના લોખડી સાકળ તૈયાર કરાવી હતી તે સાકળ પકડી દરરોજ નિયમસર વ્યાયામ કરતા હતા"

જહાગીર બાદશાહના આત્મચરિત્રમાથી થોડાક ભાગનુ આ પ્રતિબિબ છે મોગલ બાદશાહના શાહજાદાઓને શિક્ષણ કેવા પ્રકારનુ મળતુ હતુ તેનુ અનુમાન આ નાના લેખ ઉપરથી તેમ વિચાર કર્યાથી સહેજ થઈ શકે તેમ છે તેમા વળી પોતના વિચાર આટલી નિસ્પૃહતાથી લખવાની તેને ટેવ હતી એ એક આ બાદશાહનુ મોટુ ભૂષણ છે

આ નાના લેખમા ચમત્કાર જેવી જે વાતો છે તે જામદારખાનાના સોનાની છત, ગજશાળાના હાથીઓની સખ્યા, અને તેમનુ રોજનુ ખર્ચ અને સાડાત્રણ મણ લોખડની સાકળ કસરત માટે તૈયાર કરાવી હતી, તે ત્રણ વાતો બહુ વિલક્ષણ છે, અને તેની કલ્પના સહેલથી થઈ શકતી નથી ।*

લૂણાવાડા } છગનલાલ વિદ્યારામ રાવળ
( પેન્શનર મહેતાજી )

---

* ૧ મરાઠી ઉપરથી

# વાચનમાળાની કવિતાના સંગીતનું નેટેશન

## બીજી ચોપડી

રાગ ખમાચ તાલ ખંડ જાતિ એકતાલ માત્રા ૫

૧૨૩૪૫

| | | | | |
|---|---|---|---|---|
| સ | સ– ગ– ગ | મ– પ– ધ | મ ની ધ– મ | પ ધ મ ગ |
| પિ | તા– ના– કુ | હા– ડી– લ | ઈ – બા– ળ | ના – – નો |
| ની | ની– ની– ની | મ– પ– ધ | મ ની ધ– મ | પ ધ મ ગ |
| જ | ન્યો– ભા– ય | રો– હો– ય | બા –દુ– ર | શા – – ણો |

ત્રીજી ચોપડીમાં—"અહોદેવના".

ચોથી ચોપડીમાં—'ભલી ભારત ભૂમિ".

પાંચમી ચોપડીમાં—'ભલો દૂરથી".

છઠ્ઠી ચોપડીમાં—"પ્રભુને ગમે તે (ક્ષમાને ધૈર્યના પાઠમાં છે તે)".

ઉપરની ઢબ મુજબ ચારે કવિતાઓ ગાવી

રાગ ભીમપલાસનું સ્વરૂપ.

{ સ ગ મ પ ની સ }
{ સ ની ધ પ મ ગ રી સ }

રાગ ભીમપલાસનું તાલ એકતાલ માત્રા ૪.

| | | |
|---|---|---|
| ની સ ગ ગ મ | પ પ પ પ પ પ | પ ની ધ પ મ મ |
| રે બે કુ ત ણું | ખ રે જ ગ ત નો | તા – ત ગ ણા યો |

| | | |
|---|---|---|
| ની- સ સ મ મ | ગ- મ ગ મ પ | ગ મ પ મ ગ રી મ |
| આ- સ ધ ળો સં | સા- ર પા ળ તો | તું - જ જ ણા - યો |
| મ મ મ પ પ ની ની | સ સ સ સ સ | ની રી સ ની ધ પ |
| ક પા સ ક લ કુ ળ | ધા ર ધા ન્ય ને | તું - ની પ જા વે |
| ની ની ની ની ની ની | સ ની ધ પ મ પ | ગ મ પ મ ગ રી સ |
| અ જ ખા ય મ ફ઼ | જી વ ધ રે જ ન | વ - ઓ - ભા - વે |

**બીજી ચોપડીમાં**—"ઇશ્વરનો મહીમાય".

**સાતમી ચોપડીમાં**—"આતે શા તુજ".

સદર—અહિંઆ સહસ્રલિંગ

આ ત્રણે કવિતાઓ ઉપરના **ભીમપલાસના** નોટેશન મુજબ ગાવી.

વાચનમાળામાં આવતા છપ્પાઓ રાગ **ભીમપલાસમાં** ઉપર આવેલા નોટેશન પ્રમાણે ગાવા.

બાપાલાલ અમૃતલાલ દવે.

## ગુજરાતી ખેતીવાડી સ્કૂલ

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કૂલનું નવુ વર્ષ દરવર્ષે તા. ૧ લી જૂનથી શરૂ થાય છે. તેના ધારા અને માહીતી નીચે પ્રમાણે છે.—

૧. આ નિશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રાવેશિક પરીક્ષા નથી, પરંતુ ઓછામા ઓછું ગુજરાતી ચોથું ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારૂ) તેણે પાસ કરેલું હોવુ જોઇએ, અને તે બદલ જે ગુજરાતી સ્કૂલમા તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કૂલનું લીવીંગ સર્ટિફીકેટ (નિશાળ છોડયા બદલનો રીતસરનો દાખલો)અરજી સાથે સામેલ કરેલું હોવુ જોઈએ. આ સ્કૂલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે,

૨. ઉમેદાવારના વાલીનો ધંધો ખેતીનોજ હોવો જોઈએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ, કારણ કે આ નિશાળમાં ખેતીને લગતું તમામ કામ છોકરોઓના હાથે કરવુ પડે છે.

૩. આ શાળામા ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ. નિશ્ચય હોય તેણેજ આવવુ. જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કૂલ નથી.

૪. ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ.

૫. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઇ પણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જો એ અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલું ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઈએ.

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનું, ખાવાનું અને રહેવાનુ જેટલુ ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી, પરંતુ અભ્યાસક્રમ પૂરો થતા પહેલાં (અધવચ) કોઈપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુક ચલાવવા બદલ તેને કાઢી મુકવામાં આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમાં રહ્યો હોય તેટલા વખતને માટે દરમાસના રૂ. ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામા આવે છે.

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે. તે ખર્ચ (લગભગ વર્ષના રૂ. ૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ. ૧૦ અનામત તરીક આપવા પડશે.

૭. આ નિશાળમાં બીજી નિશાળો પ્રમાણે વાર તહેવારની રજાઓ મળગે. સિવાય દિવાળી ઉપર એક મહીનો, અને ઉનાળામાં દોઢ મહીનો રજા

૫કરી અને તે એક રજા વેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે એ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે, કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતાના કામમા વધારે મદદગાર થાય, અને ખેતી પણ વધાર ફાયદાકાર રીતે કરે દર વર્ષે ૫૯૨ કરતા વધારે નવા છોકરા દાખલ કરવામા આવશે નહી

આ શાળામા નીચે પ્રમાણે વિષયો શીખવવામા આવે છે —

(૧) પિવિદ્યા (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમા વનસ્પતિ અને જતુ સબધી વ્યાવહારિક જ્ઞાન આપવામાં આવે છે) (૩) ખેતી વાડીને લગતી ભૂગોળ (૪) ખેતીવાડીને લગતું અકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્યવિજ્ઞાન (૬) પેટા ધધા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનું ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એ ટ તગાવી એકટ, ડબા એકટ લોકલ બોર્ડ એકટ) (૮) વાચન અને લખાણ (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એજિન કેવી રીતે ચલાવવુ તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાગેતૂટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એને લગતુંજ સુથારી લુહારી કામ ૧૨ વણાટકામ

૮ આ સ્કૂલમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા(જિલ્લે પચ મહાલ) ખેતીવાડી સ્કૂલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી તેમા નામ, જાત, ધધો ઉમર તાલુકો, જિલ્લો પોસ્ટ ઓફીસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી, અરજી ઉમેદવારના હાથનીજ લખેલી હોવી જોઈએ ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતા સુધી રહેવા દેવાની અને સ્કૂલ છોડયા પછી તેને પોતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઇએ

૯ જે ઉમેદવારને દાખલ કરવાનુ નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામા આવશે જે તારીખે હાજર થવા લખ્યુ હાય તે તારીખે તેણે નિશાળમા આવી હાજર થવુ જોઈએ

૧૦ નિશાળ છોડ્યા પછી જે વિદ્યાર્થીને ખેતી કરવાની ઇચ્છા હશે તેને શાળાની નજીકમા માત્ર નામનાજ ગણોતે ઘણી સારી શરતે ૧૦ થી ૧૫ એકર જમીનની લેવડ કરી આપવામાં આવશે

૧૧ વધુ વિગત માટે નીચેના સરનામે પત્ર વ્યવહાર કરવો

N V Patel
હેડ માસ્તર
ખેતીવાડી નિશાળ—ગોધરા

# ઇનામ પત્રક

## અમદાવાદ જિલ્લો

| ગામ—તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | રિમાર્ક |
| --- | --- | --- | --- |
| અડવાળ-ધંધુકા | પા. હરજીભાઇ ગોબરભાઇ સિહોરવાળા તથા પા. ભગવાનદાસ માણેકલાલ ભાવનગર વાળા | ૧૨૫-૦-૦ | ધોતીયાં, પંચીયાં, છીંટના કકડા તથા મિઠાઈ વ્હેંચી |
| ,, ,, | ,, ,, | ૮૦-૦-૦ | કન્યાશાળામાં અબરખની ઓઢણીઓ તથા મિઠાઇ વહેંચી. |
| ઉખલોડ વિરમગામ | પાટડીના દરબાર સાહેબ શ્રીદોલતસિંહજીએ સ્કૂલની વિઝીટ લીધી ત્યારે | ૧૩-૧૪-૬ | ઇનામ, પતાસાં તથા છીંટના કકડા વ્હેંચ્યા. |
| બાવળા-ધોળકા | મિ અમૃતલાલ પ્રહલાદજીએ તેમની ભત્રીજી ગુજરી ગયા તે નિમિતે | ૧૭૫-૦-૦ | સ્કૂલ તથા કન્યાશાળા જમાડયાં. |
| ,, ,, | બેન મણી પટેલ કરમન મોતીલાલની દીકરીએ એમદશીની ઉજવણી કરી. | ૧૭૫-૦-૦ | , |
| ,, ,, | મિ. ચુનીલાલ ગીરધરભાઇએ પોતાના દાદાના મરણ પાછળ | ૧૬૦-૦-૦ | સ્કૂલ તથા કન્યાશાળા તથા સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓને જમાડયા. |
| એરવા-વિરમગામ | પટેલ ગોગજીભાઈ ડુંગરભાઈ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી. |
| આકરૂ-ધંધુકા | શેઠ ભાઇચંદભાઈ રણછોડભાઈ | ૧૩-૮-૦ | પુસ્તકો વ્હેંચ્યાં. |
| | મે. લીંબડીના ઠાકોર સાહેબે | ૪-૦-૦ | સાકર વ્હેંચી. |

| | | | |
|---|---|---|---|
| | મે પોરબંદરના રાણા સાહેબે | ૯—૦—૦ | દરેક કન્યાને શ ૨)પ્રમાણે ઇનામ વ્હેંચ્યાં |
| દુમાલી-ધોળકા | મિ ભગવાનદાસ આબાભાઈ લુહાણા, બાવળાના તથા મિ હરગોવન ઇચ્છારામ લુહાણા, રનોડાનાએ | ૬—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વ્હેંચી |
| કેશીઆવાસણા-,, | બાવળાના અમિન કેશવલાલ કુબેરભાઈએ | ૪—૦—૦ | પતાસાં વ્હેંચ્યાં |
| બાવળા-,, | ભક્તરાજ પ્રહલાદજીના મરણના કારજ પ્રસંગે બાવળાના રહીશ પટેલ માધવલાલ મુળજીભાઈએ | ૧૭૫-૦-૦ | સ્કૂલ તથા કન્યાશાળા જમાડ્યાં |
| રનોડા-,, | ગામ નર્મદાના દવે કચરાભાઈ આણુશંકર | ૨૧-૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વ્હેંચી |
| નરોડા-ઉ દસક્રોઈ | વર્ધાના સુવાડાના શા કાળીદાસ સાંકળચંદ પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૩—૦—૦ | છોકરાને પતાસાં વ્હેંચ્યાં. |
| | | ૨—૦—૦ | ,, ઇનામ રૂકમાં આપ્યા |
| | ,, ,, | ૧૮-૦—૦ | છોડીઓને પતાસાં તથા પ્યાલા |
| | | ૨—૦—૦ | વ્હેંચ્યાં તથા ઇનામ રૂકમાં આપ્યા |
| સાણોદા-,, | શા છોટાલાલ ફુલચંદે | ૩૨—૦—૦ | સ્કૂલ જમાડી |
| | કારભારી બહેચરદાસ રામચંદે | ૧૭-૮—૦ | સ્કૂલમાં ઘડીઆળ આપ્યું. |

| | | | |
|---|---|---|---|
| પાટડી–વિરમગામ | નામદાર પાટડી દરબાર સાહેબે નામદાર આનરેબલ સી. સી. વૉટ્સન સી. આઈ ઈ. ના માનમાં | | |
| | પાટડી મુખ્ય સ્કૂલમાં | ૩૬—૦—૦ | પાઠ્ય પુસ્તકો વ્હેંચ્યાં. |
| | ,, ઉર્દુ ,, | ૬—૮—૦ | ,, |
| | ,, કન્યાશાળા | ૩૫—૦—૦ | કપડાં વ્હેંચ્યાં. |
| | ,, અંત્યજ સ્કૂલમાં | ૩—૦—૦ | પાઠ્યપુસ્તકો વ્હેંચ્યાં. |
| પાણુરી—ધંધુકા | શેઠ મોહનલાલ ભાઈચંદ. ભાઈ ગાંધીએ | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| વટામણ—ધોળકા | શા. લલ્લુ પીતાંબરની દીકરી બેન રૂખાના લગ્ન પ્રસંગે તેમના વેવાઈ શા. મફતલાલ હરજીવન તરફથી | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| હરણીઆવ—દ. ,, દસક્રોઈ | હાથીજણના ઠક્કર શીવલાલ ગોરધન તથા ગોઝારીના ઠક્કર સોમચંદે | ૧૭—૮—૦ | પ્યાલા રકાબી તથા મિઠાઈ વ્હેંચી |
| ,, | અત્રેના વાળંદ શના કાશીએ | ૧૫—૮—૦ | સ્કૂલ જમાડી |
| ચંદરવા—ધંધુકા | નામદાર લીમડીના ઠાકોર સાહેબે | ૧૦—૦—૦ | સાકર વ્હેંચી |
| | બોટાદના શા. મગનલાલ પીતાંબરે | ૫—૦—૦ | ,, |
| | અત્રેના ઠક્કર હીરજીભાઈ મુળજીભાઈએ | ૩—૦—૦ | પેંડા વ્હેંચ્યા |
| વેજલકા—ધોળકા | પાંદડ તા–ખંભાતના રહીશ રજપુત કેશવભાઈ રામભાઈએ | ૭—૦—૦ | ચહાના પ્યાલા વ્હેંચ્યા |
| | અત્રેના રજપુત બારડના-ગજીભાઈ પીરશંગભાઈએ | ૩—૮—૦ | સાકર વ્હેંચી |

| | | | |
|---|---|---|---|
| અચીઅર-ઉત્તર દસક્રોઇ | ભાવસાર ગામ લોકો તરફથી | ૨૧—૪—૦ | સ્કૂલ જમાડી. |
| દરીઆપુર-અમદાવાદ | ઉર્દુ કન્યાશાળા નં. ૨ની છોડીઓને એક વિદ્યાર્થીના વાલી ગુલામઅલી ગુલામ રસુલે | ૨૨—૦—૦ | ઇનામ વ્હેચ્યું |
| વાલુકડ—ગોઘા | શાહ નાગરદાસ ગોવિંદજીએ પોતાના પુત્રને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૪૦—૦—૦ | બને સ્કૂલો જમાડી |
| જેતલપુર—દ. દમ. કોર્ટ | બાઈ કાશી પા. ગંગાદાસ ભાઈજીભાઇની વિધવાએ | ૫૦—૦—૦ | છોકરા તથા છોડીઓને જમાડયા |
| મીરોલી-દ દસક્રોઈ | ગે ચોથા. આ. ડેપ્યુ. એ. ઈ. સાહેબની રૂબરૂ ગામલોકોએ | ૧૫—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| વાલુકડ—ગોઘા | ઠક્કર ગોકળદાસ ગોરધનદાસે તેમના નવા ઘરની વાસ્તુ કરી તે પ્રસંગે | ૩૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાને જમાડી |
| પોતારપુર-ધંધુકા | ભીમનાથના મહેરબાન મહંત સાહેબે | ૭૦—૧—૦ | પુસ્તકો વ્હેચ્યા. |
| | | ૧૦—૧૦—૦ | કન્યાઓને લુગડાંના કકડા ને |
| | | ૫—૦—૦ | મિઠાઈ વ્હેચી |
| દાલોદ-વિરમગામ | લોકલ બોર્ડ ફસ્ટ ગ્રેડ સ્કૂલમા પટેલ ભગવાનભાઇ રઘુભાઈએ બાળવર્ગ પહેલા અને બીજા ધોરણના છોકરાઓને બાળપોથી, પહેલી અને બીજી ચોપડી. | ૫—૦—૦ | પુસ્તકો વહેચ્યાં |

| | | | |
|---|---|---|---|
| ઓઢવ—ઉત્તર— | | | |
| દસક્રોઈ | ભરવાડ કમા મલા | ૧૮—૬—૦ | સ્કૂલ જમાડી |
| ઓગણજ —,, | સર ચીનુભાઈ મેકન્ડ બૅરોનેટ ઓગણજ ઈમાનદાર | ૧૫—૦—૦ | પુસ્તકો હોલ્ડરો પેનસીલો અને મિઠાઈ |
| | મિ ગોમાલાલ અમથાલાલ શાહ સ્કૂલ કમિટિના મેમ્બર | ૫૧—૦—૦ | સ્કૂલ તથા તેના સ્ટાફના માણસોને જમાડયા |
| પરઢોલ— | ગામ લોક | ૩૮—૦—૦ | સ્કૂલ જમાડી |
| | મિ ઈશ્વરભાઈ સામળભાઈ તથા મિ ઝવેરભાઈ સામળભાઇ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | મિ હરિલાલ હેમચંદ | ૩—૦—૦ | પતાસા વહેચ્યા. |
| | મિ શંકરભાઈ વહાલાભાઇ રૂમીજના પાટીદાર | ૭—૦—૦ | |
| ઝુંડાલ ,, , | રાત પોચા છગને તેમના માતુશ્રીના ઉત્તર ક્રિયાના કાર્ય પ્રસંગે | ૪૫—૬—૦ | સ્કૂલ જમાડી |
| મોરોલી , | શાહ ચરાભાઈ ચતુરભાઈ | ૧૮—૦—૦ | લાડુ તથા |
| | | ૪—૦—૦ | ચવાણુ વહેચ્યુ |
| સહીજ—ધોળકા | ચાવડા રામસંગ સીભાઈ | ૨૦—૨—૮ | સ્કૂલ જમાડી |
| વાલુકડ—ગોઘા | શાહ પ્રેમચંદ રતનજી | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી અને કન્યાઓને પોષાવાર લુગડું આપ્યુ |
| | ઠકર મગનલાલ મોતીલાલ | ૩૦—૦—૦ | સ્કુલ જમાડી |
| ચકતેજ—ઉત્તર | શાસ્ત્રી લલ્લુભાઇ ગોવિંદભાઈ | ૪૫—૬—૦ | |

| | | | |
|---|---|---|---|
| રાણમ—ધોળકા | પા. મોહનલાલ હરજી• વનદાસ શાહ મોહનલાલ મલુકચંદ પા. નરોતમદાસ સાંકળચંદ પા કુબેરદાસ ત્રિભુવનદાસ તથા મહેતા મફતલાલ | ૨૫-૧૦-૦ | સ્કૂલ જમાડીતથા અમણને પણ |
| | મગનલાલ | ૨૩-૧૦-૦ | સ્કૂલ જમાડી |
| નોહી—ધધુકા | ગામ લોકો તરફથી | ૨૦—૦-૦ | ,, ,, |
| માણોદા—ઉત્તર દસક્રોઈ | કોઠારી બહેચરદાસ ગમચંદ | ૧૭—૮-૦ | ઘડિઆળ મુક્યુ. |
| ખાડીઆ—અમદાવાદ | પટેલ લાલભાઈ ગીરધરલાલ રાયપુર લાખા પાડાની પોળ ના રહીશે રાયપુર જિલ્લાની ચાર સ્કૂલો જમાડી | ૩૦૦—૦-૦ | ચાર સ્કૂલો જમાડી |

---

| | | | |
|---|---|---|---|
| પરહોલ–ઉત્તર દ. | રા. ફુલશંકર મુળજીરામ પંડયા | ૩—૦—૦ | ગોળ ધાણા વહેચ્યા |
| રોજકા–ધંધુકા | રા ફુલશંકર મુળજીએ અ સૌ સવિતાગૌરી સુદરજીના સ્મરણાર્થે . | ૩૦-૮—૦ | પુસ્તકો તથા માકર વહેચી. |
| બાવળા–ધોળકા | શેઠ ગીરધરલાલ ભવાનીદાસની વિધવા બાઈ રેવાના મરણ તીથી નિમિતે | ૭ ૮—૦ | ફરીઓ વહેચી |
| વાસણા— | રા હરિપ્રસાદ જેઠાલાલ મહેતા કારકુન જોઈન્ટ જજ કોર્ટ, અમદાવાદ | ૧૫-૦—૦ | જરમન સીલ્વરના પ્યાલા તથા પતાસા વહેચ્યા. |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| તોરણા-કપડવંજ | સોની સોમાલાલ નારણદાસે પોતાના ભાણેજના લગ્ન પ્રસંગે | ૫—૦—૦ | મિઠાઈ વ્હેંચી. |
| | વ્યાસ અંબાલાલ ડાહ્યારામે પોતાના કાકાની ઉત્તર ક્રિયા નિમિત્તે | ૭૫-૦—૦ | સ્કૂલ જમાડી તથા દૂધ પાયું |
| વણસોલ-આણંદ | સ્કૂલ કમિટિના મેમ્બર બ્હેચર હરીભાઇ પટેલે | ૩૫-૦—૦ | સ્કૂલ જમાડી. |
| અલીણા-નડિઆદ | જમનાસના શા નાથજી ઝવેરદાસે. | ૧૧—૦—૦ | પિત્તળના પ્યાલા તથા રકાબીઓ વ્હેંચી |
| | આતરસુબાના ગાંધી જેચંદ ગોકળદાસે | ૮—૦—૦ | ,, ,, |
| | અલીણાના માસ્તર છગા ભાઇ બહેચરભાઇએ | ૭—૦—૦ | ચોપડીઓ વ્હેંચી |
| મહુધા-નડિઆદ | કરમસદના પા. મણીભાઈ ઉમેદભાઇએ લગ્ન પ્રસંગે | ૧૦—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વ્હેંચ્યા |
| નડિઆદ-,, | પંડ્યા અરજનલાલ દેવશંકરે પોતાના પુત્રને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | ૫૦-૦—૦ | મ્યુનિ. શાળા નં ૭ માં ચોપડીઓ તથા મિઠાઇ વ્હેંચી |
| મોદ—બોરસદ | ધર્મજના પટેલ છોટાભાઇ ભાઇલાલે આમોદના પટેલ શીવાભાઈ ફુલાભાઇએ | ૩૫—૮—૦ | સ્કૂલો જમાડી |

| | | | |
|---|---|---|---|
| | મુખ્ય સ્કૂલ તથા કન્યાવર્ગમાં, પટેલ પરસોતમ કાળીદાસે પટેલ ચતુરભાઇ હીરાભાઈએ અને પટેલ હરિભાઈ ફલ્લુભાઈએ મુખ્ય સ્કૂલ તથા કન્યા વર્ગમાં | ૩૫—૦—૦ | સ્કૂલો જમાડી |
| પાળજ—બોરસદ | સદ્‌ગૃહસ્થ ખીમચંદ મણીચંદે મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા | ૧૦૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| વલાસણ—આણંદ | પા. દાજીભાઇ લલ્લુભાઈએ | ૪૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| કરમસદ—આણંદ | પટેલ જમભાઇ ગોરધનભાઈએ પોતાના પિતા ગુજરી ગયા તેના ક્રિયાખર્ચ માટે મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા | ૪૦૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| સંધાણા—માતર | સરકારી સ્કૂલ રીપેર થવાથી ગામ લોકો તથા સ્કૂલ કમિટિના મેમ્બર તથા બીજા સદ્‌ગૃહસ્થોએ મળી | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| રાગજીપુરા—આણંદ | વાળંદ મગળ રણછોડ | ૩૦—૦—૦ | ,, |
| ,, ,, | કુંજરાવના વાળંદ લલ્લુ કુબેરે | ૧૫—૦—૦ | પ્યાલા તથા પતાસાં વ્હેંચ્યાં |
| જાલીઆ—મહેમદાવાદ | પા. લલ્લુભાઇ હાથીભાઈએ | ૧૧—૦—૦ | સ્કૂલ જમાડી |
| આમોદ—બોરસદ | રૂદેલના પટેલ મહીજીભાઈ મોતીભાઇ તથા આમોદના પટેલ નાગરભાઇ જીજીભાઈએ સ્કૂલ તથા કન્યા વર્ગ | ૭૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| વલાસણ—આણંદ | પા. જેઠાભાઇ દાદાભાઇએ | ૪૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| ,, | પા. મોતીભાઈ અજુભાઇએ | ૪૭—૦—૦ | ,, |
| ,, | શા. ચુનીલાલ ભાઇજીએ | ૫૦—૦—૦ | ,, |
| | બાઈ જીવી. પા. ભાઇજી ગણેશજીની વિધવા | ૪૦—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| દેથલી—માતર | સ્કૂલ કમિટીના મેમ્બરશાહ મલુકચંદ બોધાભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| | ઠક્કર મનસુખભાઇ કરસન ભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| નડિઆદ-નડિઆદ | શા. શંકરલાલ મોહનલાલે | ૨૦—૦—૦ | જલેબી વ્હેચી |
| ,, | મૌ. મછાભાઇ હીરાભાઈ કન્યાશાળા નંબર બીજાના મુખ્ય સ્ત્રી શિક્ષક શાળા ન. ૬ ના વિદ્યાર્થને | ૫—૦—૦ | પતાસા વ્હેચ્યા |
| દહેમી—બોરસદ | શાહ મણિલાલ પુરૂષોત્તમદાસે પોતાના પિતાની ઉત્તર ક્રિયા વખતે | ૭૨—૮—૦ | સ્કૂલ જમાડી |
| કુંજરી-નડિઆદ | ઠાકર આદીતરામ મયાગમે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૪—૦—૦ | ઉત્તેજનને પરબમા આપ્યા |
| | | ૧—૪—૦ | પ્યાલા નગ ૫ ,, |
| | | ૪—૦—૦ | સ્કૂલમા પતાસાં વ્હેચ્યા |
| અકલાચા—મહેમદાવાદ | પટેલ વલ્લભાઇ શંકરભાઇએ | ૪૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| નડિઆદ-નડિઆદ | પા. બાવાજી વેણીભાઈએ | ૩૩-૧૨-૦ | દેશીહિમાબ આપ્યા |
| | પોતાના પૌત્રને મ્યુનિ સ્કૂલ | ૭—૮—૦ | બાળપોથી આપી |
| | ન. ૪ થામા બાળવર્ગમા | ૨૬—૪—૦ | મિઠાઇ વ્હેચી |
| | દાખલ કર્યો તે પ્રસંગે | ૭—૪—૦ | પતાસાં વ્હેચ્યા |
| | | ૫—૪—૦ | પ્યાલા વ્હેચ્યાં |
| મહુધા—નડિઆદ | નડિઆદના જશભાઇ પુરૂષોત્તમે પોતાના દીકરાના લગ્ન પ્રસંગે અત્રેની કન્યા શાળામા | ૧૧૨—૦—૦ | જર્મનના પ્યાલા તથા રકાબીઓ તથા મિઠાઇ વ્હેચી |
| | ગાડાના પટેલ મોતીભાઇ પ્રભુદાસે પોતાના દીકરાના | ૧૧૨—૦—૦ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| અનેજડા—બોરસદ | સુથાર છગનરામ પિતામ્બરદાસે | ૨૨—૮—૦ | સ્કૂલ જમાડી |
| | પા. મથુરભાઈ મનોરભાઈએ | ૬—૪—૦ | મિઠાઈ વહેંચી |
| ભાનેર—નડિઆદ | શાહ માકોર પટેલ ભાઇજી | | |
| | ભાઇ લલ્લુભાઇની વિધવા | ૯૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| | પટેલ લલ્લુભાઇ ભુલાભાઇએ | ૧૦૦—૦—૦ | ,, ,, |
| | શાહ માણેકલાલ રણછોડ બાપુજીએ | ૭૨—૦—૦ | જર્મનના પ્યાલા તથા પતાસાં તથા ગરીબ છોકરાંને ચોપડીઓ તથા રંગીન વહેંચી |
| નડિઆ — | શાહ માણેકલાલ મથુરદાસે | ૪૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસા વહેંચ્યા |
| | શાહ મગનદાસ મથુરદાસે | ૪૫—૦—૦ | બારમાસ માટે પાણીની પરબ બેસાડી |
| ગોપાલપુરા—આણંદ | પા. ચનાભાઈ આશાભાઇએ | ૨૫—૦—૦ | સ્કૂલ જમાડી |
| | પા. વાલજીભાઈ કાશીભાઇએ | ૮—૦—૦ | મિઠાઇ વહેંચી |
| પંડોલી—બોરસદ | શાહ છોટાલાલ બાબરભાઈ મદદનીશ ઇન્સ્પેકટરે તેમના મરહુમ કાકાશ્રીના નામને ગામ લોક તથા બન્ને સ્કૂલોને બે દિવસ સુધી જમાડયા | ૩૦૦—૦—૦ | સ્કૂલો જમાડી |
| સુતાલ—નડિઆદ | મહારાજ ગોરધનદાસ બળદેવદાસે | ૩૨—૦—૦ | સ્કૂલ જમાડી |
| પોરડા—બોરસદ | સ્કૂલ કમિટિના મેમ્બર શાહ છગનલાલ નાથાભાઈએ | ૭૫—૦—૦ | ,, |
| અમ્બાચા—મહેમદાવાદ | પટેલ મોમાભાઈ પ્રભુદાસે અને પટેલ મોમાભાઈ શનાભાઇએ | ૧૦—૦—૦ | મિઠાઈ વહેંચી |
| દેહરડા—બોરસદ | પટેલ કુબેરભાઈ ગરબડદાસે દૂધપાક પુરીનું જમણ કર્યું | ૩૪—૦—૦ | ગામ જમાડી |
| | પટેલ લલ્લુભાઈ ખુશાલભાઈએ | ૩૮—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| નાની ખડોલ— | પા જોરાભાઈ જેઠાભા ના | | |
| નડિઆદ | વિધવા દીવ્રીબાઈ હસ્ખાએ | ૪૧—૦—૦ | |
| | પા ગોવિંદભાઈ લક્ષ્મીદાસે | ૨—૦—૦ | પતામાં વ્હેંચ્યા |
| ચીપડી—કપડવંજ | ગવગ કાળીદાસ ગીરધર ભાઈએ તથા રાવળ મગન લાલ ગીરધરભાઈએ | ૬—૦—૦ | મિઠાઈ વ્હેંચી |
| ગાના—આણંદ | પા રણછોડભાઈ હરખ જીભાઈએ | ૭૫—૦—૦ | સ્કુલ જમાડી |
| | શા મગનલાલ ભકારદાસ | ૭૫—૦—૦ | ,, |
| ખભોળજ— ,, | બાઈ રેવા પટેલ ઘેગભાઈ જેસંગભાઈની વિધવાએ સ્કુલના વિદ્યાર્થી તથા ન્યા શાળા તથા આઇરિશ મિશન સ્કૂલના છોકરા છોડીઓને જમાડવા | ૧૦૨—૮—૦ | સ્કૂલો જમાડી |
| પાળજ—બોરસદ | શા સાકરચંદ લલુભાઈએ સ્કૂલ તથા કન્યાશાળાને | ૧૦૦—૦—૦ | ,, |

---

## સ્ત્રીઓ માટે ટ્રેનિંગ કૉલેજ.

### વનિતા વિશ્રામ.

ઈ. સ. ૧૯૨૬ ના જાન્યુઆરી ૧૦ મીથી શરૂ, મુંબઈ.

મુંબઈમાં વનિતા વિશ્રામ ટ્રેનિંગ કૉલેજમાં વર્નાક્યુલર ફાયનલમાં પાસ થએલાં, તેમજ એંગ્લો વર્નાક્યુલર અંગ્રેજી ધો. ૩ જું જેમણે પાસ કર્યું હશે તેમને દાખલ કરવામાં આવશે તેમજ કોઈ પણ ગુજરાતી જાણનાર બાઈને દાખલ કરવામાં આવશે. અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનોજ અભ્યાસક્રમ અત્ર ચાલે છે. સરકારે આ શાળા માન્ય કરેલી છે. અને જે બાઈઓ અત્ર પરીક્ષામાં પાસ થાયછે તેને સરકારી કેળવણી ખાતા તરફથી સર્ટિફિકેટ આપવામાં આવે છે.

આ શાળામાં ૧૦૦ દિવસની હાજરી જોઈએ છે. આ શાળામાં ભણનાર બાઈઓને માટે એવો વખત રાખવામાં આવ્યો છે કે જેથી તેઓ સવારના કૉલેજમાં ભણે અને બપોરના કોઈ નિશાળમાં નોકરી પણ કરી શકે. ગરીબ હિન્દુ વિધવા બાઈઓને અને કુંવારીકાઓને અત્ર મફત રહેવા, ખાવા, ભણવાની ગોઠવણ કરી આપવામાં આવશે. સારો અભ્યાસક્રમ કરનાર મહેનતુ બાઈઓને સ્કૉલરશીપ પણ આપવામાં આવશે.

દાખલ થવા ઇચ્છનારે તરત પોતાની અરજી તા. ૫ મી જાન્યુઆરી ૧૯૨૬ પહેલાં અહિંના પ્રીન્સિપલ જી. એલ. પંડ્યા. એમ. એ. ને મોકલી આપવી, અથવા તો ઑનરરી સેક્રેટરી પ્રિન્સિપલને રૂબરૂ મળવું.

મ. જે. ગજ્જર.

ઑ. સેક્રેટરી. વનિતા વિશ્રામ, મુંબઈ

---

## જાહેરખબર.

શિક્ષકો તેમજ શિષ્ય વર્ગમા પ્રિય થઇ પડેના પ્રશ્નોરૂપે બાળોપ યોગી સરળ

### સૃષ્ટિજ્ઞાનના પુસ્તકો

| સૃષ્ટિજ્ઞાન ધો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| | ૦-૨-૦ | ૯-૧ ૦ | ૦-૩-૦ | ૦-૩-૦ | ૦-૪-૦ | ૦-૪-૦ | ૦-૫-૬ |

| પ્રશ્નો-ભરતખડનો સરળ ઇતિહાસ ધો | ૫ | ૬ | |
|---|---|---|---|
| | ૦-૩-૦ | ૦-૪-૦ | કમીશન ૩૩ ટકા |

વાચનમાળાના પાઠ તથા કવિતાના અર્થ મુજબ

| કમીશન ટકા ૫૦ મુજબ ધો | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|
| | ૦-૪-૦ | ૦-૪-૦ | ૦-૬-૦ | ૦-૮-૦ |

આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે કમીશન ભરપુર આપવામા આવશે લખો૦-

મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય બુકસેલર મુ૦ પેટલાદ

---

# દસ્કત શિક્ષક કોપીબુકો

**કોપીની પહેલ કાઢનાર હુમો છીએ. બીજાઓએ પછી નકલ કીધી છે,**

ગુજરાતી અને બાળબોધ આઠ નબરમાં તૈયાર છે

**કેળવણીખાતાના મે ડિરેકટર સાહેબે મુબઈ ઇલાકા-ની દરેક ગુજરાતી નિશાળમાં ચલાવવાને મજુર કરી છે**

દરેક નંબરની કિંમત અઢી આના રાખી છે

૨૫૦ તથા તેથી વધુ કોપી ખરીદનારને સેંકડે (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામાં આવશે ૧૦૦૦ કોપી લેશે તો ખરચ સાથે (૨૦) ટકા મળશે પણ પોસ્ટ માર્ફતનુ કે સ્ટેશનથી આગળનુ ખર્ચ આપવામા આવશે નહિ દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી ૧ થી ૮ નંબરની, દરેક બોક્ષમા એમજ જાતની ડા ૬ કિમત ૨ ૦।। નક્કી [હાલ માલ નથી]

મળવાનુ ઠેકાણુ-**આદરજી કાવસજી માસ્તર**

ઠે ન. ૨૮-૩૦ ધોબીતલાવ-મુંબઈ


શાળોપયોગી ભૂગોળમાળા મણુકો રજો
મુંબઈ ઇલાકો.
અને
હિંદુસ્તાન ( સામાન્ય )
કર્તા,
પિતમરાય વ્રજરાય દેસાઈ
રંગીન તથા સાદા પુષ્કળ નકશા સહીત
કી ૦-૫-૦

ગુજરાત શાળાપત્ર

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ, ચોરંગ જેવી મજબુત સ્વાદિષ્ટ
ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા
હોય તો તમારી બ્હેનોને, માતાઓને,
પુત્ર—વધૂઓને અને તમારી ગૃહિણીને
અવશ્ય વંચાવો.

**અન્નફળ, શાક, જાતજાતનાં પકવાનો બનાવવાની રીત**
**દર્શાવનારૂં પુસ્તક**
**દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને**
**અવશ્ય અભ્યાસ કરવા લાયક**

# પકવાન પોથી

અથવા

# પાકશાસ્ત્ર.

લેખક તથા પ્રકાશક
ગં. સ્વ. લલિતગૌરી સાગરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

નવીન સુધરેલી બીજી આવૃત્તિ
કિમ્મત રૂ. ૩-૦-૦ સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩-૮-૦

આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહતરેહનાં ખાવાનાં પાકવાનો
બનાવવાના જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે.

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**
કાલબાદેવી રોડ. મુંબઈ

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## એપ્રિલ, સને ૧૯૨૬

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિ૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું

ઠેકાણું—પીરમશા રોડ—અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ ] એપ્રિલ, સને ૧૯૨૬ [ અંક ૪

## આઠમી ગુજરાતી સાહિત્યપરિષદ્

આ વર્ષે ઇસ્ટરના તહેવારોમા મુબઈમા આઠમી ગુજરાતી સાહિત્યપરિષદ્ ભરવામા આવી હતી તે પરિષદ્ના પ્રમુખ ગુજરાતના જાણીતા વિદ્વાન રાવબહાદુર રમણભાઈ મહીપતરામને નીમવામાં આવ્યા હતા આપણા ગુજરાતમા કેટલાક વર્ષોથી સાહિત્યપરિષદ્ દર બે વર્ષે ભરવામા આવે છે તે પરિષદ્ ભરવાનો મુખ્ય હેતુ ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ, વિદ્વાનોનો પરિચય, અને ગુજરાતી ભાષાના પુસ્તકોની જોડણી, પ્રાચીન સાહિત્યની શોધખોળ વગેરેનો હોય છે પરિષદ્ દરેક એકકે સંગીન કામ કરે છે એ સર્વને જાણીતી વાત છે ગુજરાતમા પ્રતિષ્ઠા પામેલા વિદ્વાનોના ભાષણો અને લેખોથી સાહિત્યપ્રેમી જનોને બોધ તેમજ જ્ઞાનપ્રાપ્તિનો લાભ સારો મળે છે પરિષદ્ના પ્રમુખની ચુટણી કાળજીપૂર્વક કરવામાં આવે છે. ગુજરાતી ભાષા કે સાહિત્યની સાચી અને સગીન સેવા કરનારનેજ એ પદે નીમવામા આવે છે આ વખતે એવા એક વિદ્વાનને એ પદે નીમવામા આવ્યા હતા

આ પરિષદ્ને અંગે એક પ્રદર્શન દર વખતે ભરવાનો રિવાજ છે આ વર્ષે પણ તેવુ એક પ્રદર્શન ભરવામા આવ્યુ હતું જેમા જુના હસ્ત

૫. મણકા પરોવવાનું કામ

૬. ટોપલી ગુંથવાનું કામ

રફિયા, ઘાસ, રેસા કે નેતરની ટોપલી કે બૅગ (કોથળી).

૭. રમકડાં બનાવવાં

કપડું, લાકડું કે કાર્ડબોર્ડ ઇત્યાદિ ગમે તે વસ્તુમાંથી બનાવેલું રમકડું.

૮. કોઈ મીણ જેવા નરમ પદાર્થનો બનાવેલો નમુનો.

૯. ખાસ શિક્ષક તરીકેની તાલીમ (ટ્રેનિંગ) લેવા આવેલા વિદ્યાર્થી માટેનું હસ્ત ઉદ્યોગનું કામ.

નીચેના કામની, નમુનાઓ સહિત રજુ કરવામાં આવેલી સર્વોત્તમ, ક્રમિક યોજના.

(૧) કાગળનું કે કાર્ડબોર્ડનું કામ.
(૨) મીણ જેવા નરમ પદાર્થનું કામ.
(૩) સંખ્યાશિક્ષણ માટેનાં સાહિત્યનો સેટ (જથ્થો)
(૪) ભાષાશિક્ષણ માટે સાહિત્યનો સેટ (જથ્થો)
(જે વયના બાળકો માટે ઉપરનાં સાહિત્યો તૈયાર કરવામાં આવેલાં હોય તે વય પણ નમુનાઓની સાથે દર્શાવવું.)

૧૦. ભૂગોળ.

(૧) કોઈ પણ દેશના નકશાઓનો સેટ.
(૨) રિલિફ મૅપ યા ભૂમિની સપાટી દર્શાવનારો માટી અથવા કાગળના માવાનો બનાવેલો નકશો.
(૩) કોઈ પણ દેશના લોકના જીવન-વ્યવહાર દર્શાવનાર 'મોડેલ' યા ચિત્ર.

૧૧. ઇતિહાસ

હિન્દના કે ઇંગ્લંડના કોઈ પણ યુગના વૃત્તાંતો દર્શાવનારા નકશા, 'ચાર્ટ' અથવા 'મોડેલ' કે નમુના.

૧૨. સૃષ્ટિજ્ઞાન

વનસ્પતિ કે પ્રાણીના જીવનનું અને કુદરતના બનાવોનું વિદ્યાર્થીએ પોતે કરેલું અવલોકન જેમાં લખેલું હોય તેવી સૃષ્ટિજ્ઞાનના અભ્યાસની ઉત્તમ નોંધપોથી.

૧૩. લેખનકળા

નીચેની લિપિના લેખનના નમુનાઃ—

(૧) બાળબોધ.
(૨) મોડી.

(૩) અધિકૃ

(૧૦ વર્ષની અંદરની વયનાં બાળકો માટે)

(૧૫ વર્ષની અંદરની વયનાં બાળકો માટે)

૧૪ ચિત્રકામ.

(૧) નકશી ચિત્રકામ

(૨) કુદરતી પદાર્થચિત્ર.

(૧૨ વર્ષની અંદરની વયના બાળકો માટે)

(૧૫ વર્ષની અંદરની વયનાં બાળકો માટે)

(૧૮ વર્ષની અંદરની વયના બાળકો માટે)

૧૫ વણાટકામ

(ગ્રુપવર્ક કે સમૂહે કરેલું કામ)

બાર વર્ષની વયની અંદરના બાળકે વણેલું ૭૮ વાર કાપડ

(ગ્રુપવર્ક કે સમૂહે કરેલું કામ)

૨૬ વાર ખમીસનું ટવીલ

(ગ્રુપવર્ક કે સમૂહે કરેલું કામ)

૨૬ વાર ખમીસનું કાપડ (ટવીલ નહિ)

એક જ માણસે વણેલી સાડી

---

## બાગકામ સંબંધી જાહેરખબર

( ૧ ) ગુજરાત શાળાપત્ર પુસ્તક ૬૩ અંક ૫ (અને ૧૯૨૪ના માહે મે) માં પ્રકટ થએલા 'સુષ્ટિજ્ઞાન અને બાગકામ માટેની સૂચનાઓ' એ શીર્ષકના લેખ તરફ તેમજ પુ ૬૪ અંક ૭, ૮, ૯, અને ૧૦ માં એટલે અને ૧૯૨૫ ના માહે જુલાઇ, ઑગસ્ટ, સપ્ટેમ્બર અને અક્ટોબરના ગુ શા ૫ ના પૃષ્ઠ ૨૦૯, ૨૫૪, ૨૫૯, ૩૦૧ અને ૩૦૩ મે પ્રકટ થએલા લેખો તરફ શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે

( ૨ ) બાગકામ માટે જોઇતા બી "ગુજરાત શાળાપત્રના મેનેજર, સુ અમદાવાદ" એ સિરનામે પત્ર લખવાથી અને ટપાલખર્ચ માટે અડધા આનાની ટીકીટ તેમ બીડી મોકલવાથી મોકલી આપવામાં આવશે

તા ૨૨-૪-૨૬ મેનેજર

---

## ગોધરાની ગુજરાતી ખેતીવાડી સ્કૂલ

ખેડુતના છોકરાઓને માટે મને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કૂલનું નવુ વર્ષ દરવર્ષે તા. ૧ લી જૂનથી શરૂ થાય છે. તેના ધારા અને માહીતી નીચે પ્રમાણે છેઃ—

૧. આ નિશાળમા દાખલ થવા ઇચ્છના ઉમેદવારોની પ્રાવેશિક પરીક્ષા નથી, પરતુ ઓછામાં ઓછું ગુજરાતી ચોથું ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારૂ) તેણે પાસ કરેલું હોવુ જોઇએ. અને તે બદલ જે ગુજરાતી સ્કૂલમાં તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કૂલનું લીવીંગ સર્ટિફીકેટ (નિશાળ છોડયા બદલનો રીતસરનો દાખલો) અરજી સાથે સામેલ કરેલું હોવુ જોઇએ. આ સ્કૂલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે,

૨. ઉમેદવારના વાલીનો ધધો ખેતીનોજ હોવો જોઈએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઈએ; કારણ કે આ નિશાળમાં ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથે કરવુ પડે છે.

૩. આ શાળામા ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવુ. જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કૂલ નથી

૪. ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ

૫ આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઈ પણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઈએ અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ.

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનુ, ખાવાનું અને રહેવાનું જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી, પરતુ અભ્યાસક્રમ પૂરો થતાં પહેલા (અધવચ) કોઇપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુક ચલાવવા બદલ તેને કાઢી મુકવામા આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહ્યો હોય તેટલા વખતને માટે દરમાસના રૂ. ૧૦ પ્રમાણે તેની પાસેથી દડ તરીકે વસુલ કરવામાં આવે છે

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે. તે ખર્ચ (લગભગ વર્ષના રૂ ૧૦) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ. ૧૦ અનામત તરીકે આપવા પડશે.

૭ આ નિશાળમાં બીજી નિશાળો પ્રમાણે વાર તહેવારની રજાઓ મળશે સિવાય દિવાળી ઉપર એક મહીનો, અને ઉનાળામાં દોઢ મહીનો રજા

પડશે અને તે બેઉ રજા વેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે. એ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે, કે બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમાં વધારે મદદગાર થાય, અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે દર વર્ષે ૫૦૨ કરતા વધારે નવા છોકરા દાખલ કરવામાં આવશે નહી

આ શાળામાં નીચે પ્રમાણે વિષયો શીખવવામાં આવે છે —

(૧) કૃષિવિદ્યા, (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમાં વનસ્પતિ અને જતુ સંબધી વ્યાવહારિક જ્ઞાન આપવામા આવે છે). (૩) ખેતીવાડીને લગતી ભૂગોળ. (૪) ખેતીવાડીને લગતું અંકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્યવિજ્ઞાન (૬) પેટા ધંધા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ, તગાવી એક્ટ, ડખા એક્ટ, લોકલબોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ (૯ ખેતી અને બગીચાનું કામ (૧૦) ઓઇલ એંજિન કેવી રીતે ચલાવવુ તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે. (૧૧) ખેતીનાં ઉપયોગી ઓજારના ભાગ ભાગેતૂટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવામાં એને લગતુંજ સુથારી લુહારી કામ ૧૨ વણાટકામ

૮. આ સ્કૂલમા દાખલ થવા ઈચ્છતા ઉમેદવારે ગોધરા (જિલ્લે પંચમહાલ) ખેતીવાડી સ્કૂલના હેડ માસ્તરને જેમ બને તેમ જલ્દી પોતાની અરજી મોકલવી તેમા નામ, જાત, ધધો, ઉમર, તાલુકો, જિલ્લો પોસ્ટ ઓફીસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમાં અરજી કરવી, અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઈએ. ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતાં સુધી રહેવા દેવાની, અને સ્કૂલો છોડયા પછી તેને ખેતીના કામે લગાડવાની ઈચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઇએ

૯ જે ઉમેદવારને દાખલ કરવાનું નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામાં આવશે, જે તારીખે હાજર થવા લખ્યું હોય તે તારીખે તેણે નિશાળમાં આવી હાજર થવુ જોઈએ,

૧૦ નિશાળ છોડયા પછી જે વિદ્યાર્થીને ખેતી કરવાની ઇચ્છા હશે તેને શાળાની નજીકમાં માત્ર નામનાજ ગણોતે ઘણી સારી શરતે ૧૦ થી ૧૫ એકર જમીનની લેવડ કરી આપવામાં આવશે.

૧૧ વધુ વિગત માટે નીચેના સરનામે પત્ર વ્યવહાર કરવો

V. V Patel
હેડમાસ્તર
ગુજરાતી ખેતીવાડી સ્કૂલ—ગોધરા.

ગ. શ. આત્મારામ મોતીરામ દીવાનજી કૃત

( પાઠ્ય પુસ્તક તરીકે મંજુર )

## પ્રાથમિક ભૂગોળવિદ્યા.

ચોથા ધોરણ માટે.

આ ભૂગોળમા દરેક જિલ્લાના નકશાઓ આપવામાં આવેલા છે તેમા રેલ્વે સડકો વગેરે પણ બતાવી છે. આઠ નકશા તથા બીજા સુંદર ચિત્રો આપવામા આવ્યા છે. કિંમત ૦-૪-૬

## ( કન્યા ) ભૂગોળવિદ્યા–ભાગ પહેલો.

પ્રાથમિક કન્યાશાળાના નવા ધોરણને અનુસરી આ પુસ્તક લખવામા આવ્યુ છે ગુજરાત, મુંબઈ ઇલાકો તથા હિંદુસ્તાનના નકશા તેમજ બીજા ૨૬ ચિત્રો આપવામા આવ્યા છે કિંમત ૦-૪-૦

મોલ એજન્ટ મેસર્સ કગસનદાસ નારણદાસ એન્ડ મન્સ

બુકસેલર્સ, નાણાવટ, સુરત

---

## સ્કૂલોમાં ચાલતી તમામ ટેક્સ્ટબુકસોપર

## આ વર્ષે

# વધુ કમિશન આપવા માંડયું છે.

મોટું સચિત્ર કિન્ડરગાર્ટન( તમામ બક્ષીસોના નમુનાને સંપૂર્ણ સમજુતી સાથે ) પાકું પૂઠું કિ રૂ. ૩-૦-૦ વી પી જુદું

## બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

ઝીઆરોડ–અમદાવાદ.

## સૂચના.

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારું મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયે લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ-વરસ એકનો રૂ ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક એકના રૂા. ૦-૨-૬; (ટપાલખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઑર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અરધું પાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| છ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધ:—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ ધોરણ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ.

Registered No. B. 43.

પુસ્તક ૬૫ ] [ અંક ૫-૬

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

મે-જૂન, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M Ed., I E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ.

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ ]  મે-જૂન, સને ૧૯૨૬.  [ અંક ૫-૬


## લલિતકળા

ગઈ ગુજરાતી સાહિત્ય-પરિષદ વખતે ભરાએલું પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે વડોદરાના નામદાર દિવાન સર મનુભાઈ નંદશંકર મહેતાએ જે બોધદાયક ભાષણ કર્યું હતુ તે ભાષણ શિક્ષકોને ઉપયોગી હોવાથી તેમાંનો કેટલોક ભાગ અત્રે છાપીએ છીએઃ—

કલાની વ્યાખ્યા.

કલા એટલે શું? તેનો અર્થ કરતા તેના પ્રસિદ્ધ પૂજારી રસ્કિને કહ્યું છે કે ઉત્તમ કલાનો હેતુ કુદરતની ખામીઓ સુધારવાનો નથી તેમ તેની ખામી છુપાવવાનો પણ નથી. પરતુ તેવી દેખાઇતી ખામીઓના પડદા પાછળ જ્યાં જ્યાં સૌન્દર્ય છુપાએલું હોય, જ્યાં જ્યાં પવિત્ર ભાવના અંધારામાં આવી ગઈ હોય તે તે સુંદર અને પુનિત કૃતિઓ ઉપરનું વિવરણ દૂર કરી તેને આકર્ષક સ્વરૂપમા પ્રગટ કરવી એમાજ કલાનું રહસ્ય રહેલું છે. જેટલા પ્રમાણમાં ચિત્રકાર સૃષ્ટિસૌન્દર્ય તરફ પોતાનો પ્યાર દર્શાવી શકે તેટલા પ્રમાણમાં તેની કલા વખણાવા પામે. માત્ર ચિત્રકારે કદી પણ પોતાના ચમત્કારથી સત્યનું બલિદાન આપવાનું નથી. રસ્કિનની પરીક્ષાની આવી કસોટીમા કદાચ ભ્રમણાનો દોષ આવી જવાનો માર્ગ છે. જો કુદરતની ખામીઓ સુધારવાનું અગર તે છુપાવવાનું કલાકોવિદનું કામ નથી તો

શું કલા માત્ર કુદરતની નકલ કરવામાં જ આવી રહી છે? જ્યાં માત્ર આબેહુબ અનુકરણ કરવામાં જ કલાની પરાકાષ્ઠા મનાતી હોય ત્યાં કલાની પ્રગતિ કેવી રીતે થાય? કલા કાંઈ નકલી બહુરૂપી સ્વરૂપની નથી. કલામાં રચનાત્મકશક્તિ તો તેના જીવ જેટલી આવશ્યક છે. ઉત્પાદકશક્તિ વિના કલા પોષાયજ નહિ. પોતાની રચેલી સૃષ્ટિમાં કુદરતમાં જે સૌન્દર્ય ન જોવામાં આવે તેવા સૌન્દર્યની ખૂબી પણ આણવી તેનેજ કલા આલેખવી જોઈએ.

કુદરત કરતાં કલા વધારે સુંદર.

આપે ઘણા પ્રસંગે અનુભવ્યું હશે કે આપની ભાવનામાં જે સૌન્દર્ય રહ્યું હોય તે આપ જગતના વ્યવહારમાં જોવા પામતા નથી. જે ખૂબી પોતાના આદર્શપટમાં સમાએલી છે તે કુદરતના ખડબચડા માંચડામાં ઉતારી શકાતી નથી. જે ચમત્કાર કવિની દૃષ્ટિ આગળ ચમકારા માર્યા કરતો હોય તે સૃષ્ટિની જડપાષાણની મૂર્તિમાં સ્ફૂરી શકાતો નથી. વડર્સવર્થને "યારો વીઝીટેડ" નું કાવ્ય લખતી વેળા કેટલો વિષાદ થયો હશે? સ્વાતંત્ર્યપ્રિય ગ્રીસ દેશના કિનારા ઉપર પ્રથમ પગ મૂકતાં બાયરને "શું આ થર્મોપિલિ!" કહી જે નિઃશ્વાસ મૂકયો હતો તેની કલ્પના અને ખરી વસ્તુસ્થિતિ વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત તેણે વ્યક્ત કર્યો હતો. ગગનચુંબી ગિરિરાજ અને લીલી હરિયાળીના આચ્છાદનોથી ઘેરાએલી ગિરિગવ્હરો અને કન્દરોના મોહન મંત્રોથી મુગ્ધ થએલો પ્રવાસી હિમાલયના પાષાણો ઉપર ચઢી નીચે તાપથી સસડતી ખીણમાં ઉતરતાં પ્રકૃતિનું ખરૂં ભાન તેને થતાં કુદરત અને કલા વચ્ચે કેટલો ભેદ છે તે તેને સહજ સમજાય છે. છતાં ખામીવાળી કુદરતની માત્ર નકલ કરવામાં જ સત્યનું સંરક્ષણ કરવાનો કલાનો ધર્મ છે એમ આપને ગળે ઉતરી શકે છે? આ કોયડાનો અર્થ ઉકેલવાના કામે "સત્ય" એટલે શું તેનું નિરીક્ષણ કરવાની જરૂર છે.

સત્યનો અર્થ.

પ્લેટોએ કહ્યું છે કે "જનસમાજમાં ખરેખર મળી આવે એવો એક કુદરતી માણસ લો, અને ઉચ્ચ કોટીની કલાથી ચીતરાએલો એક માણસ તેના મુકાબલામાં મૂકો તો તમને માલમ પડશે કે કુદરતની કૃતિ તુચ્છ અને ઓછી ખુબસુરત છે. કારણ કુદરત કરતાં કલાને સત્ય વધારે વહાલું છે." આ વચનમાં આપને વક્રોક્તિ અગર વિરોધનો ભાસ જણાશે. પરંતુ

પ્લેટોના વચનો સરળ અને ખરા તત્ત્વજ્ઞાનવાળાજ હોય છે. પ્લેટોની શિક્ષા પ્રમાણે જે સત્યનું સંરક્ષણ કરવાની કલાની ફરજ છે તે આપણા માત્ર ચર્મચક્ષુને જે ખરૂ લાગે તે સત્ય નહિ. સત્ય સદા સાપેક્ષ છે. દિવ્યચક્ષુથી જોતા નિરાળીજ સૃષ્ટિ સત્ય લાગશે. માયાના ચશ્મા કાઢી નાખી જડ-સૃષ્ટિની યવનિકા પાછળ સંતાએલી દિવ્ય સૃષ્ટિની ઝાંખી કરો; ચર્મપટલથી આચ્છાદિત કાનની શ્રવણશક્તિ તીવ્ર કરી દિવ્ય સુંદરીઓના ગરબાના તાન સાંભળવાની શક્તિ ખીલવો. માત્ર શુક્ર શોણિત શરીરના તુચ્છ પાશ-બંધ તોડી અમૃતનો સ્વાદ ચાખી તમારી પિપાસા શાંત કરવાનો આદર્શ કેળવો તો પછી ખરૂં સત્ય આબેહુબ તમારી કલ્પના આગળ ખડું થશે; અને તેને પ્રકટ કરવાની શક્તિ તેજ ખરી કલા. આ પ્રમાણે હરેક સાત્ત્વિક સૃષ્ટિની પાછળ આદર્શસૃષ્ટિની આવશ્યકતા છે જ. સત્ વિનાના ચિત્‌માં જેમ જીવ નથી તેમ ચિત્ વિનાના સત્‌મા શણગાર નથી, સૌન્દર્ય નથી. એ બેના સંબંધમાજ સચ્ચિદાનંદ સમાએલું છે; અને તે આનંદ પ્રકટ કરાવવાની શક્તિ તેજ કલા. મનુષ્ય જીવનના સુખ માટે આવી ઉચ્ચ કલાની બહુ જરૂર છે. તેવી કલાની સહાય્યથીજ ચક્ષુદ્વારા મનને પોષણ મળે છે; અને મનની છાયા પાછી ચક્ષુદ્વારા સૃષ્ટિ ઉપર પડે છે. સોળ કલાના સૂર્યથી મન અને આખ બન્ને સતેજ થાય છે. એક વિદ્વાને ગણિત-ના કોષ્ટકમા ઉમેર્યું છે કે હઝાર વાત કરનારા માણસો મળે ત્યારે સો વિચાર કરનારા સાપડે; અને સો વિચાર કરનારા મળે તો એક અવલોકન કરી શકે એવો સુલક્ષણો માણસ મળે. અવલોકન કરવાની શક્તિ બહુ અમૂલ્ય છે, અને અવલોકન શક્તિ ઉપર જ કલાની ઇમારત રચાએલી હોય છે.

કલાનો ઉદ્દેશ આખને કેળવવાનો છે. તેને છેતરવાનો નહિ; અને આખ કરતા પણ મન સાથે તેનો વધારે નિકટનો સંબંધ છે.

**સત્ય તેજ સદ્‌ગુણ અને તેજ સૌન્દર્ય.**

કલાથી ખુલેલાં આવા અંતર્ચક્ષુ વડેજ આપણે જોઈ શકીએ છીએ કે જે ખરૂં સત્ય છે તે જ વિશુદ્ધ અને સારૂં છે. અને સત્ય, સદ્‌ગુણ અને સૌન્દર્ય એ સર્વ એકાકાર એકજ સ્વરૂપ છે. વીક્ટર કુસોએ કહ્યું છે કે "સત્ય, સદ્‌ગુણ અને સૌન્દર્ય એ માત્ર ઈશ્વરનાં ત્રણ અંગો છે. આપણને એ ત્રણેમાં જે તત્ત્વ આકર્ષક લાગે છે તે તેની પાછળ રહેલું ચેતન, અગર દિવ્ય સ્વરૂપ છે તે; અને પરમાત્મા તરફની આપણી ભક્તિ માત્ર આ ત્રણ તેના અંગો તરફના આપણા પ્રેમભાવે

પ્રાદુર્ભાવ પામે છે " આ કારણને લીધેજ કલાકાર પોતાની સારામા સારી કૃતિથી પણ સંતોષ પામતો નથી. કારણ તેના અંતર્ચક્ષુ જેમ જેમ ઉઘડે છે તેમ તેમ તેના ધ્યેય વધારે ને વધારે દૈવી બનતા જાય છે, અને સૌન્દર્ય તથા સત્યની આ પરિસીમાએ જ્યા સુધી પહોચાતુ નથી ત્યા સુધી અસંતોષજ રહી વધારે ને વધારે સુધારાની ટોચે પહોચવાની તેની તીવ્ર આતુરતા કાયમજ રહે છે આવો અસંતોષ એજ પ્રગતિનો ચાલક હેતુ થઈ પડે છે મહાન સંતોષની દશા જેમ સુધારાના પ્રયત્નોની પરાકાષ્ઠાનુ પરિણામ છે તેમ વધારે સુધારાની જિજ્ઞાસાનું પણ તેમાજ વિરામ છે મનુષ્ય જીવન ને તેમજ કલાને કોઈ વાર પણ શ્રેષ્ઠ ઉન્નતિનો શિખર ઉપર આવવાનું શક્ય નથી સદાકાળ તે પ્રગતિના પગથીયા ઉપરજ ચડતું ને ચડતું રહી શકે પરિણતિ નહિ પણ પરિપૂર્ણ થવાની પ્રવૃત્તિ એજ આપણી ઈશ્વરી બક્ષીસ છે. સિદ્ધિ નહિ પણ સાધનોની અખંડિત શ્રેણી એજ જન સમાજ જનો પણ વારસો છે

**કલા અને વિજ્ઞાન.** આ પ્રમાણે જ્યારે સત્ય, સદ્‌ગુણ અને સૌન્દર્ય એ માત્ર એક જ વાજીંત્રના ત્રણ તારો છે એમ આપણને દેખાય છે ત્યારેજ કલા અને વિજ્ઞાનનો નિકટનો સંબંધ આપણે સમજી શકીએ છીએ વિજ્ઞાનથી આપણે સત્યનું સંશોધન કરી શકીએ છીએ, ત્યારે સૌન્દર્યનું દર્શન આપણને માત્ર કલા દ્વારાજ થઈ શકે છે વિજ્ઞાન અને કલા એ બેને ઘણીવાર બે સહચરી, બે બેનોની ઉપમા આપવામા આવે છે વધારે વાસ્તવિક રીતે જોતા તેમનો સંબંધ ભાઈ બેનના જેવો છે લલિત કલા લલનાના જેવી છે વિજ્ઞાનની પેઠે તેને તનતોડ કષ્ટ કરવાની જરૂર પડતી નથી પરંતુ ગૃહિણી પેઠે પરિશ્રમમાનો પણ આનંદ વ્યક્ત કરાવી ગૃહજીવનમા જ્યા જ્યા નજર પડે ત્યા ત્યા સૌન્દર્યની પ્રતિમા આગળ ધરી મોહમંત્રથી શાંતિ રેલાવે એવો કલાનો સંદેશો છે વિજ્ઞાનના વિહારમા મસ્તિક અને હસ્તનો ઉપયોગ કામમા આવે છે પણ કળાની કેલીમા તો હસ્ત અને મસ્તિક ઉપરાંત હૃદયના પણ ધબકારા ગણવા પડે છે

**કલા અને ધર્મ** કલાના વિકાસમા આ પ્રમાણે સહૃદયતા અને રસિકતાનો સંબંધ આવેલો હોવાથી કલાની ઉત્પત્તિ ધર્મની ભાવનામાથીજ થઈ શકે છે કુદરતમા જે સૌન્દર્ય દેખાતુ હોય તેથી પણ અધિક ચમત્કારવાળા સૌન્દર્યને જન્મ

આપવા કલાની ઇચ્છા હોવાના કારણે આપણે આપણા આદર્શો ઉચ્ચ અને અધિક ઉચ્ચ કોટી ઉપર ચઢાવી રાખવા પડે છે. આવા ઉચ્ચ આદર્શો માત્ર દૈવી જીવનમાં ઉપલબ્ધ હોવાના કારણે આપણે દેવોની આરાધના ભક્તિભાવથી કરવાની જરૂર પડે છે. મનુષ્યની મલિનતાથી દૂર રહેવું હોય તો દેવો તરફની ભક્તિ જીવતી જ્યોત જેવી સતેજ રાખવી જોઈએ. પવિત્ર ગંગાજીની કેટલી મલિનતા, કેટલી અધોગતિ થઈ છે તે હુગલીના પાણીમાં પગ મૂકવાથી સમજાય એમ છે. પરંતુ તેની વિશુદ્ધતાનો અનુભવ લેવો હોય તો કલકત્તાથી હરદ્વાર સુધી ચઢી ત્યાંના પવિત્ર સ્રોતની આનંદલહરી અનુભવી તેથી પણ ઉપર ભાગીરથીની સહસ્રધારાના મૂળ તરફ ચઢતાં ચઢતાં ગંગોત્રી સુધી જવું જોઇએ, અને ત્યાના હિમાચલ શિખરો ઉપર ચઢી સ્વયંભૂ શંભુની જટા સુધીની વિશુદ્ધિની કલ્પના કરી આપણા આદર્શમાંથી સર્વ તુચ્છ અને મલિન અંગો ધોઈ નાખવા જોઈએ. આવી દિવ્ય કલ્પના વિના આધુનિક કલાનો વિનિપાત કેટલો થયો છે તે સમજી શકાશે નહિ.

કલાનું દિવ્ય અંગ.

ગ્રીસ દેશના પુરાણોમા એવી એક દંતકથા છે કે જ્યારે ત્યાના પ્રસિદ્ધ શિલ્પકાર પ્રોમીથીયુસે મિનરવા-દેવી શારદા-ની પાષાણની પ્રતિમા બનાવી ત્યારે તેના અતિશય સૌન્દર્યથી દેવી સરસ્વતી પોતે તુષ્યમાન થઈ કારીગરને સ્વપ્નામા સૂચવ્યું કે તેને જો એ પ્રતિમા હજુ વધારે સુંદર બનાવવા માટે સ્વર્ગમાથી પણ કાંઇ દેણગી જોઈતી હશે તો દેવી પોતે તે લાવીને આપશે. શાણા પ્રોમીથીયુસે આરાધના કરી કે તેને પોતાને સ્વર્ગમા દેવીએ દાખલ કરવો કે ત્યાંની દિવ્ય સામગ્રી પોતે તપાસી જરૂરનાં સાધનો પોતે પૃથ્વી ઉપર આણી શકે. મિનરવા તેને સ્વર્ગમાં પોતે ઉંચકી ગઈ અને ત્યાંથી પ્રોમીથીયુસે અગ્નિ પૃથ્વી ઉપર આણ્યો, અને તેની અમર જ્યોતિનું સ્ફુરણ કરી પાષાણની સુંદર પુતળીમાં જીવ મૂક્યો, કે જેમાંથી એક અતિ રૂપવતી યુવતી પ્રકટ થઈ શકી. આપણી કલાના આદર્શ દિવ્ય રાખ્યાથી આવી ઈશ્વરી બક્ષીસ પ્રાપ્ત કરી શકાય છે.

કલાનો અમર આત્મા.

પિગમેલીયન નામના બીજા ગ્રીક શિલ્પકારે એક યુવતીની પ્રતિમા એવી સુંદર ઘડી કે તે પોતે પોતાની કૃતિના મોહ-પાશમાં ફસી પડી મુગ્ધ બની જઈ પોતાનું કામ પણ ભૂલી ગયો. આહાર, વિહાર, નિદ્રા વગેરે ને

તિલાંજલિ આપી પોતાની આદર્શ દેવીની આરાધના કરવામાં તે એટલો નિમગ્ન બની મશગુલ રહ્યો કે થોડા કાળ પછી સૌન્દર્યની અધિષ્ઠાતા દેવી વીનસે તેના ઉપર તુષ્યમાન થઈ તેની પાષાણની પૂતળીમાં રતિનું રૂપ હતું જ તે સાથે જીવની પણ બક્ષીસ આપી પુતળું સજીવન થયું પિગ મેલીયન તેની સાથે પરણ્યો અને સુખી થયો આ પ્રમાણે જડ પ્રકૃતિ પાછળ છુપાએલા ચેતનની અનન્ય ભક્તિથી આરાધના કરવાથી આપણા ઉચ્ચ આશયો પ્રફુલ્લ કરી શકાય છે તેનું આ દૃષ્ટાંત છે

**કલામાં પ્રેમનો અંશ**

ખૂબસુરત નરકીસસ નદીના પ્રવાહમાં પડેલા પોતાનાજ પ્રતિબિમ્બથી એટલો મોહિત થઈ ગયો કે પોતાનું ભાન ભૂલી તે અશાશ્વત પ્રતિબિમ્બ તળે છુપાએલા અનાદિ અને અનન્ત તત્ત્વની આરાધના કરતા કરતા તે ઈશ્વરી સત્તા સાથે તન્મય તદાકાર થઈ, નદીમાનું પ્રતિબિમ્બ ચુંટવા જતા ડૂબી મુઓ પરંતુ તે જગાએ તે ઈશ્વરી સત્તાની હયાતી સૂચવનારૂં નરગીસનું સુકોમલ અને સુવાસવાળું ફુલ ઊગી નીકળ્યું

**કલાનો દૈવી આશય**

આ સર્વ દૃષ્ટાન્તોનો બોધ એ છે કે આપણી કલાના આશયો અને આદર્શો ધાર્મિક અને દિવ્ય જ્યોતિવાળા રાખવા જોઈએ અકબર બાદશાહે કહ્યું છે કે કલાને સન્માર્ગે ચઢાવવી હોય તો તેથી ઈશ્વરી સત્તા અને ઈશ્વરી સદ્ગુણો સમજવામાં ઘણી સહાય્ય મળે છે મનુષ્ય જીવનમાં માનસિક વિકાસ અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવી હોય તો કલાનો દૈવી સંદેશો આપણે સારી રીતે સમજવો જોઈએ અકબર બાદશાહે પોતાનો એક નવો ધર્મ ' ઈલાહી " ધર્મ પ્રચારમાં લાવવા પ્રયત્ન આદર્યો હતો આ નવીન ધર્મ કાંઈ જુદા જુદા ધર્મ સિદ્ધાન્તોમાંથી માત્ર સુગંધી ફૂલો ચુંટી તેના મિશ્રણના સ્વરૂપનો ન હતો પરંતુ તેમાં રચનાત્મક અંગ પોષવાનો તે બાદશાહનો ઉચ્ચ આશય હતો, અને તેજ ઉદ્દેશથી તેણે કલાને ધર્મની પરિચારિકા તરીકે કલ્પેલી હતી

**જ્ઞાનનું મૂળ-અચંબો.**

એ સિદ્ધાન્ત તો ખરો છે કે જેમ જ્ઞાનની ઉત્પત્તિ અચંબામાંથી ઉદ્ભવે છે, તેમ કલાનો પ્રાદુર્ભાવ ધર્મની ભાવનામાંથીજ થાય છે જ્યાંસુધી સૃષ્ટિના કોઈ અવનવા પ્રસંગથી આશ્ચર્ય કે વિસ્મયની ભાવના થતી નથી ત્યાંસુધી તેનું રહસ્ય સમજવાની જિજ્ઞાસા થતી નથી. જ્ઞાનની પ્રગતિ

કોઇ પણ અદ્ભુત કાર્યનુ કારણ શોધવામાજ થાય છે. આપણા ભારત વર્ષની કલાઓ ધાર્મિક ભાવનાને કેટલી ઋણી છે તે સહજ વિચારથી સમજાશે લલિત કલાઓના મુખ્ય સ્વરૂપ પૈકી આ પ્રસગ માટે માત્ર ત્રણ સ્વરૂપો ઉપર આપણું લક્ષ પરોવીશુ એક શિલ્પકલા; તેના બે ભાગ હોય છે ઇમારતી શિલ્પ અને બીજુ પ્રતિમાનું શિલ્પ. બીજી ચિત્રકળા. આ ત્રણે કલાઓની પ્રગતિનો ઇતિહાસ તપાસશો તો માલમ પડશે કે પ્રારભથીજ તેની સાથે ધર્મની ભાવના સચોટ જોડાએલી છે. પ્રથમ તો દેવની કલ્પના સાધારણ મનુષ્યો માટે આકર્ષક કરવા માટે તેની મૂર્તિ–પ્રતિમા–બનાવવી જોઈએ. પરતુ આ પ્રતિમા સ્થાપવા માટે તેથી પણ પૂર્વે મદિર બાધવુ જોઈએ. મદિર બધાયા પછી તેમા દેવની મૂર્તિની સ્થાપના કર્યા બાદ તેની અહોનિશ ઘેર બેઠા પણ આરાધના થઈ શકે તે માટે તેના ચિત્ર આલેખવા જોઈએ આ વિચારશ્રેણીને અનુસરી કોઈ પણ દેશમા શિલ્પની બન્ને કળાઓનો તથા ચિત્રકલાનો પ્રારભ થયો છે એવુ સહજ જણાય છે.

**યુરોપના શિલ્પના નમુના**

યુરોપમા જોશો તો ત્યાના શિલ્પના શ્રેષ્ઠ નમુના ત્યાના મદિરો અને દેવગૃહો ધાર્મિક પ્રગતિ માટેજ બધાએલા જણાશે લડનમા વેસ્ટમિન્સ્ટર એબી તથા સેટપૉલ્સ કેથીડ્રલ, પારિસમા મેડેલીન તથા નોટ્રડામના દેવળો, રોમમા સેટપીટર્સ ચર્ચ તથા પાન્થીયન, વેનીસમા સૅંટ માર્કો, ઇસ્તબુલમા સૅંટ સ્ટીફન એ ભવ્ય મકાનોમા શિલ્પશાસ્ત્રની પરાકાષ્ઠા નજરે પડે છે એ સર્વ ધર્મની ભાવનાનો પ્રતાપ છે હિંદુસ્તાનમા જો કે હિંદુ ધર્મની પરિચારિકા તરીકે શિલ્પકળા બહુ ખીલેલી નથી તોપણ દક્ષિણ હિદુસ્તાનમા મદુરાના ભવ્ય દેવાલયો, તંજાવર અને ત્રિચિનાપલ્લીના હેરત પમાડે તેવા મદિરો આ ધર્મની ભાવનાનાજ ચિહ્નો છે તેજ પ્રમાણે બૌદ્ધધર્મના પ્રચારની નિશાનીઓ તરીકે એલોરાની ગુફા અને બીજા સ્તૂપો હજી કાયમ છે ઇસ્લામી ધર્મના ઉત્સાહના પરિણામે આપણા દેશમા ઘણી સુદર મસ્જીદો તથા મકબરાઓ બધાયાં છે જગવિખ્યાત તાજમહેલ તથા ફત્તેહપુર સિક્રીમા સેલીમ ચિસ્તી ઓલીયાની કબર પણ શિલ્પના નમુના તરીકે મશહુર છે ધાર્મિક ભાવનાના

**હિદુસ્તાનમા ઇમારતી શિલ્પ**

જ પગલે પગલે મહાન પુરુષો તરફના આપણા આદરભાવને પણ આ સીડીના બીજે પગથીએ સ્થાન મળે છે, અને આ દેશના મહારાજાઓ,

બાદશાહો તથા બ્રિટિશ શહેનશાહતના પ્રતિનિધિ વાઇસરોયોએ બંધાવેલા ભવ્ય મકાનો દેશની શિલ્પસમૃદ્ધિમા વધારો કરી રહ્યા છે દિલ્હીના કુતુબમિનાર અને દિવાનેખાસ તથા મોતીમસ્જીદ, આગ્રાનો કિલ્લો, લખનૌમા ઇમામ બારાનું મકાન તથા હુસેનાબાદ, તેમજ હાલના જમાનામા બાંધેલા કલકત્તામા વિકટોરીયા મેમોરીયલ તથા મુંબાઇમા ગેટ વે ઑવ્ ઇંડિયાના મકાનો આજ વર્ગમા આવે છે આપણા દેશમા મહાન અશોકે બાંધી ગયેલા કીર્તિસ્તંભોનો પણ આ દેશની શિલ્પકલાની પ્રગતિના સૂચક ચિહ્નો તરીકે સ્વીકાર કરી શકાય એમ છે

કઇ કલા પ્રથમ પ્રફુલ્લ થતા પામી ?

લલિત કલાઓની પ્રગતિની રૂપરેખા દોરવામા પુર અને પ્રાસાદના શિલ્પને જો કે મે પહેલુ સ્થાન આપ્યુ છે, પરંતુ તેથી કાળના ક્રમમા શિલ્પની આ શાખા પહેલી પ્રગતિમા આવી એમ મારો અર્થ નથી કાળક્રમે પહેલુ સ્થાન તો પ્રતિમાના શિલ્પને આપવુ જોઇએ પ્રતિમા અગર મૂર્તિ એ મનુષ્યની સૌથી વધારે સ્થૂળ અને ગૌણ ઇન્દ્રિયના પ્રદેશ સાથે સબંધ રાખે છે સ્પર્શેન્દ્રિય સર્વથી પહેલી ખીલે છે અને તે કેવળ સરળ અને અક્લિષ્ટ હોય છે ઇશ્વરની કલ્પના કરવામા જ્યા માત્ર આસ્થાથી સંતોષ થતો નથી ત્યા એક જડ પાષાણનો કકડો, માદળીયુ તાવીજ સહેલાઇથી સમજી શકાય છે છાતી સરસુ તે દાબી શકાય છે ચક્ષુજન્યજ્ઞાન આવતા વાર લાગે છે પણ સ્પર્શજન્ય જ્ઞાન તો પ્રેરણા જેવુ જ અશિક્ષિત પ્રાપ્ત થાય છે તેથી ચિત્ર કરતા પ્રતિમાદ્વારા ઇશ્વરનુ ભાન આપણને સહેલુ લાગે છે ચિત્રશાસ્ત્રમા જેટલી બારીકાઈ અને સંદેહ સંભ્રમને માટે અવકાશ છે તેવો અવકાશ શિલ્પશાસ્ત્રમા નથી, અને તેજ કારણથી ચિત્રકલા કરતા શિલ્પકલાને પ્રથમ પ્રફુલ્લતા પ્રાપ્ત થએલી હોવી જોઈએ

અવતાર

આપણા ભરતખંડમા તો શિલ્પ અને ચિત્રકલા બન્ને પ્રારભમા ધર્મની ભાવનાથીજ પોષાવા લાગી જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મની ગ્લાનિ થાય છે તે તે યુગમા ઈશ્વર મનુષ્યનો અવતાર ધારણ કરી મનુષ્ય દેહે જન્મ લે છે, આ કલ્પના કેટલી ગહન છે ! છતા તેમા કેટલુ સૌન્દર્ય રહ્યુ છે ! અવતારના સબંધથી જેવી રીતે દેવને પણ કામ ક્રોધ મોહ લોભરૂપી

મનુષ્યના ષડ્રિપુનો ચેપ લાગે છે તેવી રીતે તેના બદલામા પામર મનુષ્યમાં પણ દૈવી સદ્ગુણોનો પ્રાદુર્ભાવ થતો નજરે પડે છે. આ પ્રમાણે સારા નરસા ગુણોની દેવ અને દાનવો વચ્ચે ચાપ લે અને લડાઈ થતા આખરે સત્યનો જ વિજય થાય છે. એવા પ્રસંગોથી જેવી રીતે સત્ય તરફ આપણી આસક્તિ વધે છે તેજ પ્રમાણે નીતિ તરફ આપણી નમના અને પક્ષપાત પોષાય છે. અને તેના જ પ્રભાવથી સૌન્દર્ય તરફ આપણી પ્રીતિ ઉભરાય છે. આ સર્વ ધાર્મિક ભાવનાનો પ્રભાવ છે. અને હિંદુસ્તાનમા શિલ્પકળા અને ચિત્રકળા તેજ કારણથી પ્રારંભમા દેવોની જ સેવા માટે નિર્મિત થએલી હોવી જોઈએ.

નિર્માણશિલ્પ.

ઇમારતી શિલ્પમા ચિત્રકળા કરતા પણ વધારે ચઢીઆતી એક પ્રકારની અપૂર્વ સુક્ષ્મતા રહેલી છે. અખંડ, અનાદિ અને અનંત શક્તિ તરફ મનુષ્યના હૃદયમા જે આદરભાવ છે તે માત્ર બાથમાં ભીડી શકાય તેવી મૂર્તિ તરફની સ્પર્શ મર્યાદિત ભાવનામા લય પામી શકતો નથી. તેમ માત્ર ચક્ષુને આહ્લાદ આપનારા ચિત્રપટમા તે વિરામ પામી શકતો નથી તે મહાન અમૂર્ત દિવ્ય અદૃશ્ય તરફની આતુર આસક્તિની તૃપ્તિ માટે તો તેવુંજ સૂક્ષ્મ અને અદૃશ્ય સૌન્દર્યનુ સ્ફુરણ કરાવે એવી ગંભીર કૃતિ જોઈએ. એક ભવ્ય અને રૌદ્ર રસને તૃપ્ત કરે એવા જુના અતિ સુંદર કેથીડ્રલનું વર્ણન કરતા મેડમ દી સ્તાલે કહ્યું છે કે તેના ગંભીર સહવાસમા આવતા હિમ જેવા શિલીભૂત મગીનનુ તે ભાન કરાવતું હતુ. જડમા ચૈતન્ય, પાષાણમા ચિત્ત ચેષ્ટાની તે પ્રતીતિ આપતું હતું અને તેના ગવાક્ષરૂપી ચક્ષુઓ પારદર્શક રંગની રશ્મિનો પ્રવાહ વર્ષાવી રહ્યા હતા. અનંત અગોચર અજરામર શક્તિના ધામે પહોચવાની પિપાસા હોય તો આવા શિલ્પના સૌન્દર્યનાજ ઘુંટડાથી તૃષ્ણા મટાડી શકાશે આપણા સંસ્કૃત સાહિત્યમા પણ પુર અને પ્રાસાદના શિલ્પ બાબત ગ્રંથો રચાએલા જણાય છે. હાલમાજ વડોદરા રાજ્ય તરફથી 'ગાયકવાડ પ્રાચીન સાહિત્યમાળા'મા સમરાઙ્ગણ નામનો ગ્રંથ પ્રકટ થયો છે તેમા આ શિલ્પની ભાવનાનું સારી રીતે દિગ્દર્શન કરેલું છે.

* * * * *

દશ આદેશ

બાઇબલમા જેવી રીતે દસ આદેશો આપ્યા છે, તે પ્રમાણે આપણે પણ દસ ફરમાનો પાળવાની જરૂર છે.

૧. કોઈ પણ હિન્દીવાનને પ્રાસાદ, હર્મ્ય કે બંગલો બંધાવવો હોય તો તેણે હિંદુ શિલ્પશાસ્ત્રના અભ્યાસવાળા સૂત્રધાર પાસે તેનો નકશો કરાવી તેના હસ્તકજ તે બંધાવવો.

૨. કોઈ પણ હિન્દીવાને પોતાના ઘરનો શણગાર કરવો હોય તો ખુરશી, કોચ, ફરનીચર વગેરે સર્વ ગૃહશૃંગારનાં ઉપકરણ હિંદી કારીગીરીનાં પસંદ કરવાં.

૩. સૃષ્ટિસૌન્દર્ય અને કલાલાવણ્ય માટે આદરભાવ ઉભો થાય તે માટે શાળાઓનાં મકાનો તથા બીજાં સર્વ જાહેર મકાનો આસપાસ સુગંધી ફૂલ સાથેના બાગબગીચા, જળાશયો, ફુવારા વગેરે મનરંજન થાય તેમ રચાવવાં.

૪. લાવણ્યની પૂજા માટે જાપાન દેશ પ્રમાણે જાહેર તહેવારો પસંદ કરવા જેવા કે વસંત ઋતુમાં વસંતપંચમી; શરદ ઋતુમાં શરદ પૂર્ણિમા; હેમંતોત્સવ કે જે દિવસે કમળ અગર કુમુદિનીના ફૂલોથી સર્વ ઉત્સવ વિહારીઓ સજ્જ થાય કે અશોકના પહેલાં અંકુર ફૂટવાના પ્રસંગે લલનાઓ અલક્તક લગાડેલા પગે તેને લતા મારી સૌન્દર્યની પૂજા સ્થાપે.

૫. ધાર્મિક ઉત્સવના દિવસોએ પણ પૂજા અર્ચાની વિધિમાં ફળફૂલોવાળાં વૃક્ષ રોપવાની વિધિ દાખલ કરાવવી.

૬. શાળાનાં મકાનો તેમ શહેરનાં બીજાં જાહેર મકાનો ઉપર દેશના પુરાણોમાંથી બોધ અને નીતિસૂચક ચિત્રપટો દિવાલનો શૃંગાર માટે ચિતરાવવાં.

૭. ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ગૃહશૃંગારમાં હિંદુસ્તાનની ચિત્રકલાના નમુનેદાર ચિત્રો એકત્ર કરી તેનું પ્રદર્શન કરાવવું.

૮. દેશના સંગ્રહસ્થાનોમા હિંદુસ્તાનના શિલ્પનાં પૂતળાંઓ તથા ચિત્રોનો સંગ્રહ કરાવવો.

૯. પરદેશની લલિત કલાઓના અભ્યાસ માટે હોતકરૂ યુવાનોને શિષ્યવૃત્તિ આપી કલાની કેળવણી માટે પરદેશ મોકલવા; અને

૧૦. દેશના કારીગરોએ પોતાના સાંકડાં મન પ્રફુલ્લ કરી સૌન્દર્યની ઉપાસના માટે પરદેશના લાવણ્યમય નમુનાઓને પોતાના કારખાનામાં સ્થાન આપવું.

# સ્કેચ ડ્રોઇંગ



ચિત્રકામનો વિષય કેટલાક વર્ષોથી શાળામાં એક વિષય તરીકે દાખલ કરવામાં આવેલો છે. એ વિષય દાખલ કરવામાં આવ્યો ત્યારે ધોરણવાર ચિત્રકામમાં શું શું શીખવવું તેની યાદી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આ પ્રમાણે ચિત્રો શીખવવાની પ્રણાલિકા ઘણા વખત સુધી ચાલી, પણ અનુભવથી માલમ પડ્યું કે એ યાદીને વળગી રહીને ઠરાવેલા અમુકજ ચિત્રો દોરાવવાથી છોકરાંઓને એ વિષયનું વધારે સંગીન શિક્ષણ મળતું નથી. વળી એમ કરતાં બાળકને પોતાને જાતે અવલોકન કરવાનો અને પોતાની પસંદગી પ્રમાણે ચિત્રો દોરવાનો લાભ ઓછો મળે છે, તથા યાદીમાં મુકરર કરેલાજ ચિત્રો દોરાવવાથી આ કળાનું શિક્ષણક્ષેત્ર સંકુચિત બને છે, અને તેમાં મુકરર કરેલા પ્રાણી, ફળ, કે પદાર્થ ન મળે ત્યારે મૂળ પદાર્થ પરથી ચિત્ર દોરાવવાને બદલે ચિત્ર પરથી નકલ કરાવવી પડે છે. તેથી ચિત્રકામના ખાસ હેતુ સંપૂર્ણ રીતે પાર પડતા નથી. આ બધી હકીકતો ધ્યાનમાં લઈને આપણા ખાતા તરફથી પ્રાથમિક શાળાઓ માટે સન ૧૯૨૪માં ચિત્રકામનો નવો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો. તેમાં સ્મૃતિ ચિત્રકામ, કલ્પના ચિત્રકામ, પદાર્થ ચિત્રકામ વગેરે બાબતો દાખલ કરેલી છે.

નાના બાળકોને ચિત્ર દોરવા બહુ ગમે છે. નિશાળમાં આવ્યા પછી એકડા કે મૂળાક્ષર શીખવાને બદલે લાકડી, પૈડું, પૈડું ફેરવવાનો સળીઓ, મરઘીનું બચ્ચું, વગેરે તદ્દન સાદા ને સહેલા આકારો દોરવાનું બાળકોને વધારે ગમે છે. આવા સાદા આકારો દોરવામાં તેઓ કંઈક ઓર આનંદ અનુભવે છે. તેમનું આ વખતનું ચિત્ર આપણને સુંદર લાગતું નથી, પણ બાળકો તેવા ચિત્રોને પોતાની અજબ કૃતિ માને છે. આમ બનવાનું કારણ એ છે કે નાના બાળકોમાં સૂક્ષ્મભેદ પારખવાની શક્તિ બહુ ઓછી હોય છે તેથી તેઓ ફક્ત આકાર પરજ વિશેષ ધ્યાન આપે છે, અને મુખ્ય ભાગો જ બતાવે છે. પ્રમાણનું જ્ઞાન આ વખતે તેઓને બરાબર હોતું નથી. બાળકોની આ સ્વાભાવિક શક્તિને યોગ્ય માર્ગે વાળી પોતાના કામમાં સરળતા શી રીતે થાય તેનો વિચાર કરતા શીખવાની ટેવ પાડવામાં આવે તો આ કામમાં બાળકો ભવિષ્યમાં વધારે નિપુણતા મેળવી શકે. આથી છોકરા જે કંઈ જુએ તેનું અવલોકન કરે, પછી તેનું સારું ચિત્ર

એટલે સ્કેચ ડ્રોઇંગ દોરી લે, પછી તેમાં સ્મરણશક્તિને આધારે યોગ્ય ફેરફાર કરે, અને છેવટે સંપૂર્ણ ચિત્ર તૈયાર કરે. આ ક્રમ લક્ષમાં રાખી આ સાથે અમે કેટલાંક એવાં ચિત્રો ત્રણ કકડે દોરી બતાવ્યાં છે.

આ ચિત્રોમાં પ્રથમ સાદું ચિત્ર છે, જેમાં સામાન્ય આકાર અને પ્રમાણ ધ્યાનમાં લઈ સામાન્ય દેખાવ ચીતરી બતાવ્યો છે. સૂક્ષ્મ ભેદ આ વખતે ધ્યાનમાં લીધા નથી. બીજા ભાગમાં ચિત્રના મુખ્ય ભાગ દોરી બતાવવાનો પ્રયત્ન છે, અને ત્રીજા ભાગમાં પુરું ચિત્ર આપ્યું છે.

પહેલા ચિત્રમાંજ આમ ક્રમે ક્રમે ફેરફાર કરીને સંપૂર્ણ ચિત્ર દોરવાનું છે. વખતના પ્રમાણમાં ઝડપથી કેમ દોરવું, અને પછી તેમાં કેવી રીતે ઘટતો ફેરફાર કરવો તેની સમજ પડે એ હેતુથી આમાં ત્રણ કકડે ચિત્ર દોરી બતાવવામાં આવ્યા છે. આ ત્રણ પગથીઆંમાંના કયા પગથીઆં સુધી છોકરાંઓને લઈ જવાં એ છોકરાઓની શક્તિ પર આધાર રાખે છે.

આ પદ્ધતિથી થોડાં ચિત્રો દોરવાનો મહાવરો થયા પછી બાળકો ઘણાજ આનંદથી સરસ ચિત્રો દોરી શકશે અને આવી જાતનો તેમને મળેલો અનુભવ સાદાં ચિત્રદ્વારા પોતાની કલ્પના કે સ્મૃતિ વ્યક્ત કરવામાં વિશેષ મદદગાર થશે.

આ ચિત્રો બાળકોનેજ ઉપયોગી છે તેમ નથી. પણ શાળામાં શીખવાતા ઘણા વિષયો જોડે તેમને સંબંધ છે. આપણે જાણીએ છીએ કે ચિત્રકામ એક વિષય છે; તે ઉપરાત બીજા વિષયો શીખવવામા ચિત્રકામ ઉત્તમ સાધન પણ છે. તે સાધન બીજા વિષયને સ્પષ્ટ સમજાવવામાં તથા ચિરસ્થાયી સંસ્કાર પાડવામાં વધારે ઉપયોગી છે. શાળામા શીખવાતા વિષયો, જેવા કે વાર્તા, ઇતિહાસ, ભૂગોળ, આરોગ્યશાસ્ત્ર, સૃષ્ટિજ્ઞાન, ગણિત, વગેરેમાં આવાં સ્કેચ ડ્રોઇંગ ઘણા મદદગાર થઈ પડે છે.

દાખલા તરીકે વાર્તા લઇએ, આ વિષય વધારે રસિક કરવા માટે વર્ગ આગળ શિક્ષક વાર્તા કહેતા હોય તેજ વખતે કહેવાતા પ્રસંગને અનુસરતાં આવાં સાદામાં સાદાં ચિત્રો દોરતા જાય તો વાર્તા સાંભળવામાં વધારે રસ પડશે ને બાળકોના મન પર વાર્તામાં બનેલા બનાવોની અસરકારક છાપ પડશે તેથી સ્મરણશક્તિને સારી મદદ મળશે. આમ દોરેલાં સાદાં ચિત્રો શિક્ષકે શ્રમ લઇ આગળથી તૈયાર કરી રાખેલાં સુંદર ચિત્રો કરતાં પણ શિક્ષણની દૃષ્ટિએ વધારે ઉપયોગી છે. વાર્તા કહેતા

જતાં ને ચિત્ર દોરતા જતાં છોકરાનું ચિત્ર દોરવાનો પ્રસંગ આવે ત્યારે તેનું સંપૂર્ણ ચિત્ર દોરવામાં વખત ગાળવાને બદલે માત્ર લીટીઓજ દોરી બતાવીએ તો તેથી પણ તેનો ખરો ચિતાર આવે અને વખત ઓછો લાગે. કાન વાર્તા સાંભળે છે તેજ વખતે આંખ દોરાતું ચિત્ર જુએ છે, તેથી વાત તે વખતેજ થતી હોય એવો ખ્યાલ છોકરાંના મનમાં આવે છે. એ માટે વાર્તા કહેતાં કહેતાં ચિત્ર દોરવાની જરૂર ઉપયોગિતા વધારે છે અને તે પાર પાડવા માટે આવાં સાદાં સ્કેચ ડ્રોઇંગ વધારે મદદગાર છે એ સહજ સમજી શકાશે.

ઇતિહાસમાં આર્કાટનો ઘેરો શીખવતી વખતેજ શિક્ષક ઝડપથી દક્ષિણ હિંદનોજ રૂપરેષા નકશો દોરી તેમાં મદ્રાસ, આર્કાટ, ત્રિચિનાપલ્લી, વગેરે સ્થળો બતાવે ને લશ્કરનું જવું અને નાસી જવું એ ઝીણા ઝીણાં ટપકાંથી (.........) કે તીરની નિશાનીથી બતાવે, આરોગ્યશાસ્ત્ર શીખવતા અન્નનળી, જઠર, આંતરડાં વગેરેના સ્થાન બતાવવા માટે સાદા આકારનું રૂપરેષા ચિત્ર જરુર પડે દોરે, તો શિક્ષક પોતાને શીખવવાના વિષયો સરળ બનાવી શકે.

પાઠ ચલાવતાં શિક્ષક જે સાદી રેખાકૃતિઓ દોરે છે તે વિષયની સરળતા લાવવા માટે છે. તેમાં ચિત્રકળાવિધાન બતાવવાનો શિક્ષકનો હેતુ નથી. પણ ચિત્રકામ વિષય તરીકે શીખવવામાં આવે ત્યારે આ વિષયમાં ક્રમે ક્રમે બાળકોને આગળ વધારવાનો હેતુ હોવો જોઇએ.

એમ. ઈ. મિશન ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમન. ગોધરા.
પોપટલાલ ભવાન ગોહિલ,
ધનેશ્વર હરગોવિંદ જોશી,



## ચોમાસાની ઋતુમાં બાગકામ અને તેને લગતા સૃષ્ટિનિરીક્ષણના કામની માસવાર વહેંચણી

### ( કન્યાશાળા તથા ટ્રેનિંગ કૉલેજ માટે )

ગોધરા મિશન ટ્રેનિંગ કૉલેજમાં થતા સૃષ્ટિનિરીક્ષણને લગતા કામની યાદી શિક્ષકોની જાણ માટે નીચે પ્રગટ કરવામા આવી છે. પોતપોતાની શાળામા એ વિષય સંબંધી કામની યોજના કરવામાં શિક્ષકોને તેથી મદદ મળી શકશે. અમારી જાણ પ્રમાણે એ વિષય પ્રાથમિક શાળાના ધોરણમા દાખલ થયાને પાંચ વર્ષ થઈ ગયા છતાં એના પર ઘણીખરી શાળાઓમા, ખાસ કરીને કન્યાશાળામા, બિલકુલ લક્ષ આપવામા આવતું નથી. આશા છે કે આ યાદી પરથી પોતપોતાની શાળામા એ વિષય સંબંધી કામની યોજના કરવાનો શિક્ષકો પ્રયત્ન કરશે અને ઉપર દર્શાવેલી ખામી દૂર કરશે.

તન્ત્રી.

| ધોરણ | જુલાઈ | ઑગસ્ટ | સપ્ટેંબર | ઓકટોબર | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| કન્યાશાળા બાળવર્ગ. | કોઠીઆં કે કાચલીમા મકાઇ વાવે. | બાજરી કે મગ વાવે. | જુવાર કે સુંઢીઉ વાવે. | ઘઉં કે ચણા વાવે | આ વર્ગ પહેલા ધોરણના ક્યારા સાફ કરવાના કામમાં તથા નિશાળની આસપાસના રસ્તાપર ઉગેલું ઘાસ કાઢવામાં મદદ આપે. |
| ધો. પહેલું. | ભીની રેતીમાં મકાઈ અને ચોળાના બી વાવીને તેની વૃદ્ધિ જુએ. ક્યારા સાફ | બાજરી કે મગ અને હજારીગોટા વાવે. | તાંદળજો વાવે. | મેથીની ભાજી અને ધાણા વાવે | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | કરીને તેમાં મકાઈ અને ચીભડાંનાં બી વાવીને ઉછેરે. આખા વાવે. | | | | |
| ધો. બીજું. | જુવાર, ડાંગર, આંબો, તુવેર અને કાકડી વાવે, ઉછેરે અને તેની વૃદ્ધિનું અવલોકન કરે. | તુલસીનાં બી છંટાવવાં લીંબુડી, મગફળી, દિવેલી, બાજરી અને મગ વાવે, અને અવલોકન કરે. ડાંગરનું ધરૂ રોપાવવું. | તુલસી તથા લીંબુડીના તૈયાર થએલા રોપા વવરાવવા (રોપાવવા) | ઘઉં અને ચણા વવરાવવા. | જુદી જુદી જાતનાં વાસનું અવલોકન આ ઋતુમાં કરાવવું. |
| ધો. ત્રીજું. | વાદળાનું અવલોકન કરાવવું. શકરીઆ, અળવી, આદુ, હળદર, વાલોળ તથા કહોળાના બી વવરાવવા. મરચી, રીંગણી અને બાવટાનું ધરૂ કરાવવું. | ગવાર વાવે. મરચી, રીંગણી અને બાવટાનું ધરૂ રોપે. | ગાજર, મુળા અને તાદળજો વવરાવવા. | ડુંગળીનું ધરૂ કરે, મેથી અને ધાણા વાવે. | વાવેલા છોડ, વેલા વગેરેનાં મૂળ, પાદડાં અને થડનું અવલોકન કરાવવું તથા તેઓનો મુકાબલો કરાવવો અને ચિત્રકામ સાથે સંબંધ જોડવો. |
| ધો. ચોથું. | દેડકાનાં ઇંડાં મેળવી, તેની જુદી જુદી અવસ્થાનું અવલોકન કરાવવું. મકાઇ અને વાલની બીજોદ્‌ભવ ક્રિયાનું અવલોકન કરાવવું તથા | દિવેલીનાં પાંદડાં ખાઇને જીવી શકે તેવા રેશમના કીડા ઉછેરવા, ને ઇંડાથી પતંગીઆં સુધીની સ્થિતિનો અભ્યાસ કરાવવો, અથવા | કેળનાં બચ્ચાંનું અવલોકન કરે અને તેને ક્યારામાં રોપે. ક્યારાની આસપાસ મેંદીની કે | કિનારી કાપીને સરખી કરવી. | મળી શકે તેવા ફૂલઝાડની તથા ફળાઉ ઝાડની કલમો કરાવવી અને બાગમાં રોપાવવી. |

| ધોરણ. | જુલાઈ. | ઑગસ્ટ. | સપ્ટેંબર. | ઓક્ટોબર. | રિમાર્ક. |
|---|---|---|---|---|---|
| | તે વાવ્યા પછીથી ૧૦ દિવસ સુધીની વૃદ્ધિના ચિત્રો અવલોકનના વર્ણન સાથે દોરાવવા ખાતર તૈયાર કરાવેલુ હોય, તે ક્યારામા નંખાવી તેના લાભ સમજાવવા ગુલાબની કલમો તૈયાર કરાવવી | આ માસમા મેદીની આસ પાસ પુષ્કળ કીડા જોવામાં આવે છે તેને ઉછેરી પતંગીઉ થતા સુધીની સ્થિતિનુ અવલોકન કરાવવુ પાણીની જમીનપર થતી અસર બતાવવી ગુલાબની કલમો રોપાવવી અળવીની ગંઠો વાવવી લીંબુડીની કલમ જમીનમા વાળીને કે બાધીને લેવી | એવી કિનારીને લાયક બીજા છોડની વાડ કરાવવી | | |
| ધો પાચમુ | માછરી અથવા મચ્છર ની જીવનદશાનું સપૂર્ણ અવલોકન ભીંડા, દૂધી, મકાઈ અને કપાસ વાવવા ટમાટા અને મરચીનું ધરૂ તૈયાર કરવુ મિનાઠીના રોપનું અવલોકન કરાવવુ | ટમાટા અને મરચીનુ ધરૂ તૈયાર થયું હોય તે રોપાવવુ. માખી તથા પાકને નુકસાન કરનારાં જીવડાનુ અવલોકન કરાવવુ વરિઆળી વાવવી. | છોડાની રચના અને વાદાનું અવલોકન કરાવવુ | પરાવલંબી વેલનુ અવલોકન કરાવવુ કોબીજનુ ધરૂ તૈયાર કરવુ, ને રોપાવવુ. | હવાનું ઉષ્ણતામાન માપવુ |

| | | | | |
|---|---|---|---|---|
| હંસરાજની બીજોદ્ભવ ક્રિયા બતાવવી તથા હંસરાજના કુંડા તૈયાર કરવા. વેંગણનું ધરૂ તૈયાર કરાવી રોપાવવું. ભીંડી, કપાસ, મકાઈ અને મગફળી વાવવા. | લીલ તથા અળસીયાનું અવલોકન કરાવવું. ઝીનીયા, તનમનીયા, પેટુનીયાનું ધરૂ તૈયાર કરી વવરાવવા. છોડ પર થતા રોગનો અભ્યાસ ને તેના ઉપાયોના પ્રયોગ કરવા. | સેવાળનું અવલોકન કરાવવું. | વાંદાનું અવલોકન કરાવવું. ફુંગળી, નોલકોલ, કોલીફ્લાવરનું ધરૂ તૈયાર કરાવવું અને આ માસ આખરે તે રોપાવવું. | વરસાદનું માપ લેવરાવવું. |
| શકરીઆ, આદુ, હળદર, અળવી, વાલોળ, તુરીઆ, તુવેર, કપાસ, ભીંડા, ગવાર વવરાવવા. કેરીના ગોટલા વવરાવવા તેની બીજોદ્ભવ ક્રિયાનુ અવલોકન કરાવવું તથા આબા વવરાવવા. મકાઇ અને વાલોળની બીજોદ્ભવ ક્રિયાનું અવલોકન કરાવવુ. | ગાજર વવરાવવાં. મરચી, ડાગર અને ઝીનીઆનું ધરૂ તૈયાર કરાવી રોપાવવા. વાદળાનું અવલોકન અને તેનું વર્ગીકરણ. રેશમના કીડા ઉછેરવા અને તેનું અવલોકન કરાવવું. | મૂળા અને તાંદળજો વવરાવવાં. | મેથી, ધાણા, અને ચણા વવરાવવા. | અભ્યાસક્રમમા બતાવ્યા પ્રમાણે વાવેલા છોડ કે વેલાનું બી, મૂળ, થડ, પાન, ફુલ, ફળ વગેરેનું જ્ઞાન આપવું. |
| રીંગણી, કેળ, દાડમડી, લીંબુડી રોપાવવાં વાલ, કપાસ, ગલકી, જુવાર વવરાવવાં. દંડકાંની જુદી જુદી | સૂર્યમુખી, કાકડી વવરાવવાં. હંસરાજની બીજોદ્ભવ ક્રિયા બતાવવી, અને હંસરાજનાં કુંડા તૈયાર કરાવવાં. | કરેણ, જુઇ, ગુલાબની કલમો કરાવવી ને રોપાવવી. વનસ્પતિને | રાઇ તથા ઘઉં વવરાવવાં. ફુંગળી, નોલકોલનું ધરૂ તૈયાર કરાવીને | વાવેલી વનસ્પતિનું વર્ગીકરણ કરાવવું. એકદળ તથા દ્વિદળ વનસ્પતિનો મુકાબલો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | અવસ્થાનું અવલોકન કરાવવું. | બિલાડીના ટોપનું અવલોકન કરાવવુ. | થતા રોગ ને તેના ઉપાયનુ જ્ઞાન આપવુ. | રોપાવવું. બીનો જુદી જુદી રીતે કેમ ફેલાવો થાય છે, તે બતાવવુ. | કરાવવો. |
| બીજુ વર્ષ કે (સિનિયર વર્ગ) | મગફળી, મકાઇ, તલ, ભીંડા, તુરીઆ વવરાવવા. અળસીયાનું અવલોકન કરાવવુ મકાઈ અને વાલોળની બીજોત્પત્તિક્રિયાનું અવલોકન કરાવવું. | લીલનુ અવલોકન કરાવવું. જાઈ, લીંબુડીની કલમો કરાવવી ને તૈયાર થએ રોપાવવી. તનમનીયા, વિલાયતી ભીંડાનું ધરૂ કરાવી રોપાવવુ હસરાજની બીજોત્પત્તિક્રિયાનું અવલોકન કરાવવુ. ને કુંડા તૈયાર કરાવવા. | મેવાળનુ અવલોકન કરાવવું. મચ્છરની જીવનદશાનું અવલોકન કરાવવું. વનસ્પતિની જુદી જુદી રીતે થતી વંશવૃદ્ધિ સમજાવવી. | ડુંગળી, કોબીજ, નોલકોલ અને કોબી–ફ્લાવરનું ધરૂ તૈયાર કરાવવુ ને તે રોપાવવું. | ,, |

ટીપ:—૧. દરેક મહીનામા પાછલા મહીનામા જે જે વાવેલુ હોય તેનું અવલોકન ચાલુ રાખવું; તથા જરૂર પડે ત્યારે ક્યારામા નિંદવાનું અને ગોડવાનું કામ કરાવવું તથા તેના લાભ સમજાવવા.

૨. જુદી જુદી જાતના ખાતર અને તે ક્યા ક્યા છોડ માટે ઉત્તમ છે, તે બતાવવું.

૩. ઉપલા ધોરણોમા વનસ્પતિને થતા રોગ અને તેના ઉપાયોનું જ્ઞાન આપવું.

૪. વરસાદ અને ગરમીનું માપ લેવરાવવાનું ચાલુ રાખવું.

મેથાડિસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમન, ગોધરા } પોપટલાલ ભવાન ગોહિલ. ધનેશ્વર હરગોવિંદ જોશી.

# ગણિતના પાઠની નોંધ.

વિષય:—અંકગણિત:-અપૂર્ણાંકના ભાગાકાર. {અપૂર્ણાંકના મહત્ત્વની સમજ, તથા અપૂર્ણાંકના ગુણાકારની રીતની સમજણ છે.} ધો. ૪ થું.
હેતુ:—વિચાર ને અનુમાનશક્તિ કેળવી સા. અપૂર્ણાંકના ભાગાકાર કરવાની રીતનું જ્ઞાન આપવાનો. તા. ૧-૫-૧૯૨૬
સાધન:—બોર્ડ પર આકૃતિઓ.

| પાઠના વિભાગ ને મુખ્ય મુદ્દા. | શૈલી. | કાળા પાટીયાપર નોંધ. |
|---|---|---|
| અ. પૂર્વજ્ઞાનની પરીક્ષા.<br>૧. આરંભ. | સામાન્ય અપૂર્ણાંકનો એક દાખલો આપો. $\frac{૨}{૫}$ એટલે શું? એને $\frac{૧૫}{૧૬}$ થી ગુણો. $\frac{૩}{૪}$ ને $\frac{૯}{૮}$ થી ગુણો. $\frac{૫}{૬}$ ને બમણા કરો. $\frac{૫}{૬}$ ના છેદને બે વડે ગુણો. ૧$\frac{૨}{૩}$ ને $\frac{૫}{૧૨}$ એ બેમાં કઈ સંખ્યા મોટી? $\frac{૨}{૫}$ ને $\frac{૩}{૫}$ મા કયો અપૂર્ણાંક મોટો? $\frac{૧}{૩}$ ને $\frac{૧}{૨૭}$ બેમા કયો અપૂર્ણાંક મોટો? $\frac{૫×૨}{૪}$ ને સાદા રૂપમા આણો. $\frac{૧૫}{૧૮}$ ને અતિ સંક્ષેપ રૂપમા લાવો. ૧÷૫ એટલે શું? કોઇ પણ સંખ્યા વડે ભાગવા એટલે શું? ૧ ને પાંચવડે ભાગવા એટલે શુ? ૧ નો પાચમો ભાગ શો? ૨ નો પાંચમો ભાગ શો? જે સંખ્યા વડે ભાગીએ તે સંખ્યાને શું કહેવામા આવે છે? ૨÷૫ મા ભાજક કેટલો છે? ભાજ્ય કેટલો છે? ભાગાકાર શો આવ્યો? | $\frac{૨}{૫}\times\frac{૧૫}{૧૬}=\frac{૩}{૮}$. |

આ ઉપરથી અંશ ભાજ્ય, છેદ ભાજક ને ભાગાકાર અપૂર્ણાંક છે, તે બાબતનું જ્ઞાન તાજું કરાવવું.

**ચ. નવી બાબતનું સૂચન.**

અપૂર્ણાંકને અપૂર્ણાંક વડે ગુણવાની રીત તમે શીખી ગયા છો હવે આજે અપૂર્ણાંકને અપૂર્ણાંક વડે, ભાગવાની રીત સમજીએ.

**૨. મુખ્ય વિષય.**

**અ. અપૂર્ણાંકને પૂર્ણાંક વડે ભાગવાની રીતની સમજ.**

**(૧) પ્રત્યક્ષ અવલોકન.**

કા. પા. ની નોંધમાં જણાવ્યા પ્રમાણેનો ચોરસ દોરાવવો. તેના સોળ સરખા ભાગ કરાવવા. પછી આખી આકૃતિનો $\frac{૩}{૪}$ ભાગ બતાવવા કહેવું. $\frac{૩}{૪}$ ભાગનો ચોથો ભાગ કયો? $\frac{૩}{૪}$ નો ચોથો ભાગ કરો એટલે શું? $\frac{૩}{૪} \div ૪$. $\frac{૩}{૪}$ માં નાના ચોરસ કેટલા છે? ૧૨ નો ચોથો ભાગ શો? ૩ નાના ચોરસ મળી આખી આકૃતિનો કયો અપૂર્ણાંક થાય? $\frac{૩}{૪} \div ૪ = \frac{૩}{૧૬}$.



$\frac{૩}{૪} \div ૪ = \frac{૩}{૧૬}$

**(૨) રીતના મદદનીશ પ્રશ્નો.**

'$\frac{૨}{૫}$ ના અંશને ૨ વડે ગુણો. $\frac{૪}{૫}$ ભાગ મોટો કે $\frac{૨}{૫}$? $\frac{૨}{૫}$ ના અંશને ૨ વડે ભાગો? $\frac{૧}{૫}$ ભાગ મોટો કે $\frac{૨}{૫}$?' અંશને કોઇપણ સંખ્યા વડે ગુણીએ તો કિંમત વધે છે, અને ભાગીએ તો કિંમત ઘટે છે, એ બતાવવું. સાથે સાથે સમજાવવું કે અંશને જેટલા ગણા કરીએ તેટલા ગણી અપૂર્ણાંકની કિંમત થાય છે, અને જેટલાએ ભાગીએ તેટલામા ભાગની કિંમત થાય છે. છેદને કોઈ પણ સંખ્યા વડે ગુણવાથી કે

ભાગવાથી ઉલટુ પરિણામ આવે છે, તે પ્રત્યક્ષ (ઉપર અંશને બે વડે ગુણ્યા ને ભાગ્યા તેમ છેદને પાચ વડે ગુણો ને ભાગો) બતાવી સમજાવવુ.

(૩) રીતનુ ભાન.

$\frac{3}{5}$–૩. ત્રણે ભાગલા એટલે તેનો ત્રીજો ભાગ કરવો $\frac{3}{5}$ ની કિંમત ત્રીજા ભાગની કરવી છે, તો ઉપર સમજ્યા પ્રમાણે અંશને ત્રણે ભાગીએ તો કિંમત ત્રીજા ભાગની થઈ જાય. $\frac{3}{5}$ મા અંશ કેટલા છે? ૩ ને ૩ વડે ભાગો. $\frac{3-3}{5}=\frac{1}{5}$. આ પ્રમાણે બીજા દાખલા ભાજક અંશને પુરેપુરો ભાગી શકે તેવો લઇ ગણાવવા પછી સમજાવવુ કે હમેશા ભાજક કઇ અંશને ભાગે તેવો હોય નહિ, જેમકે – $\frac{2}{3}$–૫ $\frac{2}{3}$ મા અંશ કેટલા? ૨ ને ૫ વડે પુરેપુરી રીતે ભાગી શકાય? ઉપર એ પણ જોયુ છે કે છેદને કોઇપણ સંખ્યા વડે ગુણીએ તો કિંમત તેટલામા ભાગની થાય છે $\frac{2}{3}$ ના પાચમો ભાગ કરવો છે તો છેદને પાચ વડે ગુણો $\frac{2}{3\times5}=\frac{2}{15}$ $\frac{3}{5}-3=\frac{3}{5\times3}=\frac{3}{15}$ $=\frac{1}{5}$ ઉપલાજ દાખલાઓ આ રીતે ગણાવી તેમના જવાબ આ રીતે પણ તેટલાજ આવે છે, તે પ્રત્યક્ષ બતાવવુ. આ પ્રમાણે અપૂર્ણાંકને પૂર્ણાંક સંખ્યા વડે ભાગવા હોય તો છેદને તેટલા ગણો કરવો. (અતિ સક્ષેપરૂપ બનતુ હોય તો કરવુ.)

ઘ અપૂર્ણાંકને અપૂર્ણાંક વડે ભાગવાની રીત

૧૫ રૂપીઆમાંથી પાચ પાચ રૂપીઆની કેટલી ઢગલી થાય ? ત્રણ શી રીતે આવે ? ૧૫ ને ૫ વડે શુ કરીએ તો ત્રણ આવે ? $\frac{૨}{૩}$ માથી $\frac{૧}{૧૨}$ જેવડા કેટલા ભાગ પડે ? $\frac{૨}{૩}$ ને $\frac{૧}{૧૨}$ વડે શુ કરવુ જોઈએ ? $\frac{૨}{૩} \div \frac{૧}{૧૨}$ કા પા ની નોધમા જણાવ્યા પ્રમાણે બાર ચોરસ ખાનાવાળી એક આકૃતિ દોરવી તેમાથી જણાવ્યા પ્રમાણેનો $\frac{૨}{૩}$ ભાગ લેવો દરેક ખાનુ આખી આકૃતિનો $\frac{૧}{૧૨}$ છે $\frac{૨}{૩}$ મા એવા કેટલા ખાના છે ? તો $\frac{૨}{૩}$ મા $\frac{૧}{૧૨}$ કેટલી વાર છે ? $\frac{૨}{૩} \div \frac{૧}{૧૨}=૮$



(૨) રીતના ઉપયોગી પ્રશ્નો

૨૪ ને ૨ વડે ભાગો ૨૪ ને ચાર વડે ભાગો ? ૨૪÷૮=? પહેલો ભાજક કેટલો છે ? બીજો ભાજક તેનાથી કેટલા ગણો છે ? પહેલા ભાગાકાર કરતા બીજો ભાગાકાર કેટલામા ભાગનો આવે છે ? ત્રીજો ભાજક કેટલો છે ? પહેલા ભાજક કરતા તે કેટલા ગણો છે ? તેનો ભાગાકાર પહેલા કરતા કેટલો આવે છે ? આવા બીજા દાખલા લઇ સમજાવવુ કે ભાજ્યને કાયમ રાખી ભાજકને વધારીએ તો ભાગાકાર ઘટે છે, ને જેટલા ગણો ભાજક થાય તેટલામો ભાગ ભાગાકાર થાય છે ૩૨÷૧૬, ૩૨÷૮ વગેરે દાખલાથી એ પણ સમજાવવુ કે ભાજક જે પ્રમાણમા ઘટે છે તે પ્રમાણમા ભાગાકાર વધે છે

| | |
|---|---|
| ૨૪÷૨=૧૨ | ૩૨÷૧૬=૨ |
| ૨૪÷૪=૬ | ૩૨÷૮=૪ |
| ૨૪÷૮=૩ | ૩૨÷૪=૮ |
| | ૩૨÷૨=૧૬ |

(૩) રીત.

$\frac{૩}{૪}\div૨=?$ અ મુદ્દામા જોયું તેમ અપૂર્ણાંકને પૂર્ણાંક વડે ભાગવા હોય તો ભાજક વડે છેદને ગુણવા. માટે $\frac{૩}{૪}\div૨=\frac{૩}{૪\times૨}=\frac{૩}{૮}$. હવે ભાજક ૨ ને બદલે $\frac{૨}{૩}$ હોય એટલે ૨ નો ત્રીજો ભાગ હોય તો ભાગાકાર શો આવે ? $\frac{૩}{૪}\div\frac{૨}{૩}=?$ પહેલો ભાજક કેટલો છે ? બીજો ભાજક તેનો કેટલામો ભાગ છે ? તો ઉપલા (બ મુદ્દાના ૨ જા ભાગના) નિયમ પ્રમાણે પહેલા ભાગાકાર કરતાં બીજો ભાગાકાર ત્રણ ગણો આવવો જોઇએ. (ભાજક જે પ્રમાણમા ઘટે તે પ્રમાણમા ભાગાકાર વધે.) માટે ભાગાકાર $\frac{૩}{૮}\times\frac{૩}{૧}=\frac{૯}{૮}=૧\frac{૧}{૮}$ પછી સમજાવવું કે આ એવું થાય છે, કે ભાજકના અંશ વડે ભાજ્યના છેદને અને ભાજકના છેદ વડે ભાજ્યના અંશ વડે ગુણવાથી ભાગાકાર આવે છે. એટલે $\frac{૩}{૪}\div\frac{૨}{૩}=\frac{૩}{૪}\times\frac{૩}{૨}=\frac{૯}{૮}=૧\frac{૧}{૮}$ ભાગાકાર. આ પરથી રીત કહેવી કે અપૂર્ણાંકને અપૂર્ણાંક વડે ભાગવા હોય તો ભાજકને ઉલટાવવો એટલે અંશની રકમ છેદમાં ને છેદની રકમ અંશમા મૂકવી. જે નવું અપૂર્ણાંક બને તેના વડે ભાજ્યને ગુણવા. ગુણાકાર આવે તે ભાગાકાર છે.

ભાજક.

$\frac{૩}{૪}\div૨=\frac{૩}{૪\times૨}=\frac{૩}{૮}$

$\frac{૩}{૪}\div\frac{૨}{૩}=\frac{૩}{૮}\times\frac{૩}{૧}=\frac{૯}{૮}=૧\frac{૧}{૮}$

$\frac{૩}{૪}\div\frac{૨}{૩}=\frac{૩}{૪}\times\frac{૩}{૨}=\frac{૯}{૮}=૧\frac{૧}{૮}$

## ૭૮૬.

# માહે રમઝાન શરીફ તથા ઇદના મુબારક તહેવારનો ટુંક અહેવાલ.

રમઝાન મહીનો એ ઇસ્લામી વરસનો નવમો મહીનો છે. રૈ મ ઝ નો અર્થ બાળી નાખવાનો થાય છે એટલે રમઝાન શરીફ પાપોને બાળી નાખે છે. તેથી એ નામ પડયું છે. આઠમા મહીના શાબાનની ૨૯'મી તારીખે ચંદ્રદર્શન થાય છે, ત્યારથી રમઝાન મહીનો શરૂ થાય છે. આ મહીનામા મુસલમાન ભાઈઓ ઇસ્લામી ધર્મ પ્રમાણે ઉપવાસ કરે છે. એટલે પો ફાટે તે પહેલાથી શરૂ કરી સૂર્ય અસ્ત થાય ત્યા-સુધી રોઝાદારે ખાવુ નહિ, પાણી પીવુ નહિ, ભોગ કરવો નહિ કે બીડી કે હુક્કો પીવો નહિ, એટલુંજ નહિ પણ મોઢેથી અપશબ્દ ઉચ્ચારવા નહિ, કોઇની નિંદા કરવી નહિ, કાને પણ ખરાબ શબ્દો સાભ-ળવા નહિ; સારાંશ કે મન વાચા અને કર્મ વડે અયોગ્ય વર્તનથી દૂર રહી સર્વ રીતે સંયમ કરવો તેનું નામ ઉપવાસ છે.

પદર વર્ષ ઉપરની ઉમરના દરેક સ્ત્રીપુરુષ મુસલમાનને ઉપવાસ કરવાનો હુકમ કુરાન શરીફ મારફતે ખુદાએ પાકે ફરમાવ્યો છે. દિવસે મુસલમાનો ઉપવાસ કરે છે, અને રાત્રે નિત્યની ઇશાની નમાઝ ઉપરાત 'તરાવીહ' નામની બીજી વધારાની નમાઝ (પ્રાર્થના) અદા કરે છે. આ 'તરાવીહ'ની નમાઝમા ખાસ જાણવા લાયક વાત એ છે કે જે માણસ નમાઝ પઢાવે છે તે 'હાફિઝ' હોય છે એટલે તેને આખું કુરાન શરીફ મોઢે યાદ હોય છે. તે દરરોજ એક એક સિપારો એટલે કુરાન શરીફનો ત્રીસમો ભાગ મોઢેથી કહી સંભળાવે છે આ મહીનામા મસ્જીદોમા ઘણી મોટી સંખ્યામા મુસલમાન ભાઈઓ તરાવીહની નમાઝ માટે ભેગા મળે છે. મસ્જીદોમા હમેશ કરતા વધારે રોશની કરવામા આવે છે. માહે રમઝાન શરીફની ૨૬ મી, ૨૭ મી કે ૨૮ મી તારીખે આખું કુરાન શરીફ હાફિઝ પુરું કરી તરાવીહની નમાઝની સમાપ્તિ કરે છે, અને પછી પ્રસાદી વહેચવામા આવે છે. તે રાત્રે મસ્જીદોમા ઘણી સારી રોશની કરવામા આવે છે. આ મહી-નામા બીજી પણ મહત્વની રાતો છે જેમકે રમઝાનની ૨૧ મી, ૨૩ મી, ૨૫ મી, ૨૭ મી તથા ૨૯ મી રાતો ઘણી અગત્યની અને પવિત્ર ગણાય છે.

આ ખાસ રાતો પ્રાર્થના કબુલ થવાની રાતો ગણાય છે. ૨૭ મી રાતને લેલ-તુલ કદર કહે છે. એ રાત અત્યંત પવિત્ર અને પુણ્યની ગણાય છે. એજ રાતથી કુરાને શરીફ હઝરત મોહમ્મદ (સ)+ પેગમ્બર સાહેબ ઉપર ઉતરવા માંડ્યું હતું. તેથી પણ રમઝાન મહીનો ઘણો પવિત્ર ગણવામા આવે છે.

'ઝકાત' એ ઇસ્લામી ધર્મનું એક મૂળતત્ત્વ છે અને તે એક પ્રકારનું દાન છે જે સેંકડે ૨॥ રૂપિઆ પ્રમાણે ગરીબોને આપવાનો ખુદાએ પાકનો ફરજિઆત હુકમ છે. આ ઝકાત પણ આ રમઝાન મહીનામા આપવામા આવે છે તે ઉપરાત બીજું અનેક જાતનું દાન કરવામા આવે છે. ગરીબોને પૈસા, લુગડા, અનાજ, ખાવાનું વગેરે આપવામા આવે છે.

ઉપવાસ કરવાથી અનેક પ્રકારના ફાયદા થાય છે. ગરીબ માણસના ભૂખ તરસના સંકટનું ભાન ઉપવાસી માણસ જાણી શકે છે અને તેની ઉપર દયા કરવાનું શીખે છે. ઉપવાસની હાલતમા વિષયવાસનાથી વિમુખ થવાને અંગે તે નીતિમાન બને છે. વળી વૈદક રીતે પણ શરીરની અનેક વ્યાધિઓ દૂર થઈ શારીરિક તથા આત્મિક બળ તેનામા ઉત્પન્ન થાય છે. તેમજ ઈશ્વર અને ધર્મ પ્રત્યે માનની લાગણી પેદા થાય છે અને ધર્મનો બોધ તેના પોતાના લાભાર્થે છે એમ સમજી જનસેવા તરફ તેનું લક્ષ દોરાય છે.

માહે રમઝાન શરીફના રોઝા ફર્ઝ છે. ઇસ્લામની શરૂઆતમા વર્ષ દરમિયાન જુદા જુદા દિવસોએ રોઝા ફર્ઝ હતા; પરંતુ ઇસ્લામ શરૂ થયા પછી પંદર વર્ષની અંદર રમઝાન મહીનાના રોઝા ફર્ઝ થયા એટલે બીજા રોઝા ફર્ઝ તરીકે રહ્યા નહિ. આ મહીનાનું મહત્વ તથા મોટાઈ પહેલાથી ચાલતી આવે છે; કારણ કે આ મહીનાની પહેલી તારીખે હઝરત ઇબ્રાહીમ (અ)* પર ખુદાના ફરમાનો સહીફા તરીકે ઊતર્યા. વળી માહે રમઝાનની છઠ્ઠી તારીખે હઝરત મુસા (અ)* પર તવરાત નામે ખુદાઈ કિતાબ ઉતરી અને એજ મહીનાની સત્તરમી તારીખે હઝરત ઇસા (અ)* ને ઇન્જીલ (ગોસ-પેલ) કિતાબ ઈશ્વર તરફથી મળી. તેવીજ રીતે રમઝાનની ૨૪ મી તારીખે આખું કુરાન શરીફ પહેલા આકાશ ઉપર આવ્યું ને પછી રમઝાન મહીનાની ૨૭ મી રાતથી અમારા પયગમ્બર હઝરત મોહમ્મદ (સ)+ ઉપર ઉતરવા માડ્યું. જે મુસલમાન ભાઈઓ આખા મહીનાના રોઝા રાખે છે, તેમના બધાં પાપો માફ થઈ જાય છે અને તેમને બીજાં અનેક જાતનાં પુણ્ય પ્રાપ્ત થાય છે એવી માન્યતા છે.

---

+ (સ)=" સલ્લલ્લાહો અલૈહેવ સલ્લમ્ "

* [illegible]

જે માણસ માંદો હોય અને તેને એવી બીક હોય કે રોઝા કરવાથી મંદવાડ વધી જશે તો તેવો માણસ રમઝાન મહીનામા રોઝા ન રાખે પરંતુ એવી રીતે રમઝાનના જેટલા રોઝા ન રાખે તેટલા રોઝા બીજા કોઈ પણ મહીનામા તન્દુરસ્ત થયેથી રાખે; વળી જે માણસ ત્રણ દિવસથી વધુ દિવસને માટે મુસાફરીએ નીકળે તે પણ મુસાફરીમાં રમઝાનના રોઝા ન રાખતા મુસાફરી પુરી કરી બીજા મહીનામા ગુમાવ્યા હોય તેટલા રોઝા રાખે એવો ઇસ્લામનો હુકમ છે.

આ મહીનામા વળી કેટલાક મુસલમાનભાઈઓ એતેકાફ (એકાન્ત)માં બેસે છે એટલે મસ્જીદમા રમઝાન મહીનાના છેલ્લા દસ રાત્રિ દિવસ બેસી ખુદાની પ્રાર્થનામા વખત ગાળે છે. આ દસ દિવસોમા તેઓ બહાર નીકળતા નથી તેમ દુનિયાના કોઈ પણ કાર્ય સાથે સંબંધ રાખતા નથી. રમઝાન મહીનાની છેલ્લી તારીખે એટલે ૨૯મી કે ૩૦મીએ બીજનો ચંદ્ર દેખાય છે ત્યારે રમઝાન મહીનો પુરો થઈ ઇદની રાત શરૂ થાય છે.

ઇદનો અર્થ "ખુશાલી" થાય છે અને તે ખુશાલી રમઝાન માસમાં રોઝા પૂર્ણ કર્યાની ખુશાલી છે. આ રાત્રિથી મુસલમાન ભાઇઓ ઇદના મોટા તહેવારની તૈયારીઓ કરે છે નવા અને સારા લુગડા તો પહેલેથી તૈયાર કરેલા હોય છે પરંતુ જે કાંઈ બાકી રહી ગયુ હોય તે તે રાત્રે પુરૂ કરે છે. અને સવારમા વહેલા ઉઠી નહાઈ ધોઈ સારા લુગડા પહેરી મિષ્ટાન્ન ખાઈ મસ્જીદોમા કે ઇદગાહમા નમાઝ પઢવા જાય છે ઇદની નમાઝનો વખત સૂર્યોદય થયા પછીથી બપોર પહેલા સુધીનો ગણાય છે દરેક શહેર કે ગામના કાઝી સાહેબની વાજતે ગાજતે સાથે સવારી નીકળી ઇદગાહમા જાય છે અને ત્યા કાઝી સાહેબ અગર તેમના નાયબ (પ્રતિનિધિ) નમાઝ પઢાવે છે. ઇદગાહમા એકઠા થએલા સર્વ મુસલમાન ભાઈઓ તેમની પાછળ ઉભા થઈ નમાઝની ક્રિયા પૂરી કરે છે, નમાઝ થઈ રહ્યા પછી 'ખુત્બો' એટલે ધાર્મિક બોધ થાય છે આ ખુત્બામા રમઝાન મહીનાની તથા ઇદના તહેવારની મહત્તા વિષે તથા તેદરમિયાન મુસલમાન ભાઈઓએ ક્યા ક્યા કાર્યો કરવા તેનો બોધ હોય છે. ખુત્બો થઈ રહ્યા પછી બધા મુસલમાન ભાઈઓ માટે ખુદાએ પાક આગળ દુઆ (આશીર્વાદ) માગવામા આવે છે. ત્યારબાદ તેઓ એક બીજાને ભેટી તથા હાથ મેળવી ઇદની મુબારકબાદી આપે છે.

ઇદનો અહેવાલ

અમદાવાદ શહેરની બહાર કાંકરીઆ તળાવની પશ્ચિમે થોડે દૂર ઇદગાહ આવેલી છે, ત્યાં હજારોની સંખ્યામા મુસલમાન ભાઈઓ ચાલતા કે

ગાડીઓમા કે મોટરોમા બેસી નમાઝ માટે જાય છે. નમાઝ તથા ખુત્બો થઈ રહ્યા પછી બધી ગાડીઓ આસ્તોડીઆ દરવાજામાં થઈ એલીફંટરોડ પસાર કરી ખમાશાની ચોકી આગળથી ગુખારા થઈ ત્રણ દરવાજા આગળ આવે છે. અહીં ઈદનો બજાર ભરાય છે. બજારમાથી છોકરાઓને રમકડા, ખાવાનું વગેરે અપાવી તેઓ પોતપોતાને ઘેર જાય છે.

ઇદનો તહેવાર ઓછામા ઓછા ત્રણ દિવસ ચાલે છે તે દરમિયાન સગવાહાલાને તથા મિત્રોને મળવા એકબીજાને ઘેર જાય છે, અને એક બીજાને મુબારકબાદી આપી ભેટની આપલે કરે છે. આવી રીતે ખુશાલી તથા આનંદમા આ ઇદના દિવસો ગાળવામા આવે છે. આ રોઝા ઇદનું બીજુ નામ 'ઈદુલ ફિત્ર' પણ છે, કારણ કે તે દિવસે સારી સ્થિતિના મુસલમાન ભાઈઓએ સદકએ ફિત્ર નામનું દાન આપવુ એવો ઇસ્લામનો હુકમ છે. સદકએ ફિત્ર એટલે જે મુસલમાન ભાઈ ઝકાત આપી શકે તેવી સ્થિતિનો છે તે પોતાને માટે તેમજ પોતાના ઘરના નાના મોટા દરેક માણસ દીઠ ઇદની નમાઝ પઢવા જાય તે પહેલા કે નમાઝ પઢી રહ્યા પછી ફિત્રાનુ દાન આપે છે, એ દાન ગરીબોને આપવામા આવે છે અને તેને (એ દાન)ને અંગે માણસ દીઠ ૨ શેર ઘઉં અથવા ચાર સેર જવ કે ખજુર અથવા કીસમીશ (સુકી દ્રાક્ષ) આપવામા આવે છે.

એ. એ. હકીમજી.

---

## વાઘરી બોર્ડિંગ શાળા

### ઉત્તરસંડા-જિ. ખેડા.

દરેક જિલ્લામા છેક પાછળ પડતી કોમ માટે એક અથવા બે બોર્ડિંગ શાળાઓ તેઓના ઉદ્ધાર માટે નામદાર સરકારે કાઢી છે, પરંતુ આ સ્કૂલ ગુનેગાર જાતને સુધારવાના હેતુથી વધારેમા વધારે ૨૪ છોકરાની સવડવાળી ઉઘાડવામા આવી છે. દક્ષિણ વિભાગમા ગુનેગાર જાતને એકત્ર કરી અમુક એકજ જગાએ વસાવવામા આવી છે, એટલે તેમના પર દેખરેખનું અને સુધારવાનું કામ સરળ થએલુ છે. આ વિભાગમાં ગુનેગાર જાત વાઘરીની છે તેમની વસ્તી અમદાવાદ અને ખેડા જિલ્લામા છે. પણ ખેડા જિલ્લામા વસતા વાઘરી ચોરી!કરવામા પ્રખ્યાત છે. આ લોકો દેવીપૂજક, વહેમી, અને અતિ આળસુ છે. ચોરી એજ એમનો મુખ્ય ધંધો છે. તેથી તેમના પર

બહુ દેખરેખ રાખવામાં આવે છે. ઘણાખરા પુરુષો અને સ્ત્રીઓની દરરોજ હાજરી લેવાય છે. ગામ છોડી પરગામ જતાં તેઓને રજા લેવી પડે છે. સાથે પરગામ જવાનો રસ્તો પણ તેમને નક્કી કરી અપાય છે. તે પ્રમાણેજ તે જઈ શકે છે. તે સિવાય બીજે રસ્તે જતાં અથવા બીજે ગામ જતાં તે ગુનેગાર ગણાય છે. ક્રિમિનલ ટ્રાઈબ્સ એક્ટ પ્રમાણે તેઓને પોતાના અંગુઠાના નિશાનવાળું બોર્ડ ગામ બહાર જતાં સાથે રાખવું પડે છે. તેઓનાં નામનાં છાપેલાં રજીસ્ટર રહે છે. એકંદરે બને તેટલી બારીક દેખરેખ રાખી સરકાર તેમનો ચોરીનો ધંધો અટકાવવા પ્રયત્ન કરે છે. આ ઉપરથી આ કોમના બાળકોમાં કેવા સંસ્કાર હશે તે કલ્પી લેવાનું છે; પરંતુ "લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો" એ પ્રમાણે તેમના પર સારા સંસ્કારો પાડવા બહુ પ્રયત્નો કરતાં ઘણે અંશે તેમાં સુધારો થઈ શકે છે. પાછળ પડતી કોમનાં બાળકોને સુધારવા તેમના જંગલી રીતરિવાજ દૂર કરવા સંબંધી જ્ઞાન આપવાનાં અને તેઓમાં રહેલું અજ્ઞાન દૂર કરવાના પ્રયત્નો કરવા પડે છે. પણ આ કોમનાં બાળકો માટે ઉપલા પ્રયત્નો ઉપરાંત મનુષ્યની ફરજ અને નીતિ સંબંધી સચોટ અને વારંવાર જ્ઞાન આપવા અનેક રીતે પ્રયત્નો કરવા પડે છે.

આથી સામાન્ય શાળા કરતાં પાછળ પડતી કોમની શાળામાં અને તેના કરતાં ગુનેગાર કોમની શાળાનું કામ ફતેહમંદ રીતે ચલાવવું ઘણું દુષ્કર છે. આ શાળા ઇ. સ. ૧૯૧૮-માં સ્થાપન થઈ હતી. શરૂઆતનાં પાંચ વર્ષ સુધી વિદ્યાર્થીઓના વાલીઓને અનેક રીતે સમજાવી બાળકોને લાવવાં પડતાં. એક વખત એક છોકરાને લાવવા તેના ગામે જઈ તેના બાપને સમજાવતાં આખરે તેના બાપે કહ્યું (તેનીજ ભાષામાં) "રે માહતર, તું હું કામ નકામા ધકા ખાહ, તું હું ભણાવવાનો હતો. અમારી વઘા તને ના આવડે. અમે તો એક રાતમાં આખા વરહનું ખાવાનું લાઈએ. મારે તારી નેહાળે નહિ મોકલવો."

આ શાળામાં શરૂઆતમાં બે વર્ષ સુધી સામાન્ય શાળાઓની પેઠે ફક્ત શિક્ષણના વિષયોજ શીખવવામાં આવ્યા હતા. શિક્ષણ સામાન્ય શિક્ષણ પેઠે નહિ, પણ દરેકે દરેક વિષયમાં પ્રાયોગિક પદ્ધતિથી આપવામાં આવ્યું હતું; કેમકે છોકરાઓને રસ પડે અને નવું નવું જુએ કે જાણે તોજ છોકરાઓ નાસી ન જાય. વળી કોઈ પણ ગુના માટે તેમને શિક્ષા-ત્મક બિના અન્ય ઉપાય કરી શકાય તેમ ન હતું.

ત્રીજા વર્ષથી ખેતીનો વિષય દાખલ કરી ખેતી માટે ૫૫વાળી જમીન સાથે રાખી બારે માસ જુદા જુદા પાકની ખેતી કરાવી તે ગંમથી જ્ઞાન આપવા માડ્યુ, જે હજી ચાલુ છે ખેતીમા ઘણાભાગ પાક્યા, અને બધી જાતની શાકભાજીનું જ્ઞાન પૂર્ણ થતા ફળઝાડની કલમો કરવાનુ કામ શીખવવા માડ્યું બોરની કલમ કરવાનું કામ સરળ હોવાથી તે પ્રથમ શરૂ કર્યું પછીથી ચીકુની કલમોનુ કામ, અને હાલ આબાની કલમોનું કામ શીખવાય છે

ચોથા વર્ષથી હસ્ત ઉદ્યોગો અને ડ્રોઇંગનુ કામ શરૂ કર્યું, હસ્ત ઉદ્યોગમા માટી, કાગળ, અને ઘાસના રમકડા, સાદડી, પખા, અને કાચના મણકાથી બનતું કામ શીખવવામા આવ્યુ વળી દોરડા વણવાનું અને હજામત તથા વાળ કાતરવાનું કામ પણ છોકરાઓ સારૂં કરી જાણે છે.

પાચમા વર્ષમા ઓઇલ એન્જીન ચલાવવાનુ કામ ફક્ત એક છોકરાને પોતાની ખાસ મજુરીથી શીખવ્યું આ કામ માટે બીલકુલ ખર્ચ કરવાનું નથી, કેમકે ખેતરના માલીકો ૫ ૧ છે. તેમણે એન્જીન પર કામ કરવા દેવાની કબુલાત આપી છે

ચાલુ સાલથી સુથારી કામની શરૂઆત કરી છે સામાન્ય કારીગરીમા સુથારી કામ અગત્યનું છે, અને તે માટે સારો કારીગરજ સારૂં શીખવી શકે

ઉપરના સઘળા ઉદ્યોગો શિક્ષકોજ શીખવે છે દરેક વિદ્યાર્થી દીઠ સરકાર મહીને રૂ ૮) સ્કોલરશિપ આપે છે તેટલામાજ છોકરાઓની ખોરાકી કપડા, ચોપડીઓ, દવા પથારી, તથા બોર્ડિંગના સાધનોનું ખર્ચ કાઢવુ પડે છે અને ઉપરના ઉદ્યોગો, તથા પ્રયોગો માટે ખર્ચ કરવુ પડે છે. ચાલુ સાલથી સરકારે રૂ ૩૦૦) કપડા માટે મજુર કર્યા છે તેથી આવતા માસથી દરજીનુ કામ શીખવવા મજુરી માગી છે હાલમા છોકરાઓ ચીથરાના બટન કરવાનુ, કાચ કાપવાનુ, ગોદડા તૈયાર કરવાનુ, અને પોતાના ફાટેલા કપડા તૈયાર કરવાનુ કામ સારી રીતે કરી શકે છે શીવવાનો સંચો ખરીદી અઠવાડીઆમા એક વખત સારો દરજી રોકી કામ શીખવતા ભવિષ્યમા આ કોમના ઘણા માણસો સારે રસ્તે વળશે એવી આશા છે.

છોકરાઓ સૃષ્ટિજ્ઞાન અને પદાર્થવિજ્ઞાન સબધી પ્રયોગો કરી આમેહુબ નમુના તૈયાર કરે છે તે પૈકી હાલ ત્રણ જાતની વિદ્યુત્ બેટરીઓ બનાવેલી છે જેના વડે હાઉસ માસ્તરનો હોલ અને છોકરાઓના હોલ વચ્ચે વિદ્યુત્ ઘટડી સતત ચાલુ રહે છે નિશાળના ઓરડામા વિજળીનો દીવો ચાલુ રહે છે વીજળીનુ ફિટિંગ છોકરાઓ કરી શકે છે

સામાજિક, ઐતિહાસિક, નૈતિક, અને ધાર્મિક શિક્ષણ માટે રાત્રિના ભિન્ન અને શિક્ષક વચ્ચે વાર્તાલાપ ચાલે છે. વધુમા ચાલુ સાલથી એક અઠવાડિક પેપર અને બે માસિકો મંગાવી વિદ્યાર્થીઓને બહારના વાચન તરફ દોરવ્યા છે. પડતર જમીનમા કાંટા ઉગે છે તેમ અને નવરા મનમા નકામા વિચારો ઉદ્‌ભવે છે; માટે ઘણો વખત મનને સદ્‌વિચારમા રોકાએલું રાખવાથી સસ્કારી મન સુસંસ્કારી બને છે. આ સિદ્ધાંત લક્ષમા રાખી આ શાળાના વિદ્યાર્થીઓ કેળવવામા આવે છે.

સામાન્ય શિક્ષણનો વખત ૧૧ થી ૫ સુધીનો છે. બાકીના ટાઇમમા બીજા વિષયો શીખવાય છે. તેથી આ સ્કૂલના શિક્ષકોને ઘણુ કામ કરવું પડે છે. બોર્ડિંગ અને ખેતી કામને લીધે શિક્ષકોને વેકેશનમા પણ હાજર રહેવું પડે છે. એટલે સેવાભાવવાળાજ શિક્ષકો આવી સંસ્થામા સ્નેહ મેળવી શકે.

બોર્ડિંગ—દરેક વિદ્યાર્થીને દર વર્ષે બે ધોતીઆ, બે ખમીસ, પંચીઉં, ચાદર, ટોપી, અને જોડા અપાય છે વળી ગોદડું, ઓશીકું, શેતરંજી, બતુશ, થાળી, વાડકો, લોટો, પત્રાલુ, વગેરે જરૂરી સાધનો જરૂર પડતા અપાય છે. છોકરાઓને દરરોજ સવારે દાળ, ભાત, રોટલા, અને સાજે રોટલા સાથે શાક, કઢોળ, અથવા દૂધ અપાય છે મહીનામા એક વખત છોકરાઓની બહુમતિથી પસદ થએલા જમણની ઉજાણી અપાય છે. બોર્ડિંગ વ્યવસ્થા અને છોકરાઓની તંદુરસ્તી બાબત ઇલાકાના મહેરબાન મેડીકલ ઇન્સ્પેક્ટર સાહેબે ઉંચો અભિપ્રાય આપ્યો છે.

આ શાળામા પુરો અભ્યાસ કર્યા પછી વિદ્યાર્થીઓ નીચે પ્રમાણેને ધંધે વળગ્યા છે. આઠ શિક્ષક ( પાચ ટ્રેન્ડ અને ત્રણ અન્ટ્રેન્ડ ), ત્રણ પોલિસ, બે પોસ્ટમેન, એક મિલ ક્લાર્ક, એક ફિટર, ત્રણ ફળઝાડની કલમ કરનાર છે, બે અંગ્રેજી અભ્યાસ કરે છે, અને એક ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષમા અભ્યાસ કરે છે. એકદરે આ શાળામા ૭૫ વિદ્યાર્થી આવી ગયા, તે પૈકી ૨૧ ઉપર પ્રમાણે ધધે વળગ્યા છે, ૨૪ હાલ ભણે છે. અને બાકીના ૩૦ છોકરા અધુરા અભ્યાસે ઘેર જઈ ખેતી કે ખાનગી નોકરી કરી ગુજરાન ચલાવે છે તપાસ કરતા ઉપરના ૭૫ પૈકી કોઈ પણ છોકરાએ હજી સુધી ચોરી કે બીજો ગુનો કર્યો નથી એમ જણાયુ છે.

વ ફા. પાસ થએલો એક છોકરો મુબઈ રેલ્વે પોલિસની ડિપાર્ટમેન્ટલ પરીક્ષામા ઉંચે નંબરે પાસ થવાથી તેને રેલ્વે ડિટેક્ટિવ પોલિસ તરીકે સારા પગારથી નીમ્યો છે.

આ સ્કૂલની છેલ્લી વાર્ષિક પરીક્ષાનું રિઝલ્ટ ૯૦ ટકા આવ્યું છે. છેલ્લી વ. ફા. પરીક્ષામાં બે ઉમેદવાર બેઠેલા તેમાંનો એક લગભગ ૭૦૦ ઉમેદવારોમા સાતમે અને બીજો સત્તાવીસમે નંબરે એમ પાસ થયા છે.

આ સ્કૂલ ઉપર ખાતાના અધિકારી સાહેબોની સારી દેખરેખ છે, અને તેઓ સાહેબોની કીમતી સૂચના અને સલાહ પ્રમાણે વર્તવાથી હાલમાં આ શાળા સારી સ્થિતિએ પહોચી છે.

માણેકલાલ ભોળાનાથ,
હે૦ મા૦ વાઘરી બોર્ડિંગ સ્કૂલ.
ઉત્તરસંડા. ( જિ. ખેડા ).

---

## મુંબઈ યુનિવર્સિટિની સ્કૂલ લીવિંગ પરીક્ષા.

૧૯૨૬
શુક્રવાર, ૨૩ મી એપ્રિલ.
( ૨ થી ૫ સુધી ).

### ભૂગોળ

**ટીપઃ**—દરેક ભાગમાથી ચાર પ્રશ્નો મળી કુલ ૮ જ પ્રશ્નોના ઉત્તર આપવા. દરેક પ્રશ્નના ગુણ સરખા છે. પ્રત્યેક ભાગના પ્રશ્નોના ઉત્તરો તે તે ભાગમા જુદા લખીને બે જૂથ પાડવા.

---

ભાગ ૧.

૧. હિન્દસામ્રાજ્યનો નકશો દોરો અને તેમાં ભૂમિરચનાના મુખ્ય વિભાગો દર્શાવો.

૨. (અ) 'હિન્દનો સ્ટૅન્ડર્ડ ટાઇમ' અને 'ગ્રીનિચનો ટાઇમ' એ સમયની વચ્ચે કેટલું અંતર છે ? તે અતર હોવાના કારણો દર્શાવો.
   (બ) આપણા દેશમા ઉનાળો હોય છે ત્યારે દક્ષિણ ગોળાર્દ્ધમા શિયાળો હોય છે તેનું શું કારણ તે સમજાવો.

૩. નીચેની હકીકતો કારણ સાથે સમજાવોઃ—
   (૧) મુંબઈમા વરસાદ સરાસરી ૭૫ ઇંચ પડે છે, અને ખરૂ જોતા કાચરોમાં સમૂળગોએ પડતો નથી.
   (૨) મદ્રાસમાં વરસાદના મહીના મુબઈ કરતા સંખ્યામાં વધારે છે, પણ વરસાદનું કુલ પ્રમાણ મુબઈ કરતા ઓછું છે.

૪. ગગા નદીનો પ્રવાહમાર્ગ દર્શાવો અને તેના કાંઠાપર આવેલા મુખ્ય નગરો ગણાવો.
જે પ્રદેશમા થઈને એ નદી વહે છે તે પ્રદેશમા વસનાર મનુષ્યોના જીવન અને વ્યવહાર-ઉદ્યોગપર કેવી રીતે તેની અસર થાય છે તે સમજાવો.
૫. નીચેનામાથી ગમે તે ત્રણ વિષે તમે જે જાણતા હો તે લખો —
રિફ પ્રદેશ, મોસલ, જીનીવા, એવરેસ્ટ સ્વારી, ઍમન્ડ્સેન, લિવિંગ્સ્ટન.
૬. પૃથ્વીની આસપાસની મુસાફરીની યોજના ઘડો અને માર્ગમા કયા કયા અગત્યના સ્થળો તમે જોશો તેનું વર્ણન કરો

## ભાગ ૨.

૭ 'પોર્ટ' અને બદર ( harbour ) એ બે વચ્ચે શો ભેદ છે?
કુદરતી અને કૃત્રિમ બંદરો કોને કહેશો ? દરેકનાં બે દૃષ્ટાંતો લખો.
૮ નીચેના સ્થળોમાથી ગમે તે બે સ્થળો વચ્ચે ભૂમિ યા સમુદ્ર માર્ગની મુસાફરી વર્ણવો —
મુબઈ, અમદાવાદ, કરાચી, શિકારપુર, પુના, જળગાવ, ધારવાડ, કારવાડ
૯. નીચેના શહેરોમાથી ગમે તે **પાંચ** શહેરોના સ્થળોની ચોક્કસ માહીતી લખો અને તે સ્થળ તેની વૃદ્ધિમા કેવી રીતે કારણભૂત થયુ તે ચર્ચો -
મુબઈ, સીગાપોર, સીડની, ન્યૂયૉર્ક, લડન, પૅરિસ, કેપટાઉન, કૉન્સટાન્ટિનોપલ
૧૦. કોઈ પણ પ્રદેશના ઉદ્યોગ અને વ્યાપાર સબધી પ્રગતિ કયા કયા સજોગોને લઈને થાય છે તે સક્ષેપમા ચર્ચો
૧૧. નીચેની હકીકત કારણો લખી સમજાવો —
(૧) હિન્દમા યન્ત્ર-સાચાની—આયાત છે
(૨) ઇગ્લાડમા સુતરાઉ કાપડ તૈયાર થાય છે
(૩) અમેરિકાના યુનૈટેડ સ્ટેટ્સમાથી પેટ્રોલિયમ પરદેશ ચઢે છે
(૪) જાપાનમા કાચા સુતરની આયાત છે
(૫) ફ્રાન્સમા દારૂ નીપજે છે
(૬) ઑસ્ટ્રેલિયામા ઊનની નિકાસ છે.
૧૨. નીચે જણાવેલી પ્રજાઓમાથી ગમે તે ત્રણ પ્રજાઓના જીવન અને ઉદ્યોગો તેમના દેશની ભૌગોલિક પરિસ્થિતિને લીધે છે તે સમજાવો.-
(૧) સ્વીસ, (૨) ગુર્ખા, (૩) બંગાળી, (૪) હબસી કે નિગ્રો,
(૫) એસ્કિમો.

# સરકારી જાહેરખબરો.

## ( ૧ )

મુંબઈ ઇલાકામાં કેળવણી ખાતાના વહીવટ નીચે કામ કરતી ઉર્દૂ શાળામાં લાયબ્રેરીના ઉપયોગ માટે યા ઇનામના પુસ્તક તરીકે મંજુર કરવામાં આવેલાં પુસ્તકોની યાદી. નં. આર, સને ૧૯૨૫-૨૬.

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકારનું નામ | પ્રકાશકનું નામ | કિંમત રૂ. | આ | પા. | કેવા પ્રકારની મંજુરી આપવામાં આવી છે ? | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | લડકીયોકી ઇન્શા | મહમદ અબ્દુલ રશીદ સાહિબ ખૈરી | દારુલ ઇશાઅત, લાહોર, (પંજાબ) | ૦ | ૧૨ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | ઉર્દૂ કન્યાશાળાઓ માટે |
| ૨ | તૂફાને હયાત | મૌલવી રાશેદુલ ખૈરી | અબ્દુલ રશીદ એન્ડ બ્રધર્સ | ૧ | ૦ | ૦ | લાયબ્રેરી | |
| ૩ | અઝરા | મુન્શી મહમંદ ખલીલુર રહિમાન | દારુલ ઇશાઅત, લાહોર, (પંજાબ) | ૧ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪ | સચ્ચે મોતી | મહંમદી બેગમ | ,, | ૦ | ૧૪ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૫ | સાહા બીયાત | મૌલવી નિઆઝ મહંમદ ખાન | સુરી પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ કંપની લિમિટેડ | ૩ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૬ | નૂરે હિદાયત | મહંમદ અસ્લમ | જહાંગીર બુક ક્લબ, લાહોર | ૦ | ૩ | ૦ | ઇનામ | |
| ૭ | સારબાન | ,, | ,, | ૦ | ૪ | ૦ | ઇનામ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | અમાનત | મહંમદ અસ્લમ | જહાંગીર બુક ક્લબ, લાહોર | ૦ | ૧ | ૬ | ઇનામ |
| ૯ | ફૂલ બાગ ભાગ ૧ અને ૨ | સય્યદ ઇન્તેયાઝઅલિ સાહેબ | દારુલ ઇશાઅત, લાહોર, (પંજાબ) | ૦ / ૦ | ૧૨ / ૭ | ૦ / ૦ | (ભા.૧) (ભા ૨) } ઇનામ અને લાયબ્રેરી |
| ૧૦ | ફૂલ કહાણીયા નં. ૨૨ | ,, | ,, | ૦ | ૩ | ૦ | ઇનામ |
| ૧૧ | ,, નં. ૨૧ | સય્યદ રિઝા અહમદ જાફર અકબરાબાદી | ,, | ૦ | ૩ | ૦ | ઇનામ |
| ૧૨ | ,, નં. ૧૨ | તંત્રી કે સંપાદક અખબારે-ફૂલ. | ,, | ૦ | ૪ | ૦ | ઇનામ |
| ૧૩ | ,, નં. ૨૫ | સય્યદ ઇન્તેયાઝઅલી સાહેબ | ,, | ૦ | ૬ | ૦ | ઇનામ |
| ૧૪ | ,, નં. ૨૪ | મલિક અબ્દુર રહીમ અમીર | ,, | ૦ | ૩ | ૦ | ઇનામ |
| ૧૫ | નિઆમતખાના | મહંમદી બેગમ | ,, | ૧ | ૪ | ૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૧૬ | ગવ્હરે મકસુદ | મૌલાના રાશેદુલ ખૈરી | ,, | ૦ | ૬ | ૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૧૭ | શહીદિ બેગમ | એચ. બી. સાહેબા | ,, | ૦ | ૬ | ૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૧૮ | બદ નસીબ | પ્રોફેસર રામસરૂપ કૌસલ | ,, | ૧ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી |
| ૧૯ | અદબે મુલાકાત | મહંમદી બેગમ | ,, | ૦ | ૧ | ૬ | ઇનામ અને લાયબ્રેરી |
| ૨૦ | શાદીન દુરોંજ | મૌલવી રાશેદુલ ખૈરી | ,, | ૦ | ૮ | ૦ | ઇનામ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | મુન્હમબાવ વશામ ગમ | મુન્શી અહમદ હુસેન ખાન બી. એ. | દારુલ ઇશાઅત લાહોર, (પંજાબ) | ૦ | ૧૨ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૨ | ચદનહાર | મહમદી બેગમ | ,, | ૦ | ૨ | ૬ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૩ | અઝમ બીલ જઝમ | મૌલવી બમીરૂદ્દીન અહમદ | ,, | ૦ | ૩ | ૬ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૪ | ફ્રેસાશુવદસ્તા | સૈયદ રિઝા અહ્‌મદ સાહિબ | ,, | ૦ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૫ | બનબાસી રુસ્તમ | મિરઝા મહ્‌મદ અહ્‌રાજ સાહિબ | ,, | ૦ | ૬ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૬ | અણમોલ મોતી | મહ્‌મદી બેગમ | રફાએ આમ પ્રેસ, લાહોર | ૧ | ૬ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૭ | રૂમુમે દેહલી | એસ બેગમ સાહેબા | રહીમ પ્રેસ. લાહોર | ૦ | ૪ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૮ | ફૂલ જહદી | તહેવાર અલી ખાન | કુતુબખાના લાહોર | ૦ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૨૯ | ધિ ઑક્સફર્ડ સ્ટુડન્ટ્સ હિસ્ટ્રી ઑવ્‌ ઇન્ડિયા (ઉર્દૂ) | વિ. એ. સ્મિથ (કર્તા) ભાષાન્તરકર્તા એ હમીદ એમ. એ. | ઑક્સફર્ડ યુનિવર્સિટિ પ્રેસ મુબઈ. | ૧ | ૦ | ૦ | લાયબ્રેરી. | |
| ૩૦ | દાર્સે અખલાખ | મુન્શી રહમતુલ્લાખાન લાહોર | (મેન્સ્ક્રિપ્ટ)—હસ્તલિખિત | | | | ઇનામ અને લાયબ્રેરી | |
| ૩૧ | રફિક-ઉરુન | મહ્‌મદી બેગમ. | ગરલ ઇશાઆત લાહોર (પંજાબ) | ૦ | ૧૨ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | ઉર્દુ કન્યા-શાળાઓ માટે |
| ૩૨ | સુઘડ બેટી | ,, | ,, | ૧ | ૦ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩ | મોકાનકાજલાપા | મૌલાના રાશેદુલ ખૈરી | દારૂલ ઇશાઅત, લાહોર | ૦ | ૬ | ૦ | લાયબ્રેરી. | |
| ૩૪ | રૂઆદ નામા | મુમ્તાઝ અલી ઍન્ડ સન્સ | ,, | ૦ | ૧ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૩૫ | આરસી | મૌલાના મહમદ અમીન | ,, | ૦ | ૧૨ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૩૬ | તબિએ નિસ્વાન | મુમ્તાઝઅલી ઍન્ડ સન્સ | ,, | ૧ | ૦ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | ઉર્દુ કન્યાશાળાઓ માટે |
| ૩૭ | રોશનક બેગમ | મિસિઝ એ. જે. હસન | ,, | ૨ | ૦ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૩૮ | ઝોહરા બેગમ | અમ્માની બેગમ | ,, | ૧ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૩૯ | સગરી કુદરતી | મિસ હાજી રહમાન | ,, | ૦ | ૩ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૦ | અખ્તરૂન નિસા બેગમ | નાઝર સજ્જાદ હૈદર સાહેબા | ,, | ૧ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૧ | બહમીજાજ દુલ્હન | હવીમા બેગમ સાહેબા | ,, | ૦ | ૩ | ૬ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૨ | શરીફ બીબી | દારૂલ ઇશાઅત લાહોર (પંજાબ) | ,, | ૦ | ૫ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૩ | સનજોગ | મૌલાના રાશેદુલ ખૈરી | | | | | | |
| ૪૪ | સફિયા બેગમ | મહમુદી બેગમ | ,, | ૦ | ૧૦ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૫ | પ્રેમ પચિસી | મુનશી પ્રેમચંદ | ,, | ૦ | ૧૦ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| | ભાગ ૨ જો | | ,, | ૧ | ૪ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૬ | સોગાતે સાલેહાત | મહમદ ગુલામ મુસ્તફા જહીન | મતબએ આઝમ જહી | ૦ | ૫ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |
| ૪૭ | તારીખે હર્મેયનઉસ શરીફૈન | મૌલાના અબ્દુસ સલામ નદવી | સુરી પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ કંપની લિ., બહાવદીન | ૨ | ૮ | ૦ | ઇનામ અને લાયબ્રેરી | |

મુંબઈ
માર્ચ, ૧૯૨૬

જે. એસ. કાદરી.
એજ્યુ. ઇન્સ્પેકટર, બી. ડી. અને પ્રેસિડેન્ટ ઉર્દુ સ્કૂલ બુક્સ કમિટિ—મુંબઈ.

( મુંબઈ ભાગના એજ્યુ. ઇન્સ્પેક્ટર સા. ના તા. ૨૪-૩-૨૬ ના હુકમ નં. આર/ ૧૩૭૫૧ ના આધારે )

## મંજુર કરવામાં આવેલાં પુસ્તકો સંબધી જાહેરખબરો.

(૨)

ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના તા. ૨૭ મી એપ્રિલ, સને ૧૯૨૬ ના હુકમ નં ૧૧૫૮ ના આધારે આથી જાહેર કરવામા આવે છે કે તા ૧૬ મી એપ્રિલ ૧૯૨૬ ના રોજ મળેલી વર્નાક્યુલર સ્કૂલબુક કમિટિની મિટિંગમા સદહું કમિટિએ મિ. ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત (મ્હીશ મોજે અંગાડી જિલ્લે ખેડા) એમણે પ્રકટ કરેલા "નીતિવાચનમાળા પુસ્તક ૧લું અને રજુ ચોથી આવૃત્તિને" પ્રાથમિક શાળાઓમા ઇનામ અને લાયબ્રેરીના પુસ્તક તરીકે ચલાવવાની પસદગી કર્યાનો ઠરાવ કર્યો છે

(૩)

ઉત્તર ભાગના મે એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા ૨૭ મી એપ્રિલ સને ૧૯૨૬ ના હુ મ નં ૧૧૬૦ ના આધારે આથી જાહેર કરવામા આવે છે કે તા ૧૬ મી એપ્રિલ સને ૧૯૨૬ ના રોજ મળેલી વર્નાક્યુલર સ્કૂલબુક કમિટિની મિટિંગમા સદહું કમિટિએ મિ. ભાઇચંદ પી શાહ (હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, દભોડા, મહીકાંઠા) કૃત "બાળગીતસંગ્રહ ભાગ ૧લો બીજી આવૃત્તિને" પ્રાથમિક શાળાઓમા ઇનામ અને લાયબ્રેરીના પુસ્તક તરીકે ચલાવવાની પસદગી કર્યાનો ઠરાવ કર્યો છે

(૪)

### પછાત કોમો માટે સ્કોલરશિપોની સ્પર્ધાની પરીક્ષાઓ

નામદાર મુબઈ સરકારનો નીચે મુજબનો કેળવણી ખાતાનો તા ૨૮ મી એપ્રિલ સને ૧૯૨૬ નો ઠરાવ નં ૨૪૯૬ ( જજીરે મુબઈ ) સર્વની જાણ માટે જાહેર કરવામા આવે છે —

ઠરાવઃ—તા ૧૮ મી ઓગસ્ટ ૧૯૨૪ ના સરકારી ઠરાવ નં ૨૪૯૬ ની રૂએ માધ્યમિક શાળાઓમા જે સ્કોલરશિપો હાલમા ૭ વર્ષ માટે આપવામા આવે છે તેને નીચે મુજબ બે ભાગમા વહેંચી નાખવી, (અ) મિડલસ્કૂલના અભ્યાસ માટેના ત્રણ વર્ષ પર્યન્ત મળી શકે એવી 'મિડલ સ્કૂલ સ્કોલરશિપો' અને (બ) હાઈસ્કૂલના અભ્યાસક્રમ માટેના ૪ વર્ષ પર્યન્ત મળી શકે તેવી 'હાઇસ્કૂલ સ્કોલરશિપો' આ ઠરાવની રૂએ સદહ

સ્કોલરશિપો માટે સ્પર્ધાની પરીક્ષાઓ શરૂ કરવાની જરૂર જણાઈ છે. આ જાતની પહેલી પરીક્ષા એન્ગ્લો વર્નાક્યુલર ધોરણ પહેલાની શરૂઆતમા લેવામા આવશે, અને તેના પરિણામ અનુસાર મિડલસ્કૂલના અભ્યાસના ત્રણ વર્ષ પર્યન્તજ મળી શકે એવી સ્કોલરશિપો આપવામા આવશે, અને બીજી પરીક્ષા એન્ગ્લો વર્નાક્યુલર ધોરણ ચોથાની શરૂઆતમાં લેવામા આવશે, અને તેના પરિણામ અનુસાર હાઈસ્કૂલના અભ્યાસના ચાર વર્ષ પર્યન્ત મળી શકે તેવી સ્કોલરશિપો આપવામાં આવશે

સદર્ પરીક્ષાઓ સને ૧૯૨૭-૨૮ થી લેવામાં આવશે, અર્થાત્ જે સ્કોલરશિપો સને ૧૯૨૭-૨૮ માટે આપવામા આવનાર છે તે માટે પરીક્ષાઓ સદર્ ઠરાવ અનુસાર લેવામાં આવશે.

વળી, સરકાર એવો અભિપ્રાય પણ ધરાવે છે કે ઉપરના ધોરણમા અભ્યાસ કરતા વિદ્યાર્થીએ તેની નીચલા ધોરણ માટેની સ્કોલરશિપ માટેની સ્પર્ધાની (હરિફાઈની) પરીક્ષામા બેસવુ નહિ, અને કોઈ પણ તરેહની સ્કોલરશિપો જે છોકરાએ અથવા જે છોકરીઓએ મેળવી હશે તેમને સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ પરીક્ષા તેમણે પાસ કર્યા પછી તે ચાલુ રહી શકશે નહિ

૨ એન્ગ્લો વર્નાક્યુલર ધોરણ પહેલામા મળતી સદર્ સ્કોલરશિપો માટે ઉમેદવારોની ઉમરની હદ—છોકરાઓની ૧૩ વર્ષની હતી તે વધારીને ૧૪ વર્ષની કરવામા આવી છે અને છોકરીઓની ઉમરની હદ ૧૪ વર્ષની હતી તે વધારીને ૧૫ વર્ષની કરવામા આવી છે તે સબંધી ઇનાયત સરકારી હુકમો આ પૂર્વે કાઢવામા આવેલા છે

(વાચો તા ૩ જી ડિસેમ્બર ૧૯૨૫ નો સરકારી ઠરાવ નં ૨૪૯૬)

૩ સદરહુ પરીક્ષામા બેસનાર ઉમેદવારો પાસેથી માથા દીઠ રૂ ૧) ફી ના લેવાની રીત ફરીથી શરૂ કરવા સબધીની દરખાસ્તને પણ આ ઠરાવથી નામદાર સરકારની મજુરી આપવામા આવી છે

નામદાર મુબઈ સરકારના હુકમથી ટ્રાન્સફર્ડ ડિપાર્ટમેન્ટ.

(અગ્રેજીમા સહી) એ. એચ. ટ્રેક્પ

અડર સેક્રેટરી ટુ ગવર્મેન્ટ

(ઉ ભાગના એજ્યુ ઇન્સ્પેક્ટર સા ના તા ૨૬ મી મે સને ૧૯૨૬ ના પત્ર ન ૨૨૮૧ ના પેરેગ્રાફ ન ૩ ની સૂચનાનુસાર)

( ૫ )

## હાઇ અને મિડલ સ્કૂલોની સ્કોલરશિપો માટેની પરીક્ષાઓની તારીખોમાં થએલો ફેરફાર

મે. ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબે નામદાર મુંબઈ સરકારને લખેલા તા. ૧૫ મી એપ્રિલ સને ૧૯૨૬ ના પત્ર નં. 'એસ-૬૨-(એચ)-સી' મા કરેલી દરખાસ્તને નામદાર સરકારે અનુમોદન આપીને નીચે મુજબનો ઠરાવ જાહેર કર્યો છેઃ—

મુંબઈ સરકાર,
કેળવણી ખાતું.
ઠરાવ નં. ૧૦૮૨
જંજીરે મુંબઈ-તા. ૬ ઠ્ઠી મે સને ૧૯૨૬.

"હાઇસ્કૂલ અને મિડલ સ્કૂલની સ્કોલરશિપો માટેની સ્પર્ધાની પરીક્ષા મુંબઈ ઇલાકામા માર્ચ માસમા (પહેલા અઠવાડીઆમા) અને સિંધ પ્રાન્તમા ફેબ્રુઆરિ માસમા લેવી એ દરખાસ્તની સાથે સરકાર મમત છે. એ ફેરફારનો અમલ સને ૧૯૨૭ થી કરવો."

મુંબઈ સરકારના હુકમથી (ટ્રાન્સફર્ડ ખાતા).
(સહી) A H. Dracup.
અંડર સેક્રેટરી ટુ ગવર્મેન્ટ.

( મે. ઉ. ભાગના એજ્યુ. ઇન્સ્પેકટરના તા. ૨-૬-૧૯૨૬ ના પત્ર નં. ૨૪૮૨ ના પેરેગ્રાફ નં. ૩ ની સૂચનાનુસાર ).



(૬)

## હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧. હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૭ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૬ના શુક્રવારે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૨. સામાન્ય રીતે જે વર્ષમાં ઉમેદવાર પ્રાવેશિક પરીક્ષા આપવા આવે તે વર્ષની ૧ લી ડિસેમ્બરે તેની ઉંમર પૂરાં ૧૬ વર્ષથી ઓછી કે ૨૨ વર્ષથી વધુ નહિ હોવી જોઈએ. શિક્ષક તરીકે ખાતામાં દાખલ થએલા ઉમેદવારોની ઉંમરની હદ ૩૦ વર્ષ સુધી ચાલશે.

*૩. ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એ. ના મહે. એજ્યુ. ઑફિસર સાહેબની મંજુરીથી આ પરીક્ષા આપી શકશે.

*૪. દરેક ઉમેદવારે સાતમું ધોરણ અથવા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ કર્યાનું સર્ટિફિકેટ લાવવું જોઈશે. પરંતુ જેણે છઠ્ઠું ધોરણ પાસ કરી હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજના પ્રાવેશિક વર્ગમાં દાખલ થઈ તે વર્ગમાં પરીક્ષા પહેલાં ઓછામાં ઓછી છેલ્લા ત્રણ માસની હાજરી આપી હશે, અને ખાતાએ સ્વીકારેલી કોઈ પણ સ્કૂલમાં અને ઉપલા પ્રાવેશિક વર્ગમાં મળીને એકંદર નવ માસનો સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હશે તેને તે ધોરણ પસાર કર્યા વિના પણ આ પરીક્ષામાં દાખલ કરવામાં આવશે.

૫. મુંબાઈ સરકારના કેળવણી ખાતા તરફથી સને ૧૯૧૩માં પ્રસિદ્ધ થએલા ગુ. સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે; ફક્ત ત્રીજા વિષયમાં માર્કની વહેંચણી નીચે મુજબ રહેશેઃ—

| | | |
|---|---|---|
| ગુ. સાતમીના સામાન્ય જ્ઞાનના પાઠ વિષે લેખી પરીક્ષા માટે | માર્કઃ— | ૫૦ |
| નિબંધ... ... ... ... ... | ,, | ૨૫ |
| અક્ષર તથા લેખન શુદ્ધિ માટે ... ... ... | ,, | ૨૫ |

૬. છેક નાની કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા બોબડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા, તથા દાક્તરી તપાસમાં નાપાસ થએલાને કૉલેજ માટે પસંદ કરવામાં નહિ આવે.

હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજ, — મુ. ચ. પટેલ,
રાજકોટ. તા. ૩૦-૪-૧૯૨૬. — પ્રિન્સિપલ.

*નોંધ:—ઉપરની કલમ ૩ જી પ્રમાણે જે ઉમેદવારોને મંજુરીની જરૂર હશે અગર કલમ ૪ થી પ્રમાણે લાયકાતનાં સર્ટિફિકેટની જરૂર હશે તેમને તેવી મંજુરીનો દાખલો કે સર્ટિ. રજુ કર્યાં સિવાય પરીક્ષામાં દાખલ કરવામાં નહિ આવે; માટે એવા વિદ્યાર્થીઓને અહિં મોકલતાં મહેતાજીએ સંભાળ રાખવી.

જાવક નંબર સને

## રાજકોટ હંટર મેઇલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા આપવા આવેલ ઉમેદવારને લાવવાનું સર્ટિફિકેટ.

| નામ અટક સાથે | જાત | ઇસ્વીસન પ્રમાણે જન્મ તારીખ | | | પ્રાવેશિક પરીક્ષાની તારીખ સુધીની ઉંમર. | | | વતન કે જન્મભૂમિ. | ક્યા દેશ કે જીલ્લામાંથી આવેલ છે | ક્યા ધર્મનો છે? | કેટલી મુદ્દત અભ્યાસ કરેલો છે | | | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | તા | મા | સન | વ | મા | દિ | | | | વ | મા | દિ. | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | | |

(૯)

# બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

## પ્રાવેશિક પરીક્ષા.

સને ૧૯૨૬.

૧ પ્રાથમિક શાળાના શિક્ષકો અને શિક્ષિકાઓને ખબર આપવામાં આવે છે, કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉમર, અભ્યાસ, વર્તન વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ની સાલના ગુજરાત શાળાપત્રના ૨૬૪ મા પૃષ્ઠ ઉપર છાપેલા નમુના પ્રમાણે બનાવી જેમ બને તેમ વિદ્યાધિકાર ખાતા તરફ મોકલી આપવું તા. ૨૦ મી ઑગસ્ટ સને ૧૯૨૬ પછી આવેલી અરજીઓ સ્વીકારવામાં આવશે નહિ માટે અરજીના પત્રકો તે પહેલાં અમને મળે તેમ મોકલવા

૨ પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉમરની કોઈ ખાસ મર્યાદા રાખવામાં આવતી નથી, પરંતુ કૉલેજમાં દાખલ કરવાના સંબંધમાં ઉમરની મર્યાદા રાખવામાં આવે છે જેની ઉમર કૉલેજમાં દાખલ થતી વખતે ૧૬ વર્ષથી ઓછી ન હોય તેમજ ૨૫ વર્ષથી વધારે ન હોય તેવી બાઇઓને કૉલેજમાં દાખલ કરવામાં આવે છે

૩ પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૭ના જાન્યુઆરી માસના શાળાપત્રમાં પ્રગટ થયેલ કન્યાશાળાના પાંચમા ધોરણના અભ્યાસક્રમની લેવામાં આવશે

૪ કૉલેજમાં દાખલ થવા ઉમેદ રાખનાર બાઇએ સ્કૂલ કમિટિના મેમ્બરોનું અથવા પોતાના ગામના કોઈ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું સદ્-વર્તનના સંબંધમાં સર્ટિફિકેટ મેળવી અરજીના પત્ર સાથે સામેલ રાખવું જોઈએ

૫ ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૩ મી સપ્ટેમ્બર સને ૧૯૨૬ ને સોમવારને દિવસે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે

૬ જે બાઇઓ કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જણાશે તેમની શારીરિક તપાસ કાઠિઆવાડના બે જનાના મેડીકલ ઓફિસર સાહેબ પાસે કરાવવામાં આવશે

બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ,
રાજકોટ.
તા. ૧—૫—૨૬.

પ્રેમલીલા મહેતા,
લેડી સુપરિન્ટેન્ડેન્ટ

## (૮)

## નવરોજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ.

અમદાવાદ શહેરમાં અથવા અમદાવાદ શહેરના આસપાસનાં પરાંમાં આવેલી સરકારે માન્ય કરેલી કોઈ પણ શાળામાં ભણતી ચાર હિન્દી બાળાઓને નવરોજી પેસ્તનજી સ્કોલરશીપ આપવાની છે. તે માટે હરિફાઈની પરીક્ષા મંગળવાર તા. ૨૪ મી ઑગસ્ટ, સને ૧૯૨૬ અને ત્યારપછીના દિવસોએ લેવામાં આવશે. પરીક્ષા ૧૧ થી ૫ સુધી મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેનના મકાનમાં લેવામાં આવશે.

૨. ઉત્તર વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ સદરહુ પરીક્ષા લેશે. એ પરીક્ષામાં બેસવા ઇચ્છા ધરાવનાર ઉમેદવારોએ એઓ સાહેબને તા. ૨૪ મી જુલાઈ ૧૯૨૬ પહેલાં તેમને પહોંચી જાય એવી રીતે અરજી કરવી. તે તારીખ પછી કોઈપણ ઉમેદવારની અરજી લેવામાં આવશે નહિ.

૩. ઉમેદવારની ઉંમર કેટલી હોવી જોઈએ, કયા કયા વિષયોમાં પરીક્ષા લેવાશે અને સ્કોલરશિપ કેટલી અને કયાં સુધી ચાલશે એ વગેરે હકીકત, નિયમો જોવાથી સમજાશે.

| | |
|---|---|
| ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ, અમદાવાદ | (સહી) કે. એસ. વકીલ, ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અમદાવાદ. |

## (૯)
## ઇનામપત્રકો

### ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અંકલેશ્વર—ભરૂચ | રા વેણીરામ ગોવરધન રામે લો કાસ્ટ સ્કૂલને | ૧—૦—૦ | પતાસા વહેંચ્યા |
| માતર—આમોદ | સ્કૂલ કમિટિના મેમ્બર હીરાલાલ પ્રેમજીના ચિ બ્હેન ભાગીરથીના લગ્ન પ્રસંગે ગામ દહેવાણુ તા બોરસના ઠાકર હીરા લાલ ખુશાલદાસ | ૩૧—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| ,, ,, | કરચીયા તા વડોદરાના ઠાકર છોટાલાલ મોતીલાલે પોતાના દિકરાના લગ્ન પ્રસંગે | ૨૦—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી |
| ,, | દહેવાણુ તા બોરસદના ઠાકર હીરાલાલ ખુશાલદાસે પોતાના લગ્ન પ્રસંગે | ૨૦—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી |
| નોંધ ॥—ભરૂચ | શકરભાઇ મથુરભાઈ પારેખ, ભગુભાઇ તળજાભાઇ, અમથાભાઇ દાદાભાઇ, તળજાભાઇ બાપુભાઇ, આ ચાર સદગૃહસ્થોએ સ્કૂલ તથા કન્યાશાળા જમાડી | ૪૫—૦—૦ | સ્કૂલો જમાડી |



## ઇનામપત્રક

### સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઉમરસાડી-પારડી | રા. દેસાઇ મગનલાલ ગાંડાભાઇએ | ૬૫-૦-૦ | સીવણ કામ સારૂ સંચો આપ્યો |
| વાઘછીપા-પારડી | ગામના ગૃહસ્થોએ | ૮-૮-૦ | મિઠાઇ વહેંચી |

### પંચમહાલ અને રેવાકાંઠા

| | | | |
|---|---|---|---|
| લુણાવાડા-રેવાકાંઠા | રા. ચીમનલાલ સેનકરામ દવેએ | ૪-૧૦-૦ | ઔદિચ્ય બ્રાહ્મણની કન્યાઓને લુગડા વગેરે ઇનામ આપ્યા |
| સંજેલી-રેવાકાંઠા | શ્રીમંત શ્રી મહારાજા પુષ્પસિંહના કુમારશ્રી નરેન્દ્રસિંહની જન્મ તિથિ હોવાથી | ૫૦-૦-૦ | સાકર વહેંચી તથા રંન જમાડી |

### રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| પાછેથા રાજપીપળા | ગામ આનંદી તાલુકે શિનોરના પટેલ ગજેન્દ્રભાઇ રઘનાથભાઇએ | ૨૫-૦-૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| ,, ,, | ગામ ભુવાના અમીન કાશીભાઇ લલ્લુભાઇએ | ૩૦-૦-૦ | જરમનના પ્યાલા વહેંચ્યા |
| ,, ,, | ગામ મકરપુરાના શામળભાઇ તળશીભાઇ, સોમાભાઇ ગોરધનભાઇ, તથા ગામ વરખામાના અમીન મથુરભાઇ શામળભાઇએ | ૪૦-૦-૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| ,, ,, | ગામ ઓરીના પટેલ શંકરભાઇ જાદવભાઇએ | ૧૭-૦-૦ | ,, ,, |

વધારેલી કિંમત રૂ. ૦—૫—૦

# પદ્યપાઠ

સંગ્રહ ૧

સંગ્રાહક—કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

અને ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી, અમદાવાદ.

( મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલું )

## બે બોલ.

આ સંગ્રહમાં પાંચ કવિની કવિતામાંથી ઉતારા આપ્યા છે. પ્રથમ કવિ દલપતરામનો સંપલક્ષ્મીસંવાદ આખો મૂકી દઈ સળંગ ઉતાર્યો છે. પછી સામળભટ્ટની અંગદવિષ્ટિમાંથી લંકાના ત્રાસની હકીકત લીધી છે. તે પછી વલ્લભભટ્ટના કળિકાળના ગરબામાંથી ઐતિહાસિક ભાગ તારવી કાઢીને છાપ્યો છે. ત્યારબાદ પ્રેમાનંદકૃત ભાગવત દશમસ્કંધમાંથી હિરણ્યકશિપુના વધનું પ્રકરણ સમજાવ્યું છે. છેવટ ભાલણની ગમબાળલીલાના પદ મૂક્યા છે. એ ઉતારા તે તે કવિની કવિતાનું ઠીક ઓળખાણ કરાવશે અને રસવૃત્તિ ખીલવશે. સંગ્રહ હાઇસ્કૂલના ચોથા ધોરણના વિદ્યાર્થી માટે કરેલો છે.

અભ્યાસ સરળ અને સચોટ થાય તે અર્થ સાથના સમજૂતી પુરતા ખુલાસાથી આપી છે. વિવેચનમાં કવિની દૃષ્ટિએ કવિતાનો ભાવ અંતરમાં ઉતારવા ચીવટ રાખી છે. ક્વચિત્ સાહિત્યના પદાર્થનો પરિચય પણ કરાવ્યો છે. તે સાથે પ્રત્યેક ઉતારાની સમજુતીને અંતે કવિ વિષે મુદ્દાની માહીતી પણ આપી છે.

ભાષાના સાહિત્યની વારસ ઉછરતી પ્રજા છે. એમની માલમીના એ ભંડારનો એ હિસ્સો એમના ઉપભોગ માટે છે. તેનો એ લાભ લો અને લાયકી મેળવો.

---

Selections form Gujarati Poetry, Part I By Rao Bahadur K H Dhruva B A and Mr D P Derasari As 5

Sanctioned as a Text Book by the Bombay Educational Department

મૅકમિલન ઍન્ડ કંપની લિમિટેડ,
પ્રસિદ્ધ કર્તા, મુંબઈ.

# શ્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

અમરચરિત્ર ભાગ ૧-૨-૩-૪ .. ૧૬—૦
સરસ્વતીચંદ્ર ભાગ ૧-૨-૩-૪ ... ૧૨-૧૨
સતીધર્મ પતિસેવા ભા ૧-૨ ૫—૮
પતિવ્રતા સતીઓ ( સચિત્ર ) . ૩—૮
પકવાન્ન પોથી અથવા પાકશાસ્ત્ર (વેજીટેરીઅન) . ૩—૦
વેતરવા તથા સીવવાની કળા ૨—૦
ગુંથણ કળા ભાગ ૨ જો તથા ૩ જો. . ૫—૦
ઝાંસીની રાણી . ૩—૦
ગુજરાતની જુની વાર્તા . ૩—૦
પૃથુરાજ ચૌહાણ અને ચાંદભરદાઇ ૩—૦
સતીમંડળ ભા ૧-૨... ૭—૦
સ્ત્રીરત્ન ગીતા . . ૧—૮
સ્ત્રી હિત શિક્ષક . ૪—૦
વનિતા વિનોદ ૨—૮
કુસુમાવતી . . ૧-૧૨
અરેબીયન નાઇટ્સ ૧૦—૦
મરણ ઘેલો ૨—૮
નવનગ ગા ભા ૧-૨ ૪—૦
મણી અને મોહન ૨—૮
વર્મોની વિવિધ વાર્તા ( સચિત્ર ) . ૨—૦
કાવ્ય માધુર્ય ૨—૮
પંચીકરણ . ૨—૦

નીલમ માણેક ભા ૧ થી ૮. ૧૨—૦
મેઘદૂત ... .. ૩—૦
હિન્દુસ્તાનની તીર્થ યાત્રા ૭—૦
ભર્તૃહરી નાટક (સચિત્ર). ૨—૮
કૈલાસ માન સરોવર ... ૨—૮
મધુ રાણી ... ૩—૮
પ્રમાદધનની પ્રભુતા ( સચિત્ર ) ... ૪—૮
નીલમ માણેકની સંતતિ ભાગ ૧ થી ૮ .. ૪—૮
ચક્રવર્તી હમીર . ૩—૮
વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ . ૧૬—૦
ભારત લોકકથા ભાગ ૧ થી ૧૦ . ૧૮—૦
વીર અને વીરપૂજા . ૩—૮
વિવિધ સુખાભાસ . ૩—૦
ભીષ્મ ચરિત્ર ભાગ ૧-૨ ૬—૦
વહેમી વનિતા ૨—૮
મોહબત કે મુશીબત ( સચિત્ર ) ૫—૦
કલાપીનો કેકારવ .. ૪—૦
શ્રીમતિ વિજયા ૩—૦
મણીકાન્ત કાવ્યમાળા ૩—૦
મોતીગૌરી . ૨—૮
સતી ત્રિવેણી . ૧—૮
ડુપ્લીનો દિલાસો ભાગ ૧ થી ૮ .. ૬—૦
ગુલીસ્તાનનું ચમન ૫—૦

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનિ,**

બુકસેલર્સ પબ્લીશર્સ, એન્ડ કમીશન એજન્ટ્સ,
કાલબાદેવી રોડ, મુંબઈ.

## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારું મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂ. ૦-૨-૬;(ટપાલ ખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઆર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| છ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધઃ—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ.

તંત્રી.

Registered No. B. 43.

પુસ્તક ૬૫ ] [ અંક ૭

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

જુલાઈ, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫] જુલાઈ, સને ૧૯૨૬. [અંક ૭

## ટ્રેન્ડ શિક્ષકો.

છેલ્લા ( ૧૯૨૫-૨૬ ના ) વાર્ષિક રિપોર્ટ પ્રમાણે ગુજરાતમા ટ્રેન્ડ શિક્ષકોના આકડા નીચે પ્રમાણે છે —

| | શિક્ષકોની કુલ સખ્યા | ટ્રેન્ડ શિક્ષકોની સખ્યા | ટ્રેન્ડ શિક્ષકોનુ પ્રમાણ |
|---|---|---|---|
| સરકારી નિશાળોમા | ૩૫ | ૩૨ | ૯૧.૪ ટકા |
| લોકલ બોર્ડ ,, | ૪૦૦૫ | ૨૮૨૯ | ૭૦.૦ ,, |
| મ્યુનિસિપલ ,, | ૧૮૩૮ | ૧૦૭૯ | ૫૯.૮ ,, |
| ગ્રાન્ટ લેતી ,, | ૭૫૫ | ૨૧૬ | ૨૯.૯ ,, |
| નહિ ગ્રાન્ટ લેતી ,, | ૯૭ | ૧૨ | ૧૨.૪ ,, |
| કુલ | ૬૭૩૦ | ૪૧૭૮ | ૬૨.૧ ,, |

આ આકડા પરથી જણાશે કે ગુજગતમા ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ પુરતુ છે.

જિલ્લાઓમા ટ્રેન્ડ શિક્ષકોની વહેંચણી નીચે પ્રમાણે છે —

| જિલ્લો | શિક્ષકોની કુલ સખ્યા | ટ્રેન્ડ શિક્ષકોની સખ્યા | ટ્રેન્ડ શિક્ષકોનુ પ્રમાણ |
|---|---|---|---|
| અમદાવાદ | ૧૮૬૭ | ૧૧૪૪ | ૬૧ ૩ ટકા |
| ખેડા | ૧૭૦૬ | ૧૧૪૧ | ૬૬ ૯ ,, |
| પચમહાલ | ૫૦૯ | ૩૮૧ | ૭૪ ૯ ,, |
| ભરૂચ | ૮૭૫ | ૫૯૭ | ૬૯ ૪ ,, |
| સુરત | ૧૭૭૩ | ૯૧૫ | ૫૧ ૬ ,, |
| કુલ | ૬૭૩૦ | ૪૧૭૮ | ૬૨ ૧ ,, |

લોકલ બોર્ડ અને મ્યુનિસિપલ શાળામા નોકરી કરતી શિક્ષિકાઓમા ટ્રેન્ડ નીચે પ્રમાણે છે —

| | ટ્રેન્ડ | અનટ્રેન્ડ અને અનકવૉલિફાઇડ | કુલ | કુલ શિક્ષિકાઓમા ટ્રેન્ડનુ પ્રમાણ |
|---|---|---|---|---|
| લોકલ બોર્ડ | ૨૮૮ | ૬૭ | ૩૫૫ | ૮૦ |
| મ્યુનિસિપલ | ૨૪૯ | ૧૨૨ | ૩૭૧ | ૬૭ ૧ |
| કુલ | ૫૩૭ | ૧૮૯ | ૭૨૬ | ૭૪ |

આ આકડા પરથી જણાશે કે સ્ત્રી શિક્ષકોનું પ્રમાણ પુરુષ શિક્ષકો કરતા ઓછુ નથી પણ ઘણું વધારે છે.

મુસલમાન શિક્ષકોમા ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

| જિલ્લો | મુસલમાન શિક્ષકો | | | | | | | | કુલ મુસલમાન શિક્ષકોમા ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઉર્દુ શાળામા | | | | ગુજરાતી શાળામા | | | | |
| | ટ્રેન્ડ | અનટ્રેન્ડ | | કુલ | ટ્રેન્ડ | અનટ્રેન્ડ | | કુલ | |
| | | ક્વૉલિફાઇડ | અનક્વૉલિફાઇડ | | | ક્વૉલિફાઇડ | અનક્વૉલિફાઇડ | | |
| અમદાવાદ | ૯૩ | ૬૮ | ૨૩ | ૧૮૪ | ૪૮ | ૬૬ | ૩ | ૬૩ | ૫૫.૫ |
| ખેડા | ૫૪ | ૩૬ | ૨૩ | ૧૧૩ | ૨૯ | ૯ | ૧ | ૩૯ | ૫૪.૬ |
| પંચમહાલ | ૩૦ | ૧૧ | ૪ | ૪૫ | ૨ | ૬ | — | ૮ | ૬૦.૪ |
| ભરૂચ | ૧૧૧ | ૬૧ | ૨૨ | ૧૯૪ | ૧૮ | ૧૩ | ૩ | ૩૪ | ૫૭.૫ |
| સુરત | ૫૨ | ૫૯ | ૬૩ | ૧૭૪ | ૮ | ૯ | ૨ | ૧૯ | ૩૧.૧ |
| કુલ | ૩૪૦ | ૨૩૫ | ૧૩૫ | ૭૧૦ | ૧૦૧ | ૫૩ | ૯ | ૧૬૩ | ૫૦.૫ |

આ આંકડા પરથી જણાશે કે મુસલમાન શિક્ષકોમા પણ ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ એકદરે ઓછું નથી.



# પુરુષોની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓનો અભ્યાસક્રમ.

મુબઈ ઇલાકાની ટ્રેનિંગ સસ્થાઓનો અભ્યાસક્રમ પહેલા ત્રણ વર્ષનો હતો તેને બદલે હવે બે વર્ષનો કરવામા આવ્યો છે તે નીચે પ્રમાણે છે.—

## પ્રથમ વર્ષ.

વિષય:--

૧. શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્ત અને અધ્યાપનકળા

(અ) શિક્ષણશાસ્ત્રના મૂળતત્ત્વો કે સામાન્ય સિદ્ધાન્તો અને પ્રાથમિક શાળામા, અર્થાત્ ચોથા ધોરણ સુધીનુ શિક્ષણ આપતી શાળાઓમા અપાતા શિક્ષણ અને વ્યવસ્થાના કાર્યપરત્વે તેમનો વિગતવાર ઉપયોગ

પ્રાથમિક શિક્ષકો માટે કરેલો ધારાસગ્રહ અને સરકારી દફતરી નમુના અને પત્રકો

(બ) અધ્યાપન કે શીખવવાનું કામ

દરેક વિદ્યાર્થીએ ઓછામા ઓછા ૧૫ પાઠો દેખરેખ નીચે આપેલા હોવા જોઇશે, અને તેણે સસ્થાના શિક્ષકવર્ગ તરફથી અપાએલા ઓછામા ઓછા ૩૦ નમુનાના પાઠોમા હાજર રહેવુ જોઇશે

નીચેની બાબતો પર ખાસ લક્ષ આપવામા આવશે—

(અ) બાળવર્ગમાના નાના બાળકોનુ વર્ગશિક્ષણ

(બ) બાળવર્ગના શિક્ષણમા ઉપયોગી નીવડે એવા સાદા ઉપકરણ કે સાહિત્યોની યોજના કરી, તેમને બનાવવાનુ કાર્ય

---

શિક્ષણની તેમજ જ્ઞાનની એમ બન્ને દૃષ્ટિબિન્દુથી નીચેના વિષયોનો અભ્યાસ, અર્થાત્ પ્રાથમિક શાળાના પહેલા ચાર ધોરણો પર્યન્ત શુ શુ શીખવવુ અને તે કેવી રીતે શીખવવુ તે સબંધી શિક્ષણ —

૨. ભાષા --

(અ) કેળવણીખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તક ૧ થી ૭ સુધીમાના સામાન્ય વિષયોના અર્થાત્ ભાગ ૧ લાના ગદ્યાત્મક અને પદ્યાત્મકપાઠો-તેમા ચર્ચેલા વિષયોનું જ્ઞાન, અને શબ્દો અને શબ્દ-સમૂહોના અર્થ અને સ્પષ્ટીકરણ

કવિતાની ૭૦૦ લીટીઓનો મુખપાઠ

(ચ) મોટે મહેલા શિષ્ટ ગ્રન્થકર્તાના ગદ્યગ્રન્થના ૫૦ પૃ.*

(છ) વ્યાકરણના મૂળતત્ત્વો.

(જ) નિબંધ (હસ્તાક્ષર ધ્યાનમા લેવાશે)

મગટી ટ્રેનિંગ સંસ્થાઓમા નિબંધ મોડી લિપિમા લખવા

**વિશેષ સૂચના**—ભાષાના વાઙ્મય પરત્વે વર્ગમા અપાતા વ્યાખ્યાનોમા વ્યાકરણ, વ્યુત્પત્તિ અને છંદશાસ્ત્ર, ભાષાનો સંસ્કૃત કે ફારસી ભાષા સાથેનો સંબંધ, એ બધી બાબત પર યોગ્ય લક્ષ આપવુ, પરંતુ પાઠ્ય પુસ્તકમા ચર્ચેલા વિષયના સ્પષ્ટીકરણ અર્થે જરૂર પુરતીજ માહીતી આપવી, તેથી અધિક વિગતમા ઉતરવાની આવશ્યકતા નથી

### ૩. ગણિત.

ભાષાની છેવટની (વર્નાક્યૂલર ફાઇનલ) પરીક્ષા માટે નક્કી કરેલો ગણિતનો ભાગ, સિદ્ધાન્ત સાથે

'ડુરેલ અને પામર' (Durrell and Palmer's Algebra)ના બીજગણિતના ૧ થી ૫૨ પૃષ્ઠ પર્યન્ત સૂચવેલા બીજચિહ્નોનો ઉપયોગ

### ૪. ઇતિહાસ.

પ્રાન્તનો ઇતિહાસ.

ભાષાની છેવટની (વર્નાક્યૂલર ફાઇનલ) પરીક્ષા માટે નક્કી કરેલો હિન્દુસ્તાનનો ઇતિહાસ

**ટીપ**—કેળવણીખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તકોમાથી ઇતિહાસના વિષયને લગતા પાઠોનો અભ્યાસ

### ૫ ભૂગોળ

(અ) એશિઆ અને યુરોપની સામાન્ય ભૂગોળ

(ब) હિન્દુસ્તાનની ભૂગોળનુ વિશેષ જ્ઞાન, અને તેનો નકશો દોરવો

(क) પ્રાકૃતિક ભૂગોળ પૃથ્વી અને તેની ગતિઓ હિન્દુસ્તાનને લગતી પ્રાકૃતિક ભૂગોળના મૂળતત્ત્વોનુ જ્ઞાન

**ટીપ**—કેળવણીખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તકોમાથી ભૂગોળના વિષયને લગતા પાઠોનો અભ્યાસ

---

* ગિજ ગ્રન્થ ારના ગદ્યગ્રન્થના પૃષ્ઠનો જે સખ્યાજ નક્કી કરવામા આવના છે તે આગામા ઓછા છે એમ સમજાય નક્કી કરેવા ગ્રન્થના વિષયની ચર્ચાની મહેનાઈ પ્રમાણે તેમા વધારો કરવાની ટેનિંગ સંસ્થાના ઞાચનને છૂટ છે

૬. વિજ્ઞાન કે વિદ્યાનાં મૂળતત્ત્વો; આરોગ્યશાસ્ત્ર અને તાત્કાલિક ઉપાય.

૧ કેળવણીખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તક ૫ મા ૬ ઠ્ઠા અને ૭ મા-તેમાં ચર્ચેલા નીચે જણાવેલા વિજ્ઞાના વિષયોના પાઠોનો અભ્યાસ —

(અ) (૧) પદાર્થ અને તેના રૂપ અને સામિદ્ધિક ધર્મ કે લક્ષણ
હવા, વાયુ, અને વરાળ
વાતાવરણનુ દબાણ
પાણી ખેંચવાનો પપ
વાયુભારમાપક યન્ત્ર
ગરમી અને ઠંડી
પારો અને ગરમીમાપક યન્ત્ર (થર્મોમીટર)
ઉષ્ણતા વહન, ઉષ્ણતા નયન અને ઉષ્ણતાનુ કિરણરૂપે ફેલાવું.
ગુપ્ત ગરમી
હવામા આર્દ્રતા કે ભેજ
ગરમી અને તેનુ સ્વરૂપ
વાયુનું પ્રસરણ
પ્રવાહી પદાર્થોનું દબાણ અને ફુવારો.
આર્કિમીડીઝનો સિદ્ધાત
કેશાકર્ષણ
ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ
ગુરુત્વમધ્યબિન્દુ

(૨) મૂળતત્ત્વો અને સંયુક્ત પદાર્થો.
હવાના તત્ત્વો
હવાના તત્ત્વોના ગુણ.
પાણીની ઘટના

(૩) દાઝના.
પદેબન્ગ પદાર્થ.
તેજાબ, અલ્કલી (B.se) અને ક્ષાર.
કાર્બન અને કાર્બન ડાયોક્સાઈડ.
નત્રજન અને એમોનિયાસ.

કોલસો અને કોલસાનો વાયુ.
ફૉસફરસ અને દિવાસળી.
(૪) મનુષ્યજાતિનો પાસેનો સગો અને માનવજાતિની ઉન્નતિ.

**(ચ) આરોગ્યશાસ્ત્ર અને તાત્કાલિક ઉપાય.**

(૧) શરીરની સામાન્ય રચના, અસ્થિ, સાંધા, સ્નાયુ હૃદય અને રુધિરાભિસરણ કે લોહીનું ફરવું.

શરીર માંહેની 'લિંફ' નામની રક્તવાહિનીઓનો સમૂહ; શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરનારાં અવયવોનો સમૂહ; પાચન ક્રિયાની નળીયોનો સમૂહ; મલોત્સર્ગ ક્રિયાના અવયવોનો સમૂહ; મજ્જાતંતુ કે જ્ઞાનતંતુનો સમૂહ, ત્વચા, કાન, આંખ અને દાંત.

(૨) આરોગ્ય અને વ્યાયામ કે અંગકસરત.
આરોગ્યનાં લક્ષણ.
આરોગ્યના મૌલિક નિયમો.
કામ, વિશ્રાન્તિ, નિદ્રા, અને વ્યાયામ કે અંગકસરત.

દેહમાં, લોહીનુ ફરવું, સ્નાયુ, અને જ્ઞાનતંતુપર વ્યાયામ કે અંગકસરતની અસર.

વ્યાયામ કે અંગકસરતના દાવોનું પ્રમાણ.

(૩) ખોરાક.
આહારના સામાન્ય સિદ્ધાંતો.
વિવિધ પ્રકારનો ખોરાક અને તેમનું ન્યૂનાધિક મહત્ત્વ, શાકાહાર, માંસાહાર, દૂધ, દૂધ મારફત ફેલાતા રોગ.
દૂધ ઉકાળ્યાનાં પરિણામ અને લાભાલાભ.
દૂધમા ભેળ અને તેને પારખવાના સાધન.
ખોરાક રાંધવાના ઉદ્દેશ.
રાંધેલા (ઉકાળીને, તળીને, બાફીને, સેકીને વગેરે પ્રકારે રાંધેલા) અન્નની પાચનક્રિયા પર અસર.
પુરુષ, સ્ત્રી અને છોકરૂં–એમણે રોજ લેવાના ખોરાકનું પ્રમાણ.
ન્યૂનાધિક ખોરાક લીધાની આરોગ્ય ઉપર થતી અસર.
ખોરાક લેવાનો સમય અને નિયમિતપણું.
ઘરમા રાખેલા ખોરાકનું માખ, કચરો વગેરેથી સંરક્ષણ. અયોગ્ય કે અપથ્ય ખોરાકથી નીપજતા રોગ.
મિશ્ર ખોરાક.

(૪) પીવાની ચીજો (પાણી)

પાણીના મૂળ (વરસાદ, ઝરા, સરોવર, વાવ, કુવા અને તળાવો) ભારે અને હલકું પાણી પાણીનો ઉપયોગ પાણીમા અશુદ્ધિજનક પદાર્થોનુ મિશ્રણ અશુદ્ધ પાણીની અસર, પીવાનુ પાણી અને તેનુ વિશુદ્ધિકરણ રોજ પીવા માટે જરૂરના પાણીનુ પ્રમાણ પાણી મારફત ફેલાતા રોગ સ્થિર પાણીની માઠી અસર પાણીને એકઠુ ભરી રાખવાની રીત, ટાંકી કે ટાંકીમા ભરી રાખેલા પાણીને દુષિત ન થવા દેવાની રીત પાણી ની અછતથી થતી અસર શાળામા ભણતા વિદ્યાર્થીઓ માટે પીવાના પાણીની ખાસ સગવડ

બીજી પીવાની ચીજો

ચા, કૉફી, કોકો, આલ્કોહોલ કે દારૂ, તેમના ગુણધર્મ અને માઠી અસર.

(૫) સ્વ-આરોગ્ય,

સ્વચ્છતા ત્વચા અને નખ (આનખા) ના કાર્યપરત્વે આપવુ જોઈતું લક્ષ મોઢુ અને દાંત સાફનો હેતુ અને ઉપયોગ વસ્ત્રાદિ ધોવા અને નહાવુ રહેવાનું સ્થળ, ધધો, મનની વૃત્તિ, અંગત ટેવો, બીડી પીવી, પાન ચાવવુ

(૬) (अ) લોહીનુ વહેવુ

શિરા અને ધોરી નાડીઓ

ગ્રન્થિઓ (Ligatures) અને ધમણીઓપરના ગાદીવાળા દાબ (Tourniquets) યા દાબ દેવાણ

(ब) ભાગેલુ હાડકુ સાદો કે સયુક્ત અસ્થિભગ

ઉતરેલુ હાડકુ બેસાડ્યા પછી દર્દીએ રાખવાના પાટીયા

(क) સર્પ દશ, ચીરો કરી દવા મૂકવી, અને પરમૅંગેનેટનો ઉપયોગ, ઘાને બાળી નાખવો

(ड) વિષ બાધા, ચામડીને બાળે તેવા અને ન બાળે તેવા ક્ષોભક અને અક્ષોભક વિષ વામક ઔષધ

(इ) પાણીમા ડૂબી જવુ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ

(फ) દાઝવુ દાદ્યાં પાટા કરવા

૭. ચિત્રકામ.

(મે ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબે ખાસ નીમેલી કમિટીએ તૈયાર કરેલો અભ્યાસક્રમ)

(અ)-પ્રાસંગિક સાદું રૂપરેખા ચિત્ર દોરવું.

કાળા પાટીયા પર કે ભીંત પર, પ્રસંગની કલ્પના દર્શાવતું અને વર્ગ-શિક્ષણ માટે સામાન્ય રૂપરેખા ચિત્ર દોરવું.

(ચ) પ્રાથમિક શાળાના ચોથા ધોરણ પર્યન્તના ચિત્રકામના અભ્યાસક્રમમા આવતા વિષયોનો મહાવરો. (પદાર્થનું ચિત્રકામ, કુદરતી અથવા નૈસર્ગિક વસ્તુનુ ચિત્રકામ, રંગનું ચિત્રકામ, સ્મૃતિચિત્ર ઇત્યાદિ.)

## ૮. સૃષ્ટિનિરીક્ષણ અને શાળાનું બાગકામ.

અભ્યાસક્રમનુ સ્પષ્ટીકરણ થઈ શકે તેટલે અંશે જરૂરનું અને પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમા સૂચવ્યા પ્રમાણે શાળાનો બાગ નિભાવવાની શિક્ષકોને સંગીન તાલીમ આપવા પુરતુ જ, આ વિષયનુ શિક્ષણ, અને વર્ગે પ્રત્યક્ષ કરેલુ કામ હોવું જોઇશે

૧. વનસ્પતિનો અભ્યાસ

(અ) વનસ્પતિના ભાગો, અને તેમનો ઉપયોગ. મૂળીયાં.-તેમના વિવિધ આકાર અને કાર્ય. પાન-સાદા અને સંયુક્ત. સાદા પાનના આકાર અને નસોની રચના, અને પાનનાં કાર્ય. થડ-તેમના વિવિધ આકાર અને કાર્યો.

(ચ) પુષ્પ. ભાગો અને કાર્ય. ફલીકરણ અને ફલની વૃદ્ધિ.

(ક) બીજ —રચના અને બીજોદ્ગમ.

૨. પ્રાણીનો અભ્યાસ (પ્રાથમિક શાળાના ચોથા ધોરણ સુધીના વર્ગોના અભ્યાસક્રમ શીખવવા માટે જરૂરનો.)

૩. આકાશ, સૂર્ય, ચન્દ્ર, તારા, વરસાદ, ખડકો, જમીનના પ્રકાર ઇત્યાદિ.

(પ્રાથમિક શાળાના ચોથા ધોરણ સુધીનો અર્થાત્ ચોથા ધોરણ સહિતનો અભ્યાસક્રમ શીખવવા માટે જરૂર જેટલો અભ્યાસ).

સૂચના:—ટ્રેનિંગ સસ્થાનો વિદ્યાર્થી-શિક્ષક પોતાના શિષ્યોને જે જ્ઞાન આપે તેથી તેમના ભવિષ્યના જીવનકાળમા અવળે માર્ગે તે ન ચઢી જાય એ માટે વિદ્યાર્થી-શિક્ષકને નિશ્ચિત અને યથાર્થ જ્ઞાન આપવું આવશ્યક છે, તથાપિ આ અભ્યાસક્રમ એ વિષયના શિક્ષણના માત્ર પાયારૂપજ છે એમ સમજવું. ટ્રેનિંગ કૉલેજમાં સૃષ્ટિનિરીક્ષણના શિક્ષકનું મુખ્ય કામ તો, પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ શીખવવામા, અને તે

વિષયના શિક્ષણનો અને બીજા વિષયોના શિક્ષણનો પરસ્પરનો સંબંધ જોડવામાં જે પદ્ધતિઓનો ઉપયોગ કરવાનો છે તે પદ્ધતિઓનું શિક્ષણ આપવું એ છે. પ્રત્યક્ષ કામ કરી દેખાડતા પુષ્કળ પાઠો સહિત આ અભ્યાસક્રમનો ખાસ અભ્યાસ આવશ્યક રહેશે, અને એ આખો અભ્યાસ બે વર્ષમાં પૂર્ણ કરવો જોઈશે.

**વિશેષ સૂચના:**—આ વિષયની વિદ્યાર્થીની પ્રત્યક્ષ કામ સંબંધી મોઢાની પરીક્ષા લેવામાં આવશે, અને પરીક્ષાનું પરિણામ નક્કી કરતી વખતે વિદ્યાર્થીએ વર્ષ દરમિઆન કરેલા કામનું પત્રક પણ ધ્યાનમાં લેવામાં આવશે.

૯. શારીરિક કેળવણી:—

સાદા ડ્રિલના પ્રકાર દોડવું, કૂદવું, અને દેશી અને બીજી રમતો, અને શાળાની ડ્રિલ ( (૧) હુકમ આપવો, (૨) ખરોખરીમા વિદ્યાર્થીઓને કવાયત શીખવવી અને (૩) પ્રાથમિક શાળાના નીચલાં ધોરણનાં બાળકોને કવાયત અને રમતો યા બાળખેલ શિખવવાં. )

**વિશેષ સૂચના:**—અંગકસરત વિદ્યાર્થીઓનો ઐચ્છિક અને વધારાનો વિષય ગણાશે; કુસ્તી અને મલખમ્બના દાવોની તાલીમને ઉત્તેજન આપવામાં આવશે; પણ 'પેરેલેલ બાર્સ' અને 'હોરિઝોન્ટલ બાર્સ' એ વિષય પડતા મુકવા અથવા તેમને ઐચ્છિક વિષય તરીકે ગણવા.

૧૦. હસ્ત-ઉદ્યોગ.

(અ) માટીકામ.

(બ) શાળાના બીજા વિષયોના પાઠોના સબંધમાં આવતા, અને વિદ્યાર્થીઓના દરરોજના જીવનના પ્રસંગોને દર્શાવે એવા અને સ્થાનિક ઉદ્યોગ-ધંધાનો ખ્યાલ આપે તેવા નમુના અને બીજી કોઈ પણ ચીજો બનાવવી. આ બનાવવામાં વિદ્યાર્થીના પોતાના વતનમાં સહેલાઈથી મળી શકે તેવા પદાર્થોને ઉપયોગમાં લેવા.

(ક) શિક્ષણમાં ઉપયોગમાં લઈ શકાય તેવા ઉપકરણ (સાધિત્ય) તૈયાર કરવાં.

૧૧. સંગીત.

સમસ્ત વર્ગને સંગીતનું શિક્ષણ.

## બીજું વર્ષ

વિષય:—

૧. શિક્ષણ શાસ્ત્રના સિદ્ધાન્ત અને અધ્યાપનકળા.

(અ) શિક્ષણના તત્ત્વોનું અધિક વિસ્તૃત જ્ઞાન અને પૂર્ણ પ્રાથમિક શાળાના શિક્ષણ અને વ્યવસ્થાના કામમાં તેમનો સવિસ્તર ઉપયોગ.

(બ) અધ્યાપન કે શીખવવાનું કામ

**વિશેષ સૂચના:**—ઓછામાં ઓછા ૨૫ પાઠો દેખરેખ નીચે આપવા જોઈશે, જેમાંના ૧૦ પાઠ સંયુક્ત વર્ગોને શીખવવા સંબંધના જોઈશે

નીચેની બાબતપર ખાસ ભાર મૂકવામાં આવશે —

(અ) બાળવર્ગનું વર્ગશિક્ષણ.

(બ) બાળવર્ગના શિક્ષણમાં ઉપયોગી નીવડે તેવા ઉપકરણો કે સાહિત્યોની યોજના કરી તે બનાવી દેવા

---

જ્ઞાન કે માહીતી સારી અને શિક્ષણ પણ સારૂ એ બન્ને દૃષ્ટિબિન્દુથી નીચે જણાવેલા વિષયોનો અભ્યાસ અને તે સાથે તે વિષયો પ્રાથમિક શાળાના સર્વ ધોરણોમાં કેમ શીખવવા એ સબંધી તાલીમ પણ લેવી જોઈશે

૨. ભાષા —

(અ) કોઇ શિષ્ટ લેખકના ગદ્યાત્મક પુસ્તકના ૧૦૦ પૃષ્ઠ અને પદ્યાત્મક પુસ્તકમાંથી ૫૦૦ લીટીઓની સમજુતી અને ૨૦૦ લીટીઓનો મુખપાઠ.

(બ) વ્યાકરણ, વ્યુત્પત્તિ, અને પિંગળના મૂળતત્ત્વોનું પૂર્ણ જ્ઞાન

(ક) નિબંધ (હસ્તાક્ષર—સ્વચ્છતા, મરોડ વગેરે ધ્યાનમાં લેવામાં આવશે ) મરાઠી ટ્રેનિંગ સંસ્થાઓમાં નિબન્ધ મોડી લિપિમાં લખવો

**વિશેષ સૂચના:**—ભાષાના વાઙ્મય પરત્વે વર્ગમાં અપાતાં વ્યાખ્યાનોમાં, વ્યાકરણ, વ્યુત્પત્તિ, છંદશાસ્ત્ર, અને ભાષાનો સંસ્કૃત,

* શિષ્ટ ગ્રન્થકારના ગદ્યગ્રન્થના પાનાંની સંખ્યા જણાવેલી છે તે ઓછામાં ઓછી છે એમ સમજવું પ્રસ્તુત ગ્રન્થનો વિષય સહેલો હોય તો તદનુસાર તેમાં વધારો કરવાની ટ્રેનિંગ સંસ્થાના (અધ્યક્ષ) મુખ્ય અધિકારીને છૂટ છે

કે ફારસી સાથેનો સંબંધ જોડવાપર યોગ્ય લક્ષ આપવું, પરંતુ તે પાઠ્ય પુસ્તકમા ચર્ચેલા વિષયનું સ્પષ્ટીકરણ અર્થે જરૂરની માહિતી આપે તેટલા પ્રમાણમાંજ, તેથી અધિક પ્રમાણમા નહિ.

3 ગણિત:—

(અ) પ્રથમ વર્ષ માટે નક્કી કરેલા ગણિત ભાગનું પુનરાવર્તન

(બ) ભાષાની છેવટની (વર્નાક્યુલર ફાઇનલ) પરીક્ષા માટે નક્કી કરેલી ભૂમિતિ.

(ક) દેશીનામુ.

૪. ઇતિહાસ—

બ્રિટિશ સામ્રાજ્યના વિકાસની રૂપરેખા.
હિંદુસ્તાનને લગતુ રાજ્યબંધારણ અને રાજ્ય વ્યવસ્થા અને નાગરિક કે દેશજનના હક અને ફરજો સબંધી પ્રાથમિક જ્ઞાન.

ટીપ:—ખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તકોમાથી વિષયને લગતા પાઠોનો અભ્યાસ

૫ ભૂગોળ:—

(અ) જગતની પ્રાકૃતિક ભૂગોળનો સામાન્ય ખ્યાલ
ખંડો અને મહાસાગરો હિન્દુસ્તાનની વિશેષ માહીતી, અને તે દેશનો બ્રિટિશ સામ્રાજ્ય સાથે વ્યાપારી અને રાજકીય સબધ.
બ્રિટિશ દ્વીપો સંબધી સામાન્ય ભૌગોલિક જ્ઞાન.

(બ) પ્રાકૃતિક ભૂગોળ

**વિશેષ સૂચના:**—કેળવણી ખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તકોમાથી આ વિષયના પાઠોનો અભ્યાસ

૬ વિજ્ઞાન કે વિદ્યા, આરોગ્યશાસ્ત્ર, અને તાત્કાલિક ઉપાય.

કેળવણીખાતા તરફથી પ્રગટ થએલી વાચનમાળાના પુસ્તક ૫ મા, ૬ઠ્ઠા અને ૭માંમા ચર્ચેલા વિદ્યા સબધી નીચેના વિષયો—

(અ) (૧) પ્રકાશ અને તેનુ પ્રસરણ
પ્રકાશનું પરાવર્તન અને વક્રીભવન.
પ્રકાશના ગુણધર્મ
ધ્વનિ કે અવાજ અને તેની ગતિ.
પ્રતિધ્વનિ કે પડઘો
ફોનોગ્રાફ કે સ્વરસવાહક યન્ત્ર

વિદ્યુત્ અને આકાશ વીજળી.
લોહચુંબકત્વ અને હોકાયન્ત્ર.
તાર.

(૨) કાર્ય અને કાર્યશક્તિ.
ઉચ્ચાલન.
ગરગડી, ચાક અને રેંટ.
બળ અને બળોનું સમતોલપણુ.
ઢાળ.
ફાચર અને સ્ક્રૂ.
યન્ત્રો અને યન્ત્રોથી થતા લાભ.

(૩) સૂર્ય અને ચન્દ્ર.
આન્તર ગ્રહ.
બાહ્ય ગ્રહ.
નિહારિકા અને નિહારિકાવાદ.

(૪) પૃથ્વીનો ઇતિહાસ.

(ચ) આરોગ્યશાસ્ત્ર.

(૧) કપડા (વસ્ત્ર).—સંપૂર્ણ પ્રકારના વસ્ત્રો માટે વપરાતી સુતર, ફલેનલ, શણ, અને ઊન આદિ ચીજોના ગુણ.

આરોગ્યની દૃષ્ટિએ તેમાના પ્રત્યેકની ઉપયોગિતા. બીનજરૂરી વસ્ત્ર પહેરવાથી થતી માઠી અસર. રમતો અને વ્યાયામના ખેલો (દાવો) કરતી વખતે પહેરવાના વસ્ત્રો. કપડાની સ્વચ્છતા. પોષાક પરત્વે સામાન્ય સૂચના.

(૨) રહેવાનુ ઘર. ઘર માટે જગા (દેખાવ, ઉંચાઈ) શરદી કે ઠંડી લાગવાના કારણો અને ઉપાય. ઘરની પસંદગી. ઓરડાઓનું માપ. સુવાના ઓરડા. ઘરની સ્વચ્છતા. માખો અને મચ્છરથી રક્ષણ. શાળાની સ્વચ્છતા.

આરોગ્ય માટેની સગવડ.

(૩) હવા અને પ્રકાશ, હવાની ઘટના; મનુષ્ય પોતાના શરીરમાં જે હવા શ્વાસ વડે લે છે તેનું પ્રમાણ, ઘનફુટ જગા.

હવા બગડવાના કારણો.

(શ્વાસોચ્છ્વાસ, જ્વલન કે દહન, કોહવાટ, ધૂળ અને જંતુ)
મકાનને પુરતી હવાવાળું રાખવાના સામાન્ય નિયમો.
અશુદ્ધ હવા શ્વાસમાં લેવાથી થતી માઠી અસર.
(હવાની આવજા માટેના સામાન્ય નિયમો). ગીચ વસ્તીમાં રહેવાના પરિણામ ઘરમાં હવાની આવજા.

શાળાઓમાં હવા ઉજાસ.

ઘરોમાં અને શાળાના વર્ગોના ઓરડામાં પુરતા પ્રકાશની ગોઠવણ.

(૪) કચરો અને મોરીના ગંદા પાણીનો નિકાલ. એંઠવાડ, નકામી ચીજો, અને અશુદ્ધ કે ગંદકી જનક પદાર્થોને દૂર કરવાની રીત. ઘરમાં વાળી કાઢેલું વાસીદું. તેને એકઠું કરી બહાર ફેંકી દેવાની ગોઠવણ.

(૫) સામાન્ય રીતે ફેલાતા ચેપી રોગોનો ઉદ્ભવ થતો અટકાવવાના ઇલાજો. જેવા કે કોલેરા (કોગળીયુ), ક્ષય, વગેરે. રોગના જંતુઓ. ઘરની માખી, મચ્છર અને ચાંચડ.

(૬) રોગ સામે ટકાવ કરવાનું શરીરનું સામર્થ્ય.

રોગમાંથી મુક્ત રહેવાની શક્તિ. સામાન્ય ચેપી અને ઉડતા રોગ, તેના કારણો, અને તેને અટકાવવાના ઇલાજ. ચેપી રોગથી પીડિત મનુષ્યને બીજાઓથી અલગ રાખવાની ગોઠવણ. ઘર વગેરે રોગની અસરથી દૂર કરવાના વ્યાવહારિક પગ કે ઇલાજો.

ચામડી પર રહેતી જીવાત

જૂ

જીવાતવાળાં કપડાં.

માકણ

દાદર અને બીજા ચામડીના રોગ.

(૭) શાળાનું આરોગ્ય—શાળાની જગા, હવા ઉજાસ. પીવાના પાણીની ગોઠવણ, પિશાબખાના અને જાજરૂ વગેરેની ગોઠવણ. સર-સામાન, સ્વચ્છતા, વર્ગનો ઓરડો, આરોગ્ય માટે નમુનારૂપ (પદાર્થ-પાઠની ગરજ સારનાર) નિશાળના ખંડ. વિદ્યાર્થીઓની બેસવાની રીત. શારીરિક વ્યાયામ કે અંગકસરત. શાળામાં થતું કામ અને ઘેર કરવાનું કામ, માનસિક થાક ઇત્યાદિ.

## ૭. ચિત્રકામ.

(મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે ખાસ આ માટે નીમેલી કમિટીએ નક્કી કરી તૈયાર કરેલો અભ્યાસક્રમ).

પ્રથમ વર્ષનો અભ્યાસક્રમ આગળ ચાલુ રાખવો, અને પ્રાથમિકશાળાનાં ધોરણો માટેના ચિત્રકામના અભ્યાસક્રમમાં દાખલ કરેલા સઘળા વિષયોનો અભ્યાસ (મહાવરો).

## ૮. સૃષ્ટિનિરીક્ષણ અને શાળાનું બાગકામ.

આ વિષયના અભ્યાસક્રમને સ્પષ્ટ કરે અને પ્રાથમિકશાળાના અભ્યાસક્રમમાં દર્શાવ્યા મુજબ શાળાનો બાગ બનાવવાના અને તેને નિભાવવાના કામની શિક્ષકને સારી તાલીમ મળે, એવું વિષય શિક્ષણ અને વિદ્યાર્થી-શિક્ષકનું પ્રાયોગિક કામ.

૧ વનસ્પતિનો અભ્યાસ.

(अ) એકદલ અને દ્વિદલ વનસ્પતિના મૂળ, થડ, પાન, અને પુષ્પમા ભેદ.
(ब) બીનો ફેલાવો.
(क) અપુષ્પ વનસ્પતિનુ અવલોકન.
(ड) વનસ્પતિના વર્ગીકરણના સિદ્ધાન્તો.
(इ) નીચે લખેલી વનસ્પતિના કેટલાક વર્ગોનો અભ્યાસ—

કઠોળ, કપાસ, રાઇ, સૂર્યમુખી, કાકડી, વેંગણ, નારંગી, તાડ, કેળ, દાડમ, જાૂઈ.

૨ પ્રાથમિકશાળાનો અભ્યાસક્રમ શીખવવા માટે જરૂર જેટલા પ્રાણીનો અભ્યાસ.

૩ પ્રથમ વર્ષના અભ્યાસક્રમ ઉપરાત, આકાશી પદાર્થોનો અભ્યાસ. ધૂમસ, હીમ, ઝાકળ, કરા, વરસાદનુ માપ, અને ગરમીનું માપ. પ્રાથમિક શાળાના ધોરણોનો સૃષ્ટિનિરીક્ષણનો અભ્યાસક્રમ શીખવવાની જરૂર જેટલી માહીતી.

**સૂચના**—ટ્રેનિંગ સંસ્થાનો વિદ્યાર્થી-શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને જે જ્ઞાન આપે તેથી તેઓ તેમના જીવનના ઉત્તરાર્ધમા અવળે માર્ગે ન દોરાઇ જાય ને માટે તેમને નિશ્ચિત અને યથાર્થ જ્ઞાન આપવાની જરૂર છે, તથાપિ આ વિષયનું શિક્ષણ કેવળ પાયારૂપ છે એમ સમજવું. ટ્રેનિંગ કૉલેજમા સૃષ્ટિનિરીક્ષણનું શિક્ષણ આપનાર શિક્ષકનું મુખ્ય કામ તો પ્રાથમિક-

શાળાના અભ્યાસક્રમ શીખવવામાં, અને તે વિષયનો બીજા વિષયોનાં શિક્ષણ સાથે સંબંધ જોડવામાં કઈ પદ્ધતિઓનો ઉપયોગ કરવાનો છે તે શીખવવાનું છે. પ્રત્યક્ષ કામ કરી દેખાડનારા પુષ્કળ પ્રાયોગિક પાઠો સહિત આ અભ્યાસક્રમનો ખાસ અભ્યાસ આવશ્યક છે; અને એ આખા અભ્યાસક્રમનો અભ્યાસ બે વર્ષમાં પુરો કરવો જોઈશે.

વિશેષ સૂચનાઃ—આ વિષય પરત્વે વિદ્યાર્થીઓના પ્રત્યક્ષ કરી દેખાડેલા પ્રાયોગિક કામની મોંઢાની પરીક્ષા લેવામાં આવશે, અને તે પરીક્ષાનું પરિણામ નક્કી કરતી વખતે વિદ્યાર્થીએ આખા વર્ષપર્યન્ત કરેલા કામનું પત્રક પણ પરીક્ષક ધ્યાનમાં લેશે.

## ૯. શારીરિક કેળવણી.

શાળાની કવાયતનો પ્રથમ વર્ષ કરતાં વધારે ચઢતા દરજ્જાનો અભ્યાસક્રમ.

(૧) હુકમ આપવા, (૨) બરોબરીઆ વિદ્યાર્થીઓના વર્ગને શીખવવું, અને (૩) નાનાં છોકરાને ડ્રિલ, (કવાયત) અને બાળખેલ (રમત) તે બન્ને બાબતોની કેળવણીની તાલીમ.

વિશેષ સૂચનાઃ—વિદ્યાર્થી પોતાની ઇચ્છાનુસાર અંગકસરતનો વિષય બીજા વધારાના વિષય તરીકે લઈ શકશે. કુસ્તી કરવી, અને મલખમ્ભના ઉપયોગને ઉત્તેજન આપવું. પણ 'પૅરેલલ બાર્સ' અને 'હૉરિઝૉન્ટલ બાર્સ' મુકી દેવા અથવા તે વિષયોને ઐચ્છિક વિષયો તરીકે ગણવા.

## ૧૦ હુસ્ત-ઉદ્યોગ.

પ્રથમ વર્ષના અભ્યાસક્રમને આગળ ચાલુ રાખવો. અને ગણકા, ટોપલી ગુંથવી, સાદડી ગુંથવી વગેરે હસ્તકળાના નમુના બનાવવાના કામ પર ખાસ લક્ષ આપવું.

## ૧૧ સંગીત.

આખા વર્ગને બરાબર સાથે ગાતા શીખવવું.

---

## સર્ટિફિકેટ પરીક્ષાની રૂપરેખા

| પરીક્ષાનો વિષય | લેખી પરીક્ષા | | મોંઢાની પરીક્ષા | | રીમાર્ક |
|---|---|---|---|---|---|
| | પહેલું વર્ષ | બીજું વર્ષ | પહેલું વર્ષ | બીજું વર્ષ | |
| **આવશ્યક વિષય** | | | | | |
| ૧ (अ) શિક્ષણઃ— | | | | | |
| સિદ્ધાન્ત અને અધ્યાપન | ૧૦૦ | ૧૦૦ | | | |
| (ब) પરીક્ષક સમક્ષ શીખવવું | | | ૧૦૦ | ૧૦૦ | |
| (क) વર્ષ દરમિયાન અધ્યાપનનું કામ | | | ૧૦૦ | ૧૦૦ | |
| ૨ ભાષા | | | | | |
| (अ) નિબંધ | ૫૦ | ૭૫ | | | |
| (ब) શ્રુત લેખન | ૨૫ | | | | |
| (क) મોંઢાની પરીક્ષા | | | ૨૫ | ૨૫ | |
| (ड) સામાન્ય પ્રશ્નપત્ર. | ૧૦૦* | ૧૦૦* | | | |
| ૩ ગણિત | | | | | |
| (अ) અંકગણિત | ૧૦૦+ | ૫૦ | | | |
| (ब) ભૂમિતિ | | ૨૫ | | | |
| (क) હિસાબનામું | | ૨૫ | | | |
| ૪ ઇતિહાસ. | ૭૫ | ૭૫ | | | |
| ૫ ભૂગોળ | ૭૫ | ૭૫ | | | |
| ૬ વિદ્યા | | | | | |
| (अ) પ્રાયોગિક શાસ્ત્ર | ૫૦ | ૫૦ | | | |
| (ब) આરોગ્ય શાસ્ત્ર અને તાત્કાલિક ઉપાય | ૫૦ | ૫૦ | | | |
| ૭ ચિત્રકામ | | | ૧૦૦ | ૧૦૦ | |
| ૮ સૃષ્ટિ નિરીક્ષણ અને શાળાનું બાગકામ. | | | ૧૦૦ | ૧૦૦ | |
| ૯ શારીરિક કેળવણી | | | ૫૦ | ૫૦ | |
| ૧૦ હુન્નર ઉદ્યોગ | | | ૧૦૦ | ૧૦૦ | |
| કુલ | ૬૨૫ | ૬૨૫ | ૫૭૫ | ૫૭૫ | |

* ૩૦ માર્ક વ્યાકરણના રાખવા

+ ૨૦ માર્ક મોંઢાના ગણિતના રાખવા.

ટીપ —

**વિષય ૧ લો** —અધ્યાપનની પરીક્ષા વખતે, આખા વર્ષ દરમિયાન શિક્ષકની દેખરેખ નીચે જે પાઠ વિદ્યાર્થીએ આપ્યા હોય તેની ટાચણ–નોધ–અને પાઠ પર શિક્ષકે કરેલી ટીકા પરીક્ષકની આગળ હાજર રાખવી પડશે.

પ્રત્યેક વિદ્યાર્થીએ પરીક્ષક સમક્ષ એક કે વધારે પાઠ આપવો જોઈશે પાઠના વિષય અને જે ધોરણમા તે આપવાનો હશે તે ધોરણનું નામ પાઠ આપવાના દિવસથી એક કે બે દિવસ અગાઉ વિદ્યાર્થીને કહેવામા આવશે પ્રસ્તુત પાઠ તૈયાર કરવામા વિદ્યાર્થીએ કોઈની સહાયતા લીધી નથી એવી મતલબનુ સર્ટિફિકેટ સંસ્થાના મુખ્ય અધિકારી પાસેથી મેળવી તેણે રજુ કરવુ પડશે

---

## શારીરિક કેળવણી સંબંધી સૂચનાઓ

**હુકમ આપવા વિષે.**

હુકમ આપવાનું કામ બહુજ ટુંકુ થોડા શબ્દોમા અને મુદ્દાસરજ થવું જોઈએ અને બનતા સુધી દેશીભાષામા થાય તો વધારે ઇચ્છવા યોગ્ય

હિન્દુસ્તાનની રમતો જે છોકરાને તે શીખવવાની હોય તેમની ઉમરને સૌથી વધારે અનુકૂળ પડે તેવી રાખવી

વ્યાયામના સ્વાભાવિક દાવો જેવા કે દોડવુ, કૂદવુ, ઝાડપર ચડવુ, પથ્થર ફેકવો વગેરેને ઉત્તેજન આપવુ એ સૌથી સાદી વ્યાયામની કસરતો–દાવો–છે અને તે સ્વાભાવિક હોવાથી તેમાથી વધારે લાભ નીવડે છે

મલખબ અને હૉરિઝૉન્ટલ બાર્સ ઐચ્છિક પ્રકારની કસરતના સારા સાધન છે, ખાસ કરીને બીજું સાધન જેની૫ર કસરતના દાવ ખેલવાથી કરોડરજ્જુદંડ લાંબો–સીધો–થાય છે અને શરીરનુ કદ લાબુ–સીધુ–કરે છે અને તેમ કરીને કેટલીક ખામીઓ દૂર કરે છે

આ પ્રોગ્રામ જેઓ અમલમા મુકવા માગે છે તેમના માર્ગદર્શન ખાતર નીચે લખી જણાવેલા થોડાક સામાન્ય સિદ્ધાતો છે તે તેમના મનપર ઠસાવવામા આવે તો વધારે સારૂં —

૧ કસરત આહ્‌લાદજનક અને શિષ્યની શક્તિ જેટલી હોવી જોઈએ
૨ કસરતના દાવોનો ઉદ્દેશ અમુક એક સ્થાનની ઉપર અસર કરવાના કરતા સામાન્ય–સાર્વત્રિક–અસર ઉત્પાદક હોવો જોઈએ

૩. વ્યાયામનો ભાર તે બહુ પરિશ્રાન્ત કરી નાખે તેવો સખ્ત નહોવો જોઈએ; પણ લોહી વહેવાની ક્રિયા અને શ્વસનક્રિયા તીવ્ર થાય તેટલા પુરતીજ તે કરવી કે કરાવવી. બહુ નિઃસત્ત્વ કામ કરવા તરફ વલણ બહુ થતું જણાય છે.

૪. કસરત દિવસના ઠંડીના ભાગમાં બની શકે ત્યાં સુધી કરવી કરાવવી. અર્થાત્ ગરમીમાં તે કામ ન કરવું.

૫. કસરતના પાઠો બહુજ ટુંકા કે બહુજ લાંબા ન રાખવા.
ખાસ કરીને કોઈ જાતની વર્ગની ડ્રિલ કરાવતી વખતે આ સૂચના લક્ષમાં રાખવી. વર્ગનો પિરિયડ ઓછામાં ઓછો ૩૦ મિનિટનો અને વધારેમાં વધારે ૧ કલાકનો રાખવો પણ ૪૫ મિનિટનો પિરિયડ સુખનો અર્ધ માર્ગ છે.

૬. શાળાના શિક્ષણના સમયનો ⅙ થી ⅕ જેટલો સમય રમત અને દાવ-ખેલ માટે અલાયદો રાખવો. અને દરેક પાઠને અંતે દાવ, ખેલ કે રમત માટે થોડો થોડો સમય રાખવો.

---

## સરકારી જાહેરખબરો

---

### (૧)

### પુનામાં આગામી કેળવણી પ્રદર્શન

### ( એક સુધારો વધારો. )

આવતા અકટોબર માસમાં પુનામાં થનાર કેળવણી પ્રદર્શન સંબંધી જે યોજના આ પત્રના ગતાંકમાં ( માહે એપ્રિલ, સને ૧૯૨૬ ના અંકમાં ) પૃષ્ઠ ૧૨૬–૨૭–૨૮ માં પ્રકટ કરવામાં આવી છે તેમાં ( પૃ. ૧૨૭ મે ) મુદ્દો ૧૩ મો-**લેખનકળા સંબંધીનો છે**, તેમાં ત્રણ લિપિના નમુના માગ્યા છે તે ઉપરાંત **ઉર્દુ, ગુજરાતી,** અને કાનારિઝ કે **કાનડી** એમ બીજી ત્રણ લિપિઓ, પણ ઉમેરો કરી તે મુદ્દો વાચવો.

( ઉપરનો સુધારો વધારો મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના તા. ૨૩ મી જુન, સને ૧૯૨૬ ના હુકમ નં. એસ-૬૩-એ-એસ-ના આધારે પ્રકટ કરવામાં આવ્યો છે. )

## જાહેરખબર

### ( ૨ )

તા. ૩૧ મી માહે માર્ચ સને ૧૯૨૬ ના દિવસે પુરા થતા ત્રિમાસ દરમિયાન મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર-એમણે પાઠ્ય પુસ્તક તરીકે યા ઇનામ કે લાયબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થ કર્તાનું નામ | પ્રકટ કર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | મંજુરીનો પ્રકાર પાઠ્ય=પાઠ્ય પુસ્તક તરીકે ઇનામ=ઇનામના પુસ્તક તરીકે લાયબ્રેરી=લાયબ્રેરીના માટે | શેરો કે રિમાર્કસ ×(કેવા પ્રકારની સંસ્થાઓના ઉપયોગ માટે મંજુરી આપવામાં આવેલી છે? વગેરે) |
|---|---|---|---|---|---|---|
| ૧ | મનુ અને ભાનુ ભાગ પહેલો | મિ. એમ એન. દેસાઈ | મિ. એમ એન. દેસાઈ મુંબઈ. પોસ્ટઑફિસ નં ૪ | ૨-૦-૦ પાકું પૂઠું ૧-૮-૦ કાગળનું પૂઠું | ઇનામ અને લાયબ્રેરી. | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |
| ૨ | એજન ભાગ બીજો | એજન | એજન | ૧-૦-૦ પાકું કપડાનુંપૂઠું ૦-૧૨-૦ કાગળનું પૂઠું | એજન | એજન |
| ૩ | પ્રાથમિક ભૂગોળ વિદ્યા | મિ. એ. એમ દિવાનજી | મિ. એ. એમ. દિવાનજી પર્સનલઆસિસ્ટંટ ટુ ધી. એ. ઇ. અમદાવાદ. | ૦-૪-૬ | પાઠ્ય | પ્રાથમિક શાળાઓ માટે |

હોય તો તે "દારલ મુમનિફીન" (આઝમગઢ. યુ. પી.) થી પ્રગટ થતા પુસ્તકોનો અભ્યાસ કરે, જેને દુઃખજનક શાબ્દિક ચિત્રોનું દિગ્દર્શન કરવું હોય તો તે "મૌલાના રાશિદુલ ખૈરી"ના ગ્રંથો વાંચે. જેને મર્મપ્રહારનો પ્રેમ હોય તે "ડૉક્ટર નઝીર એહમદનું" અનુકરણ કરે, અને આનંદ મેળવે. જેને શુદ્ધ, સરળ, અને સહેલું ઉર્દૂ વાંચવું હોય તે "મૌલાના અબ્દુલહક સેક્રેટરી, અંજુમને તરક્કી–એ–ઉર્દૂ, ઔરંગાબાદ" (દક્ષિણ)ના લેખોમાંની શૈલીનું અનુકરણ કરે. જેને આકર્ષક, રસીલી, અને મનમોહક ઉર્દૂનો ઉત્સાહ હોય તો તે "મૌલાના ન્યાઝ ફતેહપુરી,"નો અનુયાયી થાય જેને મહાન્ બંગાળી કવિ ટાગોરના લેખોથી મળતા જ્ઞાન રસની પ્રાપ્તિની આશા હોય તો તે "શબાબે ઉર્દુ"ના પાનાં ફેરવે. જેને હાસ્યરસ ઉપર વિશેષ પ્રસન્નતા હોય તો તે "ખાઝા હસન નિઝામીના" લેખો વાંચી આનંદ પામે. જેને તત્ત્વજ્ઞાન, અને તર્કશાસ્ત્રના પુસ્તકો વાચી પોતાના મનને કેળવવું હોય તે "મોલવી અબ્દુલ મજીદ અને મૌલવી અબ્દુલ બારી" (પ્રોફેસર, ઓરીએન્ટલ ફેકલ્ટી ઉસ્માનિયા (વિદ્યાપીઠ) યુનિવર્સિટિના ગ્રંથો વાંચી પોતાની માનસશક્તિ અને વિષયાનુસાર શૈલી કેળવી લે, અર્થાત્ ઉર્દૂના વિશાળ સાહિત્યમાં મનપસંદ વિષય અને શૈલીની કમી નથી. માત્ર ઉર્દૂ સાહિત્યના ઉમંગી શોખીનો હિંદુસ્તાનના આ પ્રાંતમાં ઓછા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે એક ઉત્તમ ઉર્દુ શિક્ષકમાં મજકુર ગુણુ સિવાય નીચેના વિશેષ ગુણ હોવા જોઈએ.

(૧) શિક્ષક ફારસી ભાષાનો સારો અભ્યાસી અને અરબી તેમજ વ્રજ ભાષાથી વાકેફ હોવો જોઈએ.

(૨) ઉર્દૂના પ્રખ્યાત લેખકોના પુસ્તકો અને લેખો અને તેમની લેખન-શૈલીનો માહીતગાર હોવો જોઈએ.

(૩) હાલની પ્રચલિત ઉર્દૂ તેની દૃષ્ટિથી દૂર ન હોવી જોઈએ.

(૪) તેણે ઉર્દુના અભ્યાસી (ઝબાનદાન) અને જેની માતૃભાષા ઉર્દૂ હોય (એહલેઝબાન) તેના સમાગમમા આવવું જોઈએ.

(૫) ઉર્દૂનો હિતચિંતક અને તેનો શ્રેષ્ઠ શિક્ષક થવા પ્રયાસ કરવો જોઈએ.

ઉર્દૂના ગમે તે તત્ત્વો હોય તોપણ આ બાબતથી ભાગ્યેજ ઇન્કાર કરી શકાશે, કે પ્રચલિત ઉર્દૂ ભાષામાથી ફારસી, અરબી, શબ્દો અને ફકરાઓ કાઢી નાખવામાં આવે તો રંગબેરંગી ફુલપાન અને ખુશબોદાર પુષ્પોનો નાશ થઇ જવા સરખું થાય. વળી ફારસી વગરનું ઉર્દૂ આત્મા

વગરના હાડપીંજર (શરીર) જેવુ છે આનો અર્થ એ છે કે શિક્ષક ફારસી ભાષાની ખુબીઓથી બીલકુલ અજાણ્યો હોય તો તે ઉર્દુ ભાષાનુ રહસ્ય સમજી અથવા સમજાવી શકતો નથી, અને જો શિક્ષક ફારસી ભાષાનો અભ્યાસી હોય અને ઉર્દુનો સહેજસાજ જાનનારો હોય તો તે પણ ઉર્દુનો એક સારો શિક્ષક થઈ શકતો નથી સારાંશ કે ઉર્દુના ઉત્તમ શિક્ષક થવા માટે ફારસીના વિદ્યાર્થી થવા ઉપરાંત ઉર્દુના ઉંડા અભ્યાસી થવુ, અરબી ક્રિયાપદો ( મમાદિર ) અને વ્યુત્પન્ન શબ્દો ( મુશતકાત ) જાણવા અને વ્રજ ભાષાની નિર્મળતાથી (જેનો અંશ ઉર્દુમા છે) વાકેફ હોવુ જરૂરતું છે.

ઉત્તમ ઉર્દુ શિક્ષકના ગુણ ન—ર ઉપર વધારે પ્રકાશ નાખવાની જરૂર નથી. માત્ર એટલું કહેવુ બસ થશે કે ઉર્દુની ભરતી અને ઓટથી (ચઢતી પડતીથી) બનતા સુધી શિક્ષકે માહીતગાર રહેવુ જોઈએ.

દિનપ્રતિદિન દેશની પ્રાંતિક ભાષાઓનુ અંદર અંદર મિશ્રણ થતું જાય છે. હિંદુ અને મુસ્લિમની સામાજિક સ્થિતિ અને વિચારોમા એક પ્રકારની અથડામણ નિરંતર થયા કરે છે આ વસ્તુસ્થિતિથી ઉર્દુ વેગળી રહી શકતી નથી, માટે સમયાનુસાર જે અસર ઉર્દુ ઉપર પડે તેના ઉપર તેમજ આજ કાલના ઉર્દુની દરેક બાજુ ઉપર શિક્ષકે નજર રાખવી જોઈએ, અને સ્થાનિક સંજોગો વચ્ચે કેવા પ્રકારના ઉર્દુની જરૂર છે તે લક્ષ બહાર ન જવુ જોઈએ. આનો અર્થ એવો થતો નથી કે શિક્ષકે પવનચક્કીની માફક જે તરફ પવનનો વેગ હોય તે તરફ ઢળી જવુ પણ સમયસૂચકતા વાપરી લાભદાયક માર્ગ શોધી લેવો જોઈએ

વહેવાર ઉપયોગી ઉર્દુ બોલનાર અને ઉર્દુરસિક જનોના સમાગમનો શિક્ષકે લાભ લેવો આવશ્યક છે નગી ઉર્દુમા વાક્ચાતુર્ય વધવાનો અને હમેશ વપરાતા ફકરાઓ મોઢે ચઢવાનો સંભવ ભૂલી જવા જેવો નથી

ઉર્દુના આજકાલના શિક્ષકમા પ્રવાસ ન હોવાની ખામી ખેદજનક છે શુ ઉત્તર ભાગના ઉર્દુ શિક્ષકો આ દોષથી મુક્ત થવા પ્રવાસ કરશે અને ઉર્દુના શિક્ષણ તરફ અભિરુ લક્ષ આપશે?

એન એ. ખલિદ.

# બાળપોષણ

## નાનાં બચ્ચાંનો કુદરતી ખોરાક માનું ધાવણ છે

બચ્ચાંના શરીરના પોષણ માટે જરૂરનાં બધા તત્ત્વો માના ધાવણમાં છે. માના ધાવણને બદલે બરાબર ચાલી શકે એવો કોઈ ખોરાક હજી સુધી મળી શક્યો નથી. સુભાગ્યે આપણા દેશમા સાધારણ રીતે માજ પોતાનાં બચ્ચાને ધવરાવે છે. પણ સુધરેલા કહેવાતા દેશોમાં માતાઓ પોતાના સારા બાળકને ધવરાવતી નથી. પરિણામે ધાવણને બદલે ચાલે એવો ખોરાક શોધવાના અનેક પ્રયત્નો યુરોપમા થયા છે. બકરી, ગાય, વગેરે બીજા પશુઓનાં દૂધ અને માના દૂધની રચનાને અનુસરી બાળકના શરીરને માફક આવે એવા અનેક નવા ખોરાકો યુરોપના વિદ્વાનો, વેપારીઓએ બનાવ્યા છે. પણ પૂરેપૂરો સતોષકારક ખોરાક હજી સુધી મળી શક્યો નથી. ત્યાના વિદ્વાનો બાળકોના રોગોના બહોળા અનુભવ પછી એવા મત ઉપર આવ્યા છે કે બાળકને સૌથી માફક આવે એવો ખોરાક માનું દૂધજ છે. માટે બની શકે ત્યા સુધી એજ આપવું આ દેશમા તો હજી માનુ ધાવણ ધાવીનેજ બાળકો મોટા થાય છે એટલે ખાસ કાંઈ કહેવાનુ નથી, બાળકનું હિત ઇચ્છનાર માએ તો જાતેજ પોતાનાં બાળકને ધવરાવવું જોઈએ. આ દેશમા આ વિષય ઉપર આથી વધારે લખવાની જરૂર નથી.

માએજ પોતાના બાળકને ધવરાવવુ જોઈએ, એ વાત ખરી છે. પણ કેટલાક પ્રસંગો એવા હોય કે જ્યારે માનું ધાવણ મળી ન શકે. જેમકે બાળક જન્મતાજ કે જન્મ્યા પછી થોડા દિવસની અંદર મા મરી જાય, તો બાળક માનું ધાવણ ન પામી શકે. બીજું માને ક્ષય જેવું દરદ થાય. આવે વખતે માને ધાવણ આવતુ હોય પણ મા તેમજ બાળકની સલામતી ખાતર બાળકને ધાવવા ન દેવું જોઈએ. ત્રીજું કોઈ પણ કારણથી માને ધાવણ આવતું જ ન હોય. ઉપર કહેલા પ્રસગોએ બાળકના પોષણ માટે જૂદી તજવીજ કરવી જોઈએ.

બની શકે તો ધાવ રાખવી, એ સૌથી સારો રસ્તો છે, જો કે સારી તાજી ધાવ મળવી ઘણી મુશ્કેલ છે.

## ધાવની પસંદગી

ધાવની પસંદગી કરતા પહેલા એની કેટલીક પરીક્ષા કરવી જરૂરની છે ધાવનું શરીર સારૂં નીરોગ હોવું જોઈએ. એના શરીરમા ક્ષય, કે ઉધરશ જેવું કોઈ ચેપી કે પરંપરાગત દરદ ન હોય એની ખાસ પરીક્ષા કરાવવી. એના બાળકનું શરીર તંદુરસ્ત હોવું જોઈએ, અને એની ઉમ્મર ૨૦ થી ૩૦ વર્ષની અંદર હોય તો સારૂ, નાની છોકરી કે ઘરડી સ્ત્રી ધાવ તરીકે ન રાખવી. એના પોતાના બાળકની ઉમ્મર જે બાળક માટે રાખવી હોય તેથી ત્રણ મહીને મોટી જોઈએ ધાવને ખોરાક સારો પણ પુષ્ટિકારક આપવો, બહુ ગરમાગરમ મસાલાવાળો કે ભારે અજીર્ણ કરે એવો ખોરાક ન આપવો તેમ એના પાસે યોગ્ય કસરત પણ કરાવવી

## ધવરાવવાનો ક્રમ યા નિયમ

મા જાતે ધવરાવતી હોય કે ધાવ ધવરાવતી હોય તોપણ બાળકને ધવરાવવાના સામાન્ય નિયમો તો એકજ છે, માટે ઉપર ધાવનો વિષય લખ્યા પછી આ વિષય હાથમા લીધો છે બાળકના જન્મ પછી થોડા કલાક પછી માએ બાળકને છાતીએ વળગાડવું, કારણ કે શરૂઆતના ધાવણમા એક 'કોલોસ્ટ્રમ' નામનો પદાર્થ હોય છે જે બાળકની તંદુરસ્તીને ઘણો ફાયદો કરે છે વળી એથી સાફ દસ્ત આવી જાય છે. પહેલે બીજે દિવસે ધાવણ થોડુ આવે છે, પણ ધવરાવવુ તો જરૂર, પછી શરૂઆતમા ધાવણ ન આવે કે થોડુ આવે તોપણ થોડા દિવસ સુધી ચિંતા ન કરવી કારણ કે બાળક ને પહેલા બે ત્રણ દિવસ બહુ પોષણની જરૂર પડતી નથી. એમ છતા જરૂર લાગે તો નીરોગ બકરીનું કે ગાયનું દૂધ, અર્ધોઅર્ધ પાણી ભેળવી તેમા બહુજ થોડી સાકર નાખી ઉકાળીને પાવું ઘણુ કરી ત્રીજે ચોથે દિવસે તો ધાવણ આવશેજ

## બાળકને ધાવણ ઉપર ક્યાં સુધી રાખવું?

મા તંદુરસ્ત અને મજબુત હોય, ધાવણ પૂરેપૂરૂં આવતું હોય અને બાળક શરીરમા બરાબર વધ્યે જતુ હોય તો ૯-૧૦ મહીના સુધી બાળક-ને ધાવણ ઉપર રાખવું બાળકનું શરીર બરાબર વધે છે કે નહિ, એ વારંવાર વજન કરી જોવાથી જણાય છે

એક બે મહીના વધારે ધવરાવવુ હોય તો ખાસ હરકત નથી, પણ પછી લાબા વખત સુધી બાળકને ધાવણ ઉપર રાખવાથી માના શરીરને

ઘસારો લાગે છે. જ્યારે મા ધાવણ નજ પૂરૂં કરી શકે ત્યારે ધાવણ અને દૂધ બેઉ વારાફરતી આપવાનું શરૂ કરવું, પણ એકદમ ધાવણ બંધ ન કરવું.

### ધાવણ કેવી રીતે છોડાવવું

ધાવણ છોડાવવાની જરૂર પડે ત્યારે ધીમે ધીમે છોડાવવું. શરૂઆતમાં રોજ એક વખત દૂધની શીશી પાવી અને બાકીનો વખત ધવરાવવું. પછી બે વખત દૂધ આપવું. પછી ત્રણ વખત, એ રીતે સાવ છોડાવી દેવું. એકદમ ધાવણ છોડાવવા કરતાં આ રીત ઉત્તમ છે. કારણ કે એકદમ ધાવણ છોડાવવાથી માની છાતીમાં ધાવણ ભરાઈને એ સુજી જાય છે તથા બાળકને નવો ખોરાક ન પચવાથી એ માદું પડે છે. બની શકે તો ઉનાળામાં કે બાળકને દાંત આવતા હોય ત્યારે ધાવણ ન છોડાવવું.

કેટલીક વાર ધાવણ ખાસ વહેલું છોડાવી દેવું પડે છે. જેમકે માને સખત તાવ આવે, ક્ષય થાય, માસાર્બુદ (Cancer) થાય, મૂત્રપિંડનો કોઈ રોગ થાય, અથવા એ અતિશય નબળી થઈ જાય, તો ધાવણ વહેલું છોડાવી દેવું પડે છે.

ધવરાવવામા મુખ્ય સાવચેતી એકજ રાખવાની છે. દૂધ બરાબર આવતું હોય અને બાળકને માફક આવતું હોય તો એને પહેલા દાત આવે ત્યાસુધી તો ધાવણ સિવાય બીજું કાંઈ ન આપવુ જોઈએ. ધાવણ બરાબર ન આવતુ હોય તો એરંડાના પાનને બાફીને એનો સહન થાય એવો સ્તન ઉપર શેક કરવો તથા માને ખોરાકમા દૂધ, ચોખ્ખા, તથા પ્રવાહી પુષ્ટિકારક અને સહેલાઇથી પચે એવો ખોરાક આપવો. મસાલા, કાચાં ખાટાં ફળો, અને માદક પદાર્થો ન આપવા. ખુલ્લી હવા તથા યોગ્ય કસરત પણ ધાવણ વધારવામા મદદ કરે છે, બાળકને ધવરાવનારી માને બદલે ધાવ હોય તો એણે નહાઇને સ્વચ્છ સફેદ વસ્ત્ર પહેરીને બાળકને ખોળામા લેવું. ધાવ જો ઘરમા ન રહેતી હોય, તો તે એ બહારથી આવે ત્યારે જરૂર એને નહવરાવ્યા પછી તથા બીજા ધોએલા કપડાં પહેરાવ્યા પછીજ બાળકને અડવા દેવી.

### ધવરાવવામાં નિયમિતતા

બાળકને ધવરાવવા માટે મા હોય કે ધાવ રાખી હોય પણ એને નિયમિતતા શીખવવાની ઘણીજ જરૂર છે. સાધારણ રીતે આપણી સ્ત્રીઓ બાળક રોવા માડે એટલે તરત ધવરાવવા માડે છે. એઓ એમ જાણે છે કે બાળક જ્યારે રૂએ ત્યારે ભૂખથીજ રૂએ છે, પણ ખરી વાત એમ નથી. બાળક ભૂખ સિવાય બીજા ઘણા કારણોથી રૂએ છે.

માટે એ જ્યારે રૂએ ત્યારે ભૂખથીજ રૂએ છે, એમ માનીને ધવરાવવા માડવું એ બહુજ ખોટું છે. ધારો કે એના પેટમાં અજીર્ણ થયું હોય અને અજીર્ણથી પેટ ચઢયું હોય અને પેટમાં દુખાવો થતો હોય તેથી બાળક રોવા માડે અને એની મા ભૂખ્યું સમજી ધવરાવવા માડે તો પરિણામે ભરેલા પેટમાં વધારે દૂધ જતા બાળક વધારે હેરાન થાય અને વધારે રૂવે. આ બાબતમા આટલું લંબાણથી લખવાનું કારણ એટલુંજ છે કે આપણા લોકોમા આ વિષયમાં ઘણું અજ્ઞાન છે, અને એથી ઘણુ નુકસાન થાય છે. એવી અનિયમિત ટેવથી માતા શરીરને પણ નુકસાન થાય છે; માટે અમુક નિયમિત અંતરે બાળકને જન્મથીજ ધરાવવાની ટેવ પાડવી, એ બહુ જરૂરનું છે. (નીચેના કોઠાથી કેવડા બાળકને દિવસે અને રાત્રે કેટલી કેટલી વારે ધવરાવવું એ બરાબર સમજાશે.)

| બાળકની ઉમ્મર | સવારના ૭ થી રાતના ૧૧ વચ્ચે કેટલી વારે કેટલી વખત | રાતમા કેટલી વખત ધવરાવવુ | ૨૪ કલાકમા કુલ કેટલી વખત ધવરાવવું |
|---|---|---|---|
| પહેલો દિવસ | ૭ ૭ કલાકે ત્રણ વખત | ૧ વખત | ૪ વખત |
| બીજે દિવસ | ચાર ચાર કલાકે | ૧ વખત | ૬ વખત |
| ત્રણ દિવસથી ૧ માસ સુધી | બબ્બે કલાકે | ૨ વખત | ૧૦ વખત |
| ૧ થી ૩ માસ સુધી | અઢી અઢી કલાકે | ૧ વખત | ૮ વખત |
| ૩ થી ૫ માસ સુધી | ત્રણ ત્રણ કલાકે | ૧ વખત | ૭ વખત |
| ૫ થી ૧૨ માસ સુધી | ત્રણત્રણ ચાર ચાર કલાકે | ૦ | ૬ વખત |

## ધાવણ અને દૂધ

ધાવણને બદલે જ્યારે કાંઈ પણ ખોરાક આપવાની જરૂર પડે ત્યારે બાળકને સંપૂર્ણ માફક આવે એવો-ધાવણને મળતોજ-ખોરાક દૂધ છે. એટલા માટે અહીં દૂધ કેવી રીતે આપવું એ બાબત શરૂ કર્યા પહેલા દૂધની રચના અને ધાવણની તથા દૂધની રચનાની સરખામણી ટુંકામાં ઉપર ઉપરથી જોઈ લેશું.

## ખોરાકની રચના

સાધારણ રીતે આપણા ખોરાકમા નીચેનાં તત્ત્વો હોય છે. પ્રોટીડ (પૌષ્ટિક તત્ત્વ):આ તત્ત્વ શરીરના બંધારણમા એટલું બધું જરૂરનું છે કે એના વગર ચાલીજ ન શકે. શરીરના દરેક પિંડના બંધારણને એ તત્ત્વની જરૂર પડે છે. એ તત્ત્વની મોટા મોટા માણસના ખોરાકના કરતા બાળકના ખોરાકમાં વધારે જરૂર પડે છે. કારણ કે મોટા માણસને વધારે વધવાનું હોતું નથી, પણ બાળક તો ક્ષણે ક્ષણે વધતું જાય છે; બાળકને ખોરાકમા 'પ્રોટીડ' ઓછું મળે તો એ દુબળું થાય છે, અને વધારે પ્રોટીડ ખોરાકમાં હોય તો અજીર્ણ કબજિઅત અને પેટમા શૂળ ઉત્પન્ન થાય છે.

### ચરબી

ખોરાકમાં ચરબી તત્ત્વ પણ હોય છે. શરીરનાં બંધારણમા ચરબીની જરૂર છે. તેમજ શરીરની ગરમી જળવાઈ રહેવા માટે પણ ચરબી ઉપયોગી છે. ખોરાકમા ચરબી ઓછી મળે તો બાળક દુબળું થાય છે તથા હાડકા નીકળે છે અને વધારે મળે તો ચરબીવાળા ઉલટી ઝાડા થાય છે.

### સાકર

ખોરાકમા અમુક પ્રમાણમા સાકર હોય છે અને હોવી જોઈએ. સાકરથી શરીરમા ગરમી ઉત્પન્ન થાય છે 'પ્રોટીડ' ઓછું જોઈએ છે. સાકર ખોરાકમા વધી જાય તો અજીર્ણ અમ્લપિત્ત, તથા પેટમા વાયુ સાથે શૂળ થાય છે, પેટ ચડે છે, અને બાળકના શરીરમા ખાટી ગંધ આવે છે.

### ક્ષારો

ખનિજ ક્ષારો' હાડકાના બધા રોગ માટે ક્ષારોની ખોરાકમાં ખાસ જરૂર છે. 'પોટેસીયમ કાર્બોનેટ' (જવખાર) 'પોટેસીયમ ક્લોરાઇડ' કેલ્સીઓડિયમફાસ્ફેટ અને મીઠું એટલા ક્ષારો મુખ્ય છે. 'ફોસ્ફરસ' અને લોહ પણ યોગ્ય પ્રમાણમા હોય છે.

### પાણી

શરીરમા પાણી તો ઘણું જોઇએ છીએ.

આટલા પદાર્થો શરીરને જરૂરના છે અને ખોરાકમાં હોવા જોઈએ. માટે બાળકને આપવાના ખોરાકમાં આ પદાર્થો છે કે નહિ એટલું જોવું

જરૂરનું છે. હવે ધાવણના તત્ત્વોની રચના જોઈએ તો જણાશે કે એમા એટલા પ્રમાણમાં આ સર્વ પદાર્થો છે કે જેથી ધાવણ એકલુંજ બીજા કોઈ ખોરાક સિવાય બાળક માટે સંપૂર્ણ ખોરાકનું કામ કરે છે.

## ધાવણની રચના

ધાવણમાં સાધારણ રીતે પ્રોટીડ વગેરે ઉપર કહેલાં તત્ત્વો કેટલા પ્રમાણમા હોય છે અને નબળી પોષણ વગરની સ્ત્રીના ધાવણમા અતિ પોષણવાળી સ્ત્રીના ભારે ધાવણમાં તથા માંદી સ્ત્રીના ખરાબ ધાવણમાં એ પદાર્થો કેટલા પ્રમાણમાં હોય છે એ નીચેના કોઠામાં સ્પષ્ટ દર્શાવ્યું છેઃ—

| બાળકની ઉંમર | ૨૪ કલાકમાં કેટલું ધાવે છે |
|---|---|
| આઠમા વાસાથી એક માસ સુધીમાં | ૨૫ થી ૩૮ તોલા |
| બીજા મહીનામાં | ૫૦ થી ૭૫ તોલા |
| ત્રીજાથી ૬ઠ્ઠા મહીના સુધીમાં | ૭૦ થી ૯૦ તોલા |
| ૬ઠ્ઠાથી ૯ મા મહીના સુધીમાં | ૭૫ થી ૧૦૦ તોલા |

## ધાવણનું પ્રમાણ

બાળક એક વખતે તથા આખા દિવસમાં કુલ કેટલું ધાવણ ધાવે છે એનું પણ એ વિષયના અભ્યાસીઓએ પ્રમાણ કાઢેલું છે. ધવરાવ્યા પહેલા અને પછી તરત બાળકનું વજન કરી જોવાથી બાળકના પેટમા કેટલું ધાવણ ગયુ એ માલમ પડી આવે છે, અને ૨૪ કલાકમા જેટલી વાર ધાવે એટલી વાર વજન કરી જોવાથી કુલ ધાવણ કેટલું ધવાયું એ સમજાય છે. બાળક દરેક વખતે સરખું ધાવતું નથી. વળી બધા બાળકોની ભૂખ તેમજ બધી માતાઓની ધાવણ પૂરૂં પાડવાની શક્તિ સરખી હોતી નથી; નીચેના કોઠા ઉપરથી આ વિષય વધારે સ્પષ્ટ થશેઃ—

| તત્ત્વો | સારું સાધારણ ધાવણ, તંદુરસ્ત સ્ત્રીનું (ટકા) | ગુણમાં ઉતરતું ધાવણ, પોષણ વગરની સ્ત્રીનું (ટકા) | ભારે ધાવણ, અલ્પ પોષણવાળી કસરત વગરની સ્ત્રીનું (ટકા) | ખરાબ ધાવણ, માંદી કે સગર્ભા સ્ત્રીનું (ટકા) |
|---|---|---|---|---|
| પ્રોટીડ | ૧ ૫૦ | ૨.૫૦ | ૩.૫૦ | ૪.૫૦ |
| ચરબી (Fats) | ૪ ૦૦ | ૧.૧૦ | ૫ ૧૦ | ૦ ૮૦ |
| સાકર (Lactose) | ૭ ૦૦ | ૪ ૦૦ | ૭ ૫૦ | ૫.૦૦ |
| ક્ષાર | ૦.૧૫ | ૦ ૦૯ | ૦ ૨૦ | ૦.૦૯ |
| પાણી | ૮૭ ૩૫ | ૯૨ ૩૧ | ૮૩ ૭૦ | ૮૯ ૬૧ |

## ધાવણને બદલે દૂધ

જો કોઈ પણ કારણથી બાળક ૯-૧૦ મહીનાનું થાય તે પહેલા એને ધાવણને બદલે બીજો ખોરાક આપવાની જરૂર પડે તો સૌથી વધારે અનુકૂળ દૂધજ છે, અને સૌથી વધારે એજ વપરાય છે પણ દૂધ આપવાની અનેક પદ્ધતિ છે, તેમજ બકરીનું, ગાયનું, ભેંસનુ દૂધ વપરાય છે માટે એ જનાવરોના દૂધની રચનાનો કોઠો નીચે આપ્યો છે. જે ઉપરથી માતુની દૂધની સાથે પશુઓના દૂધની સરખામણી થઈ શકશે. તથા ખોરાકમા જરૂરના પ્રોટીડ વગેરે જે તત્ત્વો ઉપર ગણાવ્યા છે તે કેટલા પ્રમાણમા ગાય વગેરેના દૂધમા છે, અને એમા કેટલો ફેરફાર કરવાથી બાળકને અનુકૂળ આવે, એ પણ સમજાશે ગાય, બકરી અને ભેસમા, ભેંસનુ દૂધ ભારે છે જેથી બનતા સુધી એ ન આપવુ એ ઠીક છે. પણ મુબઈ જેવા શહેરમા મોટે ભાગે ભેસનુંજ દૂધ બજારમા મળે છે આ ઉપરાત અનુકૂળતા હોય તો ગધેડીનું દૂધ પણ વાપરી શકાય.

| માદા | 'પ્રોટીડ' (ટકા) | ચરબી (ટકા) | સાકર (ટકા) | ક્ષાર (ટકા) | પાણી (ટકા) |
|---|---|---|---|---|---|
| સ્ત્રીનું દૂધ | ૧.૯૯૫ | ૪.૧૩૧ | ૬.૯૩૬ | ૦.૨૦૧ | ૮૬.૮૩૩ |
| ગધેડીનું દૂધ | ૧.૭૯ | ૧.૦૨ | ૫.૫ | .૪૨ | ૯૧.૧૭ |
| બકરીનું દૂધ | ૩.૬૨ | ૪.૦૨ | ૪.૦ | .૫૬ | ૮૭.૫૪ |
| ભેંસનું દૂધ | ૪ ૫૯ | ૭.૪૬ | ૪ ૨૧ | .૮૧ | ૮૨.૯૩ |
| ગાયનું દૂધ | ૩.૫૦ | ૩.૫૦ | ૪.૨૧ | .૮૧ | ૮૭ ૯૮ |

આ કોઠાનો બારીક અભ્યાસ કરવાથી બાળકને કયા જનાવરનું દૂધ આપવું એ વાત બરાબર સમજાશે. ગધેડીનું દૂધ જોકે શાસ્ત્રમા મધુર અને બળદાયક ગણ્યું છે. પણ ખરી રીતે એમાં પ્રોટીડ અને ચરબી બેઉ સ્ત્રીના દૂધ કરતાં બહુ ઓછાં હોવાથી બાળકના શરીરને પોષણ આપે એવુ નથી માટે નકામુ છે. જો કે લગભગ માના દૂધ જેવુંજ મીઠું છે એટલે મધુર કહ્યું છે એ તો બરાબર છે.

બકરીનું દૂધ અને સ્ત્રીનુ દૂધ સરખાવવાથી એ બેની વચ્ચેનું મળતાપણુ સ્પષ્ટ દેખાશે. બકરીના દૂધમા પ્રોટીડ અને ચરબી બેઉ લગભગ સ્ત્રીના દૂધ જેટલા હોવાથી અને પાણી પણ સ્ત્રીના દૂધ જેટલુંજ લગભગ હોવાથી બાળકને ખાસ અનુકૂળ છે. અને આપણા લોકોમા અને ત્યા સુધી જે નાના બાળકને ધાવણ ન મળે તેમ હોય તેને બકરીનું દૂધ આપવાનું સાધારણ ધોરણ છે, તે ઘણું સારૂં છે. બકરીના દૂધમાં કાંઈક સાકર ઓછી છે, માટે સહેજ સાકર નાખવાથી એ માના દૂધને મળતું થઈ રહે છે. બકરીના દૂધને શાસ્ત્રમાં ખાસ 'લઘુ' ગણ્યું છે, એ બચ્ચાને માફક આવવાના આ ગુણથીજ હશે, બકરીના દૂધથી બીજે નંબરે ગાયનું દૂધ છે. (ગાયના દૂધમાં 'પ્રોટીડ' ધાવણ કરતા વધારે છે અર્થાત્ ભારે છે. સાકર તો આમા પણ ધાવણ કરતા ઓછી છે. બાકી ઝાઝો ફેર નથી. કારણ કે સરવાળે પાણી લગભગ માના દૂધ જેટલું છે. માટે થોડું પાણી તથા સહેજ સાકર ઉમેરીને આપવાથી ગાયનું દૂધ બાળકને માફક આવે એવું છે. ભેંસનું દૂધ તો ભારે તરીકે પ્રખ્યાત છે, અને ઉપરના પૃથક્કરણમાં

પણ એ ભારે સ્પષ્ટ દેખાય છે કારણ કે એમા ચરબી એટલી બધી છે કે બાળકને તો પચેજ નહિ.) દૂધની રચનાના અને એના ગુણના આટલા વિચારથી બકરીનું દૂધ કે ગાયનું દૂર બાળક માટે ખાસ અનુકૂળ શા કારણથી છે એ ચોકખું સમજાશે

## દૂધ પાવાના નિયમો

બાળકને દૂધ પાવા માટે વેચાતું દૂધ લઈ આવવુ એના કરતા ઘેર ઢોર રાખવુ એ ઉત્તમ છે. ઢોર ખરીદતા કેટલીક સંભાળ રાખવી જોઈએ. એને ક્ષય જેવું ચેપી દરદ ન હોવું જોઈએ. પણ જો એમ નજ બની શકે તો જેને ત્યા ઘણા સારા ઢોરો હોય તેને ત્યાથી મામટા દૂધમાથી લાવવુ. તાજી વીયાએલી બકરી કે ગાયનું દૂધ બાળકને માફક આવે એવું હોતુ નથી, તેમજ વસુકવા આવેલી–એટલે ઘણા વખત પહેલા વીયાએલી–ગાયનું દૂધ પણ નકામુ છે, કારણ કે એ પાતળું હોય છે. વળી ઘરડા જનાવરનું દૂધ પણ એજ કારણથી ઉપયોગી નથી

ઘેર ઢોર રાખવુ તો એને બહુ અનાજ ન ખવરાવવુ, કારણ કે એથી દૂધ ઘણું ભારે થઈ જવાનો ભય છે ઘેર ગાય રાખી હોય તો એને બાધવાનું સ્થળ સ્વચ્છ તથા હવાવાળુ રાખવુ. એના છાણ તથા મૂત્રને ત્યાજ સડવા ન દેવા ગાયને હમેશા ચરવા મોકલવી. ગાયને દોહવાનું વાસણ અસત સ્વચ્છ હોવુ જોઈએ અને ઉકળતા પાણીથી ધોઈને પછી વાપરવુ. ગોવાળના હાથ હમેશા ઉના પાણીથી ધાવરાવવા. ગાયના આઉને તથા એના આચળને પણ ઉના પાણીથી ધોઈ નાખવા એ ઉત્તમ છે. દૂધના વાસણને અંદર બીલકુલ કચરો ન પડે એ માટે ઢાકી રાખવું. બની શકે તો તરતજ બરફમા એ વાસણ રાખી દેવુ. બરફમા રાખવાથી દૂધ બગડતુ નથી. બરફમા ન રહી શકે તો સારી જગાએ જ્યા બહુ ગરમી ન હોય ત્યા રાખવુ

## ગાયનું દૂધ કેવી રીતે આપવું?

ગાયનું દૂધ માનુષ દૂધ કરતા વધારે ઘોળું હોય છે, કારણ કે એમા 'કેલ્સીયમ' ક્ષારો વધારે છે 'પ્રોટીડ' ગાયના દૂધમા લગભગ માનુષી દૂધ કરતા બમણા હોય છે. વળી ગાયના દૂધના પ્રોટીડની રચનામા પણ ફેર હોવાથી, પચવામા મુશ્કેલ છે, માટે ગાયનુ દૂધ વધારે લાબે વખતે આપવુ જોઈએ ચરબી લગભગ સરખી છે પણ એ પચવામા મુશ્કેલ છે. સાકર ઓછી છે એટલા માટે માનુ દૂધ ગળ્યુ છે. આ ઉપરથી ગાયના દૂધમા

શું ફેરફાર કરવાની જરૂર છે એ સમજાશે. ગાયના દૂધમાં પાણી અને સાકર અમુક પ્રમાણમાં ઉમેરવાથી એ બાળકને માફક આવે એવું થઈ જાય છે. ગાયનું દૂધ શરૂ કરતી વખતે ખાસ કરીને જો જન્મથી દૂધ શરૂ કરવું હોય તો પાણી વધારે ઉમેરવું. અને પછી જેમ માફક આવે તેમ તેમ પાણી ઓછું કરતા જવું. દૂધ એક ભાગ, પાણી ત્રણ ભાગ, સાકર $\frac{1}{30}$ ભાગ (૧૫ તોલા દૂધ ૪૦–૪૫ તોલા પાણી અને ૦॥ તોલો સાકર) એ પ્રમાણે મેળવીને શરૂઆતમાં એક બે અઠવાડીયા સુધી આપવું. આ મેળવણીને લગભગ ૨૦ મિનિટ સુધી ઉકાળવી. દૂધ બળે કે ઉભરાઈ ન જાય એનું ધ્યાન રાખવું.

પછી ઠંડા પાણીના વાસણમાં આ મેળવણી રાખીને દૂધને તરત ઠારી દેવું અને ઠારેલું દૂધ એક બંધ વાસણમાં ભરી રાખવું. ૧૨ કલાકથી વધારે વખત ચાલે એટલું દૂધ એક સાથે તૈયાર ન કરવું. આ દૂધમાંથી જ્યારે બાળકને પાવું હોય ત્યારે એ વાસણને થોડો વખત ગરમ પાણીમાં રાખીને દૂધને ઉનું થવા દેવું. તદ્દન ટાઢું દૂધ આપવા કરતા આવી રીતે ગરમ પાણીમાં વાસણ રાખીને ઉનું કરેલું દૂધ વધારે માફક આવે છે.

### દૂધ કેટલું કેટલું આપવું?

બાળક જન્મ્યા પછી બે ત્રણ દિવસ તો કાંઈ આપવાની જરૂર નથી. પછી શરૂઆતમાં દર બે કલાકે બે રુપિઆભાર દૂધ એક અઠવાડીયા સુધી આપવું. પછી ત્રણથી ચાર ભાર આપવું અને બાળકને કેમ માફક આવે છે તથા એ કેટલું (વજનમાં) વધે છે એ ધ્યાન રાખવું. જો માફક આવે તો ધીમે ધીમે પ્રમાણ વધારતા જવું.

યુરોપ અને અમેરિકામાં બાળકોને આપવાનું દૂધ તૈયાર કરવાની ઘણી રીતો વિદ્વાન ડૉક્ટરોએ શોધી છે. અમેરિકામાં તો એવાં ખાતાંઓ છે કે જે ડૉક્ટરના કહેવા પ્રમાણે પ્રોટીડ વગેરે તત્ત્વોનાં પ્રમાણવાળું દૂધનું મિશ્રણ તૈયાર કરી આપે છે. ઘેર તૈયાર કરી લેવા માટે યોગ્ય સૂચનાવાળા અનેક ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. અનેક જુદી જુદી રીતો પ્રચલિત છે. પણ આ દેશમાં સરલતાથી ચાલી શકે એવી રીત ઉપર કહી તે મને તો લાગે છે. નબળાં બાળકને પોષણ માટે મેલીન્સ ફુડ જેવી બનાવટ પણ આપી શકાય પણ એ વસ્તુઓ લાંબો વખત વાપરવાથી 'સ્કર્વી' નામનું દર્દ થવાનું ભય રહે છે. બાળકને દૂધ ન પચવાથી ઝાડા થતા હોય તો છાશ થોડા દિવસ આપી જોવી એ ઘણી ઉત્તમ ચીજ છે.

બાળકને દૂધ ન પચવાથી ખાટી ઉલટી થતી હોય તો દૂધમાં ૨ા રુપિઆ-ભારમા એક ઘઉં ભાર સોડા બાઈકાર્બ નાખીને એ દૂધ આપવું. મુસાફરી-માં અથવા દૂધ તાજું ગળે નહિ એવે સ્થળે કન્ડેન્સ્ડ મીલ્કના ડબ્બા આવે છે તે સાથે રાખવા ઠીક પડે છે. એજ રીતે સૂકવેલું દૂધ (Dried milk) પણ મળે છે. દૂધને કઈ રીતે રાખી મુકવાથી એ એવુંને એવું રહે એ બાબતમાં બહુ શોધખોળ થઈ છે. હાલમાં યુરોપના ડૉકટરોનો એવો મત થયો છે કે દૂધને દોહીને તરતજ બરફમાં રાખી મૂકવાથી એ ૨૪ કલાક સુધી સારૂં ગુણવાળું રહે છે. પણ બરફ જેવું ઠંડક વિના રાખવાથી એક બે કલાકમાં તે દૂધ જીવન તત્વ રહિત થઈ જાય છે તેમજ એમાં જંતુનાશક પદાર્થો વગેરે નાખવાથી પણ એ ગુણ ઓછો થઈ જાય છે. છતાં દૂધને બરફમાં સાચવવાનું સૌથી બની ન શકે અને દરેક વખતે તાજું મળે નહિ માટે ઉપર કહ્યું છે તેમ દૂધ ઉકાળવું એ ઉત્તમ છે. જો કે ઉકાળવાથી કેટલાક ગુણ ઓછો થઈ જાય છે એ વાત ખરી, પણ ઉકાળ્યાથી કેટલાક જંતુજન્ય રોગો થવાની બીક ઓછી થઈ જાય છે.

## શીશીઓ

બાળકને દૂધ પાવા અનેક જાતની શીશીઓ બજારમાં મળે છે. પણ સાદામાં સાદી પસંદ કરવી એ બાળકના મોઢામાં સહેલાઈથી જઈ શકે તથા રહી શકે એવા મોઢાવાળી હોવી જોઈએ. બીજું એ જલ્દીથી સાફ થઈ શકે એવી હોવી જોઈએ.

## અધુરે જન્મેલાં બાળકો

આવા કાચા બાળકને ઉછેરવા એ ખરેખર મુશ્કેલ કામ છે. આવાં બાળકને ઉછેરવા માટે ત્રણ બાબત ધ્યાનમા રાખવાની છે. (૧) યોગ્ય પોષણ આપવું (૨) શરીરની ગરમી બરાબર જાળવી રાખવી, (૩) ઠંડીથી રક્ષણ કરવું; યોગ્ય પોષણમાં ધાવણજ ઉત્તમ છે. ગરમી જાળવી રાખવા માટે ગરમ કપડાં (રૂલાલીન, શાલ વગેરે)માં વીંટી રાખવું, જરૂર લાગે તો એના શરીરના આસપાસ ગરમ પાણી ભરેલી બાટલીઓ રાખવી. અધુરે જન્મેલાં બાળકને બહુજ શાંત રાખવાં, એને બહુ ફેરવવાં નહિ. એને એકદમ બહુ પ્રકાશમાં ન લઈ જવાં કે એની પાસે બહુ અવાજ ન કરવો, ટુંકામાં એને કોઈ પણ જાતનો ત્રાસ ન પડવા દેવો.

## બાળકનો ખોરાક અને તેની પાચનશક્તિ

બાળકને દાંત આવે ત્યારથી કુદરતી રીતે એ બીજા ખોરાકને લાયક થાય છે. પહેલે વર્ષે તો ધાવણ કે દૂધજ (પહેલા પાણી સાથે અને પછી એકલું) બાળકને માફક આવે છે અને એ પૂરું થઈ રહે છે. એ સમયે બીજો ખોરાક દાળ, ચોખા, ખીચડી, કે રોટલી, રોટલા ખવરાવવાથી બાળકની તબિયત જરૂર બગડે છે. આઠ નવ મહીના પછી દૂધ સાથે થોડા નરમ ચોખા બહુ જરૂર લાગે તો આપી શકાય. પણ સાધારણ રીતે એકલું ધાવણ પૂરું ન પડે તો ગાયનું દૂધ જોઈએ તેટલું આપવું પણ ચોખા ન આપવા એ વધારે સલામતીવાળું છે. પણ ૧૧-૧૨ મહીના પછી બાળક બીજા ખોરાક વગર રહી શકતું નથી બીજાને ખાતા જોઈને એને ખાવાનું મન થઈ જાય છે. આવે વખતે દિવસમા એક વખત દૂધ સાથે નરમ ચોખાથી શરૂઆત કરવી, અને બાકીનો વખત એકલું દૂધ આપવું પછી ધીમે ધીમે દાળ, ચોખા, ખીચડી, વગેરે ખોરાક ઉપર ચડાવવું. સવા દોઢ વર્ષનું બચ્ચું તો રોટલી રોટલો પણ ખાતા શીખી જાય છે. પણ આ બાબતમા સંભાળ એટલીજ રાખવાની છે બાળકને કાંઈ કાચો ખોરાક ન આપવો, તેમજ ટાઢો ખોરાક પણ ન આપવો. જે આપવું તે તાજુંજ આપવું પણ વર્ષનું બાળક થાય ત્યા સુધી અને આખી બાલ્યાવસ્થામા દૂધ તો પુષ્કળ આપવું જોઈએ. ત્રણ ચાર વર્ષના બાળકો સહેજે ત્રણ ચાર શેર દૂધ પી જાય છે. જો આટલું દૂધ એને મળ્યા કરે અને તે ઉપરાત યથારૂચિ ખોરાક લે તો જરૂર બાળકો તદુરસ્ત અને બળવાન થાય. આ ઉપરાત પાકાં ફળો ખાવામા વાંધો નથી, પણ કાચા ફળો કે અંજીર, બદામ વગેરે સુકો મેવો બાળકને ન આપવો. નારંગીનો અથવા મોસંબીનો રસ આપવો ફાયદાકારક છે. આપણામા હમણા આ પ્રચાર બહુ ચાલ્યો છે. પણ એ બાળક ન લે તો તેમા વધારે ફાયદો છે. વળી મરચા અને તીખા મસાલાઓવાળી તથા તળેલી ચીજો બાળકને ન આપવી એ સારૂં છે. વળી બાળકને પાણી પીવા આપવામા ખાસ ઉનાળામા પાણી આપવામા કાંઈ વાંધો નથી, ઉલટું ફાયદાકારક છે. નાના બાળકની મોટામા મોટી ફરિઆદ ઝાડા વિષે છે, કાંતો ઝાડો આવતો નથી અથવા તો વધારે ઝાડા થાય છે, માટે બાળકના પેટના ખુલાસા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. બાળકને કબજિયત થવાનું કારણ એના આંતરડાની કુદરતી નબળાઈ હોય છે અથવા ખોરાકમા સ્નેહ (ચરબી) નો ભાગ ઓછો હોવાથી કબજિયત રહે છે અથવા ખોરાકનું પ્રમાણ ઓછું પડવાથી પણ ઝાડો નથી આવતો.

નાના બાળકને કબજિયત થાય કે તરત એને જુલાબ આપવો એ મોટી ભૂલ છે અને ત્યા સુધી ખોરાકના ફેરફારથી, ખુલ્લી હવાથી અને કસરતથી બાળકની કબજિયત કે એના ઝાડા દૂર થશે જેમ જેમ બાળક મોટુ થતુ જાય છે તેમ તેમ એનો ખોરાક મોટા માણસને મળતો થઈ જાય છે એટલે ખાસ ચિંતા કરવા જેવુ રહેતુ નથી

## ઉપસંહાર

હિંદુસ્તાનમા, યુરોપ અગર અમેરિકા દેશના કરતા બાળકોનુ મરણ પ્રમાણ ઘણુ મોટુ આવે છે આપણા દેશમા લગભગ ૧૦૦૦ બાળકોના જન્મની સખ્યા દીઠ ૪૦૦ મરણ પ્રમાણ આવે છે ૧૯૨૨ ની સાલના મુબઈના રેકર્ડમા બતાવ્યા પ્રમાણે ૧૦૦૦ બાળકે હિંદુઓમા ૩૫૦, મુસલમાનોમા ૩૭૦, હિંદુ ક્રિશ્ચિઅનોમા ૪૦૦ અને પારસી તથા યુરોપીઅનોમા ૧૪૦ થી ૧૪૫ મરણ પ્રમાણ આવ્યુ હતુ આજ સાલમા જ્યારે લડનમા ફક્ત ૭૬ મરણ પ્રમાણ આવ્યુ હતુ હિંદુસ્તાન અને યુરોપના બાળ મરણનો આટલો મોટો તફાવત શુ સૂચવે છે? આપણે યાદ રાખવાનુ છે કે આ બાળ મરણની સખ્યામા અડધાથી પણ વધારે હિસ્સો બાળપોષણની ખામીને આભારી છે

માના ધાવણની જગા, ધાન, ગાય કે બકરીનુ દૂધ અગર બજારમા મળતા દૂધના ખોરાકો જેવા કે મેલીન્સફુડ, ગ્લેસીએલન બરીફુડ, કન્ડન્સ્ડ મિલ્ક અને એવી બીજી ઘણી બનાવટો લઈ શકે છે પણ મારે દીલગીરી સાથે જણાવવાનુ કે હુ ઉપર માના દૂધની શ્રેષ્ઠતા બતાવી ગયો છુ ફરી વાર કહુ છુ કે માના દૂધની ગરજ કોઈ પણ વસ્તુ લઈ શકે નહિ માના દૂધની જે જે વસ્તુઓ જગા લે એમા અનિયમિતતા, સ્નેહની ખામી, પારકાના રોગ, પ્રાણીજન્ય ક્ષય કે જેને આતરડાનો ક્ષય કહેવામા આવે છે માફક ન આવવુ અને ઉલટી અને ઝાડા થવા, વાઇટેમિન નામનો પદાર્થ જે ત્રણ પ્રકારનો છે અને શરીરના વધવા માટે અતિ ઉપયોગનો છે અને જે પુરતો ન મળવાથી અવાળુમાથી લોહી પડવુ (સ્કર્વી) અને હાડકાંનુ નરમ બધારણ થવુ (Rickets) એવા રોગોના ભોગ થવાનું બાળકના નશીબમા સરજાયલુ હોય છે કારણ કે બનાવટી ખોરાકોમા અને પશુઓના દૂધ ઉકાળવાના સબબે વાઇટેમીન પદાર્થોનો મોટે ભાગે નાશ થાય છે, અતિ ખરચાળ અને શ્રીમતોને પોષાય, કાચની શીશી અને રબરની ટોટીને વારે ઘડીએ સાફ કરવી અને સાફ કરવામા જો ખામી આવે તો બાળકને

જંતુજન્ય રોગોના ભોગ કરવાનું સાહસ વહોરવું પડે છે. આટલી બધી જોખમદારી બચ્ચાને માતાના દૂધ વગર સહન કરવાની હોય છે. આ ઉપરથી માતાના દૂધની ઉત્તમતા અને આવશ્યકતાની કેટલી બધી જરૂર છે એનો ખ્યાલ વાચક તને સોંપુ છું. હાલની આપણી શોચનીય સ્થિતિ અને બાળકોનું મરણ પ્રમાણ પરદેશી બનાવટી ખોરાકોનો વધતો જતો ઉપયોગ એ આપણી એટલે હાલના માતાપિતાની અને એને અંગે ભવિષ્યના માતાપિતાની શારીરિક સ્થિતિનો ખ્યાલ આપે છે. આમ થવાનું કારણ જો આપણે તપાસીએ તો માલમ પડશે કે આપણા સમાજની જડ ઘાલી બેઠેલી રૂઢિઓ અને અજ્ઞાનને આભારી છે. મિથ્યા નકલી અનુકરણ કરવાની લોકોની વધતી જતી ટેવ અને શારીરિક ઘરગથ્થુ કસરત કરવામા નાનમ સમજનારી માતાઓને આભારી છે, ને બચ્ચાઓને ખોરાક કેવી રીતે આપવો, માતા બેનોને દૂધની ન છુટકેજ ગેરહાજરીમા કેમ વર્તવું એ બતાવ્યું છે. મારા ભાઈઓ અને બહેનોને અને હાલના માતાપિતાઓને એટલીજ નમ્ર વિનતિ છે કે તેઓ મિથ્યા અનુકરણ ન કરે, પોતાની ફરજ સમજે અને દુનિઆની માયાવી ઇચ્છાઓનો ભોગ ન થતા પોતાના આત્માને ઉચ્ચ બનાવે, અને એ પવિત્ર આત્માના આદેશ પ્રમાણે વર્તે હાલના બાળકો એ ભવિષ્યની પ્રજા છે અને તેમની તન્દુરસ્તીનો આધાર તેમના જન્મ પછીના પહેલા વર્ષોની માવજત ઉપર રહેલો છે. આ લેખ લખવાનો ઉદ્દેશ હાલમા જે ભયંકર અજ્ઞાન બાળકોના ઉછેર સંબંધી હસ્તી ધરાવે છે તે નાબુદ કરવાનો છે. હું આશા રાખું છુ કે વાચકો માત્ર વાચશે એટલુંજ ખરૂ પણ તે જ્ઞાનનો ઉપયોગ કરશે અને બાળકોના દૂધ પીવાની જીંદગીના વર્ષોમા મુખ્ય ભાગ જે માતાની તન્દુરસ્તી ભોગવે છે તેને સાચવવાની કાળજી રાખશે મારો છેલ્લો શબ્દ એજ છે કે માતાને સશક્ત અને જ્ઞાનવાળા બનાવો. અસ્તુ *

તા. ૧૩-૩-૧૯૨૬.
અમદાવાદ.

ડૉ. નટવરલાલ અંબાલાલ પાઠક,
એમ. બી. બી. એસ.
(આઇ. સ્પેશ્યલિસ્ટ.)

---

* અને શિશુસપ્તાહમા વાચવામાં આવેલો લેખ.

# સરકારી જાહેરખબરો

## ( ૧ )

## સને ૧૯૨૫ માં. ઉ. ભા. માં લેવાએલી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલ ઉમેદવારોનાં નામની યાદી

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **પંચમહાલ જિલ્લો.** | | | | |
| ૧ | સારા ફીશા ખ્રિસ્તી | ૪૩૭ | ૩૩ | સુમિત્રા ઉકા ખ્રિસ્તી | ૩૩૫ |
| ૨ | રૂક્ષ્મણી નરસિંહ ખ્રિસ્તી | ૪૩૨ | ૩૩ | રૂથ ખાણા ખ્રિસ્તી | ૩૩૫ |
| ૩ | શેરાદ મોરાર ખ્રિસ્તી | ૪૨૭ | ૩૫ | સાના મોતીલાલ ખ્રિસ્તી | ૩૩૪ |
| ૪ | મેરીઅમ પાઉલ ખ્રિસ્તી | ૪૨૬ | ૩૬ | શાતિ શના ખ્રિસ્તી | ૩૩૩ |
| ૫ | રૂબી ઉદા ખ્રિસ્તી | ૪૨૩ | ૩૭ | હેપ્સીબા ફીલીપ ખ્રિસ્તી | ૩૩૧ |
| ૬ | મંજુલા પાચા ખ્રિસ્તી | ૪૨૦ | ૩૮ | બ્લાનદીના મુસા ખ્રિસ્તી | ૩૩૦ |
| ૭ | રોઝાબેલા રામસિંગ ખ્રિસ્તી | ૪૦૧ | ૩૯ | હન્ના જોન ખ્રિસ્તી | ૩૨૯ |
| ૮ | સુમિત્રા લક્ષ્મણ ખ્રિસ્તી | ૩૯૯ | ૪૦ | મણી લલ્લુભાઇ ત્રવાડી | ૩૨૨ |
| ૯ | આનન્દી ઉત્તમદાસ ખ્રિસ્તી | ૩૯૧ | ૪૧ | વિન્યા કેશવલાલ ખ્રિસ્તી | ૩૨૦ |
| ૧૦ | રૂત ગગુ ખ્રિસ્તી | ૩૮૮ | ૪૨ | જયંતી ચુનિલાલ ત્રિવેદી | ૩૦૮ |
| ૧૧ | શાતી વેણીરામ જોષી | ૩૮૮ | ૪૩ | ફ્લોરેન્સ મગનલાલ ખ્રિસ્તી | ૩૦૬ |
| ૧૨ | દિવાળી અર્જુન ખ્રિસ્તી | ૩૮૨ | ૪૪ | મેરીઅમ છનાભાઈ ખ્રિસ્તી | ૩૦૪ |
| ૧૨ | સુમિત્રા શના ખ્રિસ્તી | ૩૮૧ | ૪૪ | સારા હીગલાલ ખ્રિસ્તી | ૩૦૪ |
| ૧૪ | સુદીઆ વદાલજી ખ્રિસ્તી | ૩૮૧ | ૪૪ | સુલોચના ભુવનેશ્વર મહેતા | ૩૦૪ |
| ૧૫ | રૂથ બેચર ખ્રિસ્તી | ૩૭૪ | ૪૭ | લક્ષ્મી મેલદાન ખ્રિસ્તી | ૨૯૯ |
| ૧૬ | હેલીન ઇસુદાસ ખ્રિસ્તી | ૩૭૩ | ૪૮ | સોના દેવજી ખ્રિસ્તી | ૨૮૮ |
| ૧૭ | ગંગા ભવાન ગોહિલ | ૩૭૧ | ૪૮ | ગ્રેસ મુસા ખ્રિસ્તી | ૨૮૮ |
| ૧૮ | તારા સવા ખ્રિસ્તી | ૩૬૭ | ૫૦ | કમળા શીપાગકર પંડ્યા | ૨૭૮ |
| ૧૯ | નાઉમી રાઘવજી ખ્રિસ્તી | ૩૬૬ | ૫૧ | નર્મદા સંતોકનાથજી નાથ | ૨૬૧ |
| ૧૯ | ગ્રેસ વદાલજી ખ્રિસ્તી | ૩૬૬ | | | |
| ૨૧ | શાતી રણછોડ ખ્રિસ્તી | ૩૬૫ | | **ભરૂચ જિલ્લો.** | |
| ૨૧ | મગળાગૌરી શંકરલાલ દાણી | ૩૬૫ | | | |
| ૨૩ | એમીલીઆ ફીલીપ ખ્રિસ્તી | ૩૬૦ | ૧ | જસુ બાપાજી ખ્રિસ્તી | ૪૦૭ |
| ૨૪ | તારા સોમચંદ ખ્રિસ્તી | ૩૫૭ | ૨ | રૂક્ષ્મણી ગીરધરલાલ ખ્રિસ્તી | ૩૮૨ |
| ૨૫ | શાતી કાળીરામ ખ્રિસ્તી | ૩૫૬ | ૩ | ગંગા લલ્લુભાઇ પાટીઆ. | ૩૭૪ |
| ૨૬ | રૂબી આશા ખ્રિસ્તી | ૩૫૩ | ૪ | કમળા મગનલાલ ખ્રિસ્તી | ૩૬૮ |
| ૨૭ | બાણી મુગજી ખ્રિસ્તી | ૩૪૭ | ૫ | મેરીઅમ ચુનીલાલ ખ્રિસ્તી | ૩૫૯ |
| ૨૮ | રેવા હરીચંદ ખ્રિસ્તી | ૩૪૬ | ૬ | નર્મદાગૌરી ફુલચંદ વ્યાસ | ૩૫૦ |
| ૨૯ | શાતિ દુધા ખ્રિસ્તી | ૩૪૧ | ૭ | ફ્લોરા બીજલભાઈ ખ્રિસ્તી | ૩૩૬ |
| ૩૦ | સત્યવતી મુસા ખ્રિસ્તી | ૩૩૮ | ૮ | જતુ મીગલાલ ખ્રિસ્તી | ૩૩૫ |
| ૩૦ | હરકોર મોતીલાલ ખ્રિસ્તી | ૩૩૮ | ૮ | મણી તળસીદાસ ખ્રિસ્તી. | ૩૩૫ |
| ૩૨ | મંજુલા માધવ ખ્રિસ્તી | ૩૩૬ | ૧૦ | ગંગાબેન મથુરભાઇ વાનાળા | ૩૨૯ |

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | કર્તાનું નામ | છાપખાનાનું નામ | કિંમત રૂ. આ. પા. | શાને માટે મંજુરી આપવામાં આવી? ઇનામ=ઇનામના પુસ્તક તરીકે લાયબ્રેરી=લાયબ્રેરીના પુસ્તક તરીકે | રિમાર્ક કે શેરો |
|---|---|---|---|---|---|---|
| ૫ | શેખ હસન | મૌલવી સૈયદ મુમતાઝ અલી | દારૂલ ઇશાઅત, પંજાબ, લાહોર | ૦–૧૨–૦ | ઇનામ | |
| ૬ | કરબ એ નીરાન | સૈયદ રાહત હુસેન બી. એલ. એલ. | કપૂર આર્ટ પ્રેસ, લાહોર | ૧–૦–૦ | એજન | |
| ૭ | કરોશીયા | બીલકીઝ બેગમ | દારૂલ ઇશાઅત, પંજાબ, લાહોર | ૧–૧૨–૦ | એજન | |

મુંબઈ,
તા. ૧૬ મી જુલાઈ ૧૯૨૬ } સને ૧૯૨૬–૨૭ નો પત્ર નંબર ૩૫૭૮ }

સહી (અંગ્રેજીમાં) × × ×
બી. ડી. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
અને
મુંબઈ–ઉર્દુ સ્કૂલ બુક કમિટિના
પ્રેસિડેન્ટ વતી

કિંમત રૂ૦ ૦-૮-૦

# ગુજરાતના ઇતિહાસમાંથી

## સહેલી વાર્તાઓ

(સચિત્ર)

કર્તા—પ્રાણલાલ કીરપારામ દેસાઈ

### પ્રસ્તાવના

પ્રખ્યાત પુસ્તકપ્રકાશક મેકમિલન અને કંપની તરફથી થએલી સૂચનાપરથી આ પુસ્તક લખવામાં આવ્યું છે આ પુસ્તકની યોજના કન્યાશાળાઓનો નવો અભ્યાસક્રમ લક્ષમાં રાખી કરવામાં આવી છે. કન્યાશાળાઓના નવા અભ્યાસક્રમમાં ગુજરાતનો ઇતિહાસ ચોથા, પાંચમા અને છઠ્ઠા—એમ ત્રણે ધોરણમાં રાખવામાં આવ્યો છે ઘણે ભાગે ગુજરાતી કન્યાશાળાઓમાં રા૦ બ૦ રમણભાઇકૃત 'ગુજરાતનો ઇતિહાસ' ચલાવવામાં આવે છે ત્રણ ધોરણોને માટે એ પુસ્તક મને ઘણું ટુંકુ લાગવાથી આ પુસ્તક મેં કંઇક વધારે વિસ્તારથી લખ્યું છે. વાર્તાઓ બાળકોને આનંદ પડે એવી રસિક બનાવવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે

આ પુસ્તક લખવામાં 'રાસમાળા' તથા ગોવિંદભાઇકૃત 'ગુજરાતનો ઇતિહાસ' એ બે પુસ્તકોની મદદ મેં લીધી છે તેથી એ પુસ્તકોના કર્તાઓ તથા પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો હું આભારી છું

પેનસિલથી ઉતાવળમાં ખરાબ અક્ષરે લખાએલાં પ્રકરણોની પોતાના સુંદર અક્ષરોથી છાપખાનામાં મોકલવા લાયક નકલ કરી આપવાને માટે અમદાવાદ મ્યુનિસિપાલિટિની ભદ્રની શાળાના શિક્ષક રા ગાગાભાઇ ગીરધરલાલનો પણ હું આભારી છું

---

Easy Stories from the History of Gujarat By Pranlal K. Desai, As. 8

---

પ્રસિદ્ધ ર્તા—મૅક્મિલન એન્ડ કંપની લિમિટેડ,
હૉર્નબી રોડ,—મુંબઈ.

# સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછાં મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન–વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦; છુટક અંકના રૂ. ૦–૨–૬;(ટપાલ ખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઆર્ડર–કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | ૦ા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૦ મા સ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધઃ—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ.

Registered No. B. 43.

પુસ્તક ૬૫ ] [ અંક ૯

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

સપ્ટેમ્બર, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M Ed, I E S
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ ]    સપ્ટેમ્બર, સને ૧૯૨૬.    [ અંક ૯

## શાળાવ્યવસ્થા

મુંબઈની સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ મિ. ડ્રૅકિન્એ "શાળાવ્યવસ્થા" (School Discipline) સંબંધી તૈયાર કરેલી નોંધ, જેને નામદાર મુંબઈ સરકારે કેળવણી ખાતાના તા. ૨૦ મી એપ્રિલ ૧૯૨૬ના સરકારી ઠરાવ નં. ૩૪૯૮ના અનુસંધાન (પરિશિષ્ટ) તરીકે છપાવી આમ પ્રગટ કરી છે, તે પ્રાથમિક શાળાના શિક્ષકવર્ગને પણ ઉપયોગી નીવડશે એમ ધારી તેનો અક્ષરશઃ અનુવાદ નીચે આપીશું —

### શાળાવ્યવસ્થા

ડૉ. બૅગ્લિએ પોતાની 'ક્લાસરૂમ મેનેજમેન્ટ' યાને 'વર્ગ-વ્યવસ્થા' નામના પુસ્તકમાં કહ્યું છે કે 'સૌથી સારી વ્યવસ્થાવાળી શાળાઓમાં વ્યવસ્થાનો અભાવજ તેમનું એક વિશિષ્ટ લક્ષણ છે એમ કહેવામાં દેખીતો વિરોધ છે " પરંતુ "વ્યવસ્થા"નો સંદિગ્ધ અર્થ આપણે જો બરાબર સ્પષ્ટ રીતે સમજીશું તો એવો દેખીતો વિરોધ પણ દૂર થશે. શાળામાં વિદ્યાર્થીની 'સ્વવ્યવસ્થા' કે 'આત્મસંયમ' અને શિક્ષકે વિદ્યાર્થી માટે યોજેલી 'વ્યવસ્થા' કે 'દોર' યા 'કાબુ'—એ બેઉ વચ્ચેના અર્થમાં જે ભેદ રહેલો છે તે નીમરી જઈશું ત્યારેજ શાળાઓની વ્યવસ્થા સંબંધી ચર્ચા ઘણીવાર સંદિગ્ધ અર્થવાળી કે ગુંચવાડાવાળી નીવડે છે. 'વ્યવસ્થા'માં 'કાબુ કે દાબ'નું સૂચન છે પણ તે આન્તર યા બાહ્ય પ્રકારનો—એમ બેમાંથી

એક હોઈ શકે અને તે એમાંથી કયા પ્રકારનો દાબ સમજવાનો છે તે ધોરણજ અમુક શાળાની યા વ્યક્તિની બાબતમાં ખરી મહત્ત્વની બાબત છે. જે શાળામાં બહારના દાબ યા અધિકારીના હુકમો પ્રત્યે આજ્ઞાધીન થવાથી નહિ પણ આન્તર ઊર્મિથીજ યા ચારિત્ર્યના ઉચ્ચ આદર્શ માટેની નિષ્ઠાથી વ્યવસ્થા જળવાયલી હોય છે તે શાળા ઉત્તમ વ્યવસ્થાવાળી શાળા કહેવાય છે. જગત્ ઉગ્ર સ્વરૂપના નિયમોની ભૂમિકા હોઈ ઉગ્ર તૈયારીની અપેક્ષા રાખે છે એવી દલીલ આગળ ધરી દાબ–બહારના કાબુ–પર જુના સમયમાં શાળાઓમાં ઘણા ભાગે ખાસ ભાર મુકવામાં આવતો. હાલમાં એ સંબંધી વિચારોમાં ભારે અને ઉલટી જાતનો ફેરફાર થવા લાગ્યો છે. હાલના શિક્ષકના શબ્દકોશમાં 'દાબ' અને 'વ્યવસ્થા' એ બે શબ્દોને બદલે 'સ્વતંત્રતા' અને 'છુટ' ને સ્થાન મળ્યું છે. *અર્વાચીન શિક્ષણશાસ્ત્રીઓમાંના* ઘણાખરા એવોજ મત ધરાવે છે કે દાબવાળા વાતાવરણમા મુકાએલા બાળકના વ્યક્તિત્વનો વિકાસ સંભવતોજ નથી. સ્વતંત્રતાથી ખરો વિરુદ્ધ અર્થ સૂચક શબ્દ *'નિયન્ત્રણ'* છે; અને એ *નિયન્ત્રણ* પણ બાળકના વ્યક્તિત્વના વિકાસ અર્થે 'સ્વતંત્રતા' કે 'છુટ'ના જેટલોજ ખપનો છે. એક તરફ બાળકને સ્વતંત્રતા કે છુટ કેટલા પ્રમાણમાં મળી શકે અને બીજી તરફથી તેના પર નિયન્ત્રણ કેટલે અંશે મૂકવું જરૂરનું છે એ બે બાબતમાંથી શું સારૂં તે નક્કી કરવામાં જે શિક્ષકને મુશ્કેલી ઉભી થાય તેણે ઉભયમાથી વચલો માર્ગ સ્વીકારવો. તેણે યાદ રાખવું જોઈએ કે જ્યાં સુધી બાળકને બહારની દુનિઆ ખગ જગત્ જોડે પરિચય થતો નથી, ત્યાં સુધી તેનો સંપૂર્ણ *વિકાસ થઈ શકવો કઠિન છે. જગતને તેની* પરનું નિયન્ત્રણજ તેને ઉત્તેજન આપવા સમર્થ છે. શિક્ષકે બાળક પર નિયન્ત્રણ એવી રીતે મૂકવું કે જેથી તેના હક તે વિસરી ન જાય. બાળકો પોતાની જાતને નિયમમા રાખતાં શીખે તે *કામ શિક્ષક તેમ કરતા શીખવે* તેના કરતા વધારે કઠણ છે તો પણ પહેલું કામ જે વધારે કઠિન છે અને જેમાં ધૈર્ય, યુક્તિ અને સારા સ્વભાવની વધારે જરૂર પડે છે તે કામ શિક્ષકે કરવું જોઈએ. તેણે તો બાળકોને પોતપોતાની જાતને કાબુમા રાખતા ચોક્કસ રીતે શિખવવું જોઈએ.

સારી વ્યવસ્થાવાળી શાળાનું વિશિષ્ટ કે આવશ્યક લક્ષણું તેની 'સારી ખ્યાતિ'–'ચારિત્ર્ય'–સદ્વર્તન–એજ છે. સદ્વર્તનની વ્યાખ્યા આપવી કઠિન છે. પણ તે જ્યા હોય છે ત્યા તેની આપણને પ્રતીતિ પણ આપોઆપ છે. અમુક વ્યક્તિ કે સંસ્થાનો તે એક એવો સૂક્ષ્મ ગુણ છે કે

જેનો આવિર્ભાવ સુધારણા અને ઉલ્લાસ (culture) રૂપે થાય છે. ચારિત્ર્ય વાળા માણસનું મન નજીવી, કે નીચ બાબતોથી મુક્ત હોય છે, તે દંભ, અસત્ય, અન્યાય, અને અપ્રમાણિકપણાને ધિક્કારે છે. શાળાનું સદ્વર્તન તેના અમુક વિભાગના ખાસ ગુણથી અંકાતુ નથી પણ તેના શિક્ષકો ને વિદ્યાર્થીઓ–બધાનો–તેના બંધારણમાં હિસ્સો છે; તે સર્વે વ્યક્તિઓજ તેને રચે છે.

## માનસશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો

ઉત્તમ વ્યવસ્થાવાળી શાળાનું વર્ણન કરતાં પહેલાં, શાળાની વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતા થોડાક માનસશાસ્ત્રના સિદ્ધાંતો વિષે આપણે પ્રથમ વિચાર કરીએ.

(૧) બાળક સ્વત્વવાળી વ્યક્તિ છે—અને બાળકના સ્વત્વને માન આપવું ઘટે છે. બાળકને પણ તેના હક તેમજ જવાબદારીઓ છે.

(૨) બાળક ઊર્મિ કે પ્રેરણાવાળું પ્રાણી છે—સઘળી પ્રેરણાઓ અમુક વખતે પોતપોતાની રીતે ઉપયોગી થઈ પડે છે. કેટલીકનો વિકાસ કરવો પડે છે ત્યારે બીજી કેટલીકને દાબી દેવાની જરૂર છે. દાખલા તરીકે, તેની સમૂહમા રહેવાની પ્રેરણા, જિજ્ઞાસા કે રમતની પ્રેરણાઓનો કેળવણીના ક્ષેત્રમા પુષ્કળ વિકાસ કરવો જોઈએ બાળકના ઉત્સાહને દાબી દેશો નહિ.

(૩) બાળક આવેશને વશ વ્યક્તિ છે—બાળકનો આવેશ કે ગુસ્સો ઘણી વખતે તેની કોઈ પ્રેરણાનો આવિર્ભાવ હોય છે. તેની ગુસ્સાની શક્તિનો કોઈ ઇષ્ટ માર્ગે સામાન્ય રીતે ઉપયોગ કરી લેવો જોઈએ. શિક્ષકનું એક કાર્ય તો બાળકની પ્રેરણાઓને ઉચ્ચ સ્વરૂપની બનાવવાનું છે, અર્થાત્ તે પ્રેરણાઓની શક્તિને કોઈ બીજી દિશામા વાળવી. જે બાળકો સૌથી વધારે ચપળ હોય છે તે ઘણીવાર ઘણા મદદગાર નીવડે છે.

(૪) બાળક કલ્પનાનું પ્રાણી છે—શિક્ષકે 'અસત્ય' અને 'કલ્પના' વચ્ચેનો ભેદ જાણવો જોઈએ. તેણે અસત્યની સામે ચોક્કસ વિરોધ બનાવવો જોઈએ, પણ કલ્પનાને ઓળખી લઈને તેને ઉત્તેજન આપવુ.

(૫) બાળક સૂચનાનું પ્રાણી છે—શિક્ષકની અસર પ્રત્યક્ષ કરતા પરોક્ષ રૂપની વધારે હોય છે. "વાણી કરતા કાર્યો વધારે વખણાય છે." "કાર્ય કરતા પણ વલણ કે ટેવ વધારે અસરકારક બને છે. સૌન્દર્ય, સૌજન્ય, સત્ય અને પ્રેમને અજાણ્યે ઉચ્ચ સ્વરૂપની બનાવે તેજ સારી સૂચનાઓ

કહેવાય છે શિક્ષક જે શબ્દો બોલે છે, જે કાર્ય કરે છે તેમા ગુપ્ત રહેલી સૂચનાનો બરાબર અભ્યાસ કરવો ઘટે છે દાખના તરીકે તેણે નિરાશ થએના બાળકોને એકાદ પ્રસગે એમ સૂચન કરવુ કે 'કામ (કઈ) ખરેખર કઠિન નથી અમુક કોયડો કઠિન છે પણ વર્ગના ગજા ઉપરાતનો નથી' એમ બીજે પ્રસગે સૂચવી પ્રયાસને ઉત્તેજન આપવુ તેણે તો પરિસ્થિતિનો વિચાર કરી તે મુજબ વર્તવુ ખોટુ કામ કરવુ સ્વાભાવિક છે એવુ કદાપિ સૂચવવુ નહિ બાળક હમેશા 'સ્વાભાવિક માર્ગજ ગ્રહણુ કરે છે

હવે આપણે સારી વ્યવસ્થા વાળી શાળાનુ વર્ણન કરીશુ

## (૧) મકાન અને સામાન વગેરે.

શાળાના મકાનની વ્યવસ્થા ઉપર સારી અસર થાય છે એ કહેવુ જરૂરનું નથી તેમજ સારી વ્યવસ્થા માટે શાળાના મકાન આરોગ્ય જાળવનાર જોઈએ એમ કહેવાની પણ જરૂર રહેતી નથી શાળામા વર્ગોમા બહુ છોકરાની ગીર્દીને લીધે તેમજ પુરતી હવાની આવજાની કે ઉજાસની ખામીને પરિણામે બાળકોના આરોગ્યને હરકત પહોચે છે એટલુજ નહિ પણ અવ્યવસ્થા અને આલસ્યમા તે કારણભૂત નીવડે છે કુદરત પોતાના હક છોડી દેતી નથી અને એ હક કોઈ કારણથી છીનવી લેવાય ત્યારે તે તેની સામે થયા વિના રહેતી નથી વળી એક બીજી વધારે અગત્યની તો પણ ભાગ્યેજ ધ્યાનમા લેવાતી હોય તેવી બાબત બેસવાની ને લખવાની પાટલીઓનું કદ, અને ઘાટ, વર્ગના ઓરડામા તેની ગોઠવણ, કાળુ-પાટીઉ, મેજ અને બારીઓ ક્યા હોવા જોઈએ તેને લગતી છે વર્ગમા છોકરાને સમુદાયમા બેસાડવા અને પાટલીઓની સખ્યા મુજબ તેમને સરખા ભાગે બેસાડવા જોઈએ કાળાપાટીયા માટે બને તેટલી પહોળી જગા રોકવી અને વર્ગમા દરેક બાળક તે પરનું લખાણ જોઈ શકે તેવી જગાએ મૂકવા બારીઓ ગોઠવી રાખવી અને તેમાથી સૂર્યનો પ્રકાશ સીધો ન આવે તેવી તેમજ વર્ગને 'ડાબી બાજુના ઉપના ભાગમાથી' આવે એવા સ્થળે હોવી જોઈએ સારા ચિત્રો, અને પુષ્પો જે વર્ગના ઓરડાને સૌન્દર્યમય બનાવી દે છે તેની અગત્ય કેટલી છે તે વિષે કઈક કહેવાની જરૂર છે વર્ગના ઓરડાના દેખાવ માટે બાળક ગર્વ-ખરો ગર્વ-ધરાવતા શીખે, અને તેના સૌન્દર્યમાં વધારો કરવા માટે પુષ્પો લેઈ આવવા માટે તેમને ઉત્તજન મળે-ઉત્સાહ આવે-તેવુ શિક્ષણ તેમને આપવુ શાળા તેનો એક ભાગ હોવો જોઈએ, જે તેની સુદરતા વધારનાર હોય એટલુજ નહિ પણ સદ્વિચારના પાઠો શીખવા માટે છે

દોડતા જાય તેવો જોઈએ. બાગને તાજો ને બગાબર સ્થિતિમાં સાચવી રાખવાનું કામ બાળકો પોતેજ સંભાળી લે તેવી યોજના કરવી.

## (૨) શાળાનો વહીવટ.

શાળાની વ્યવસ્થા ખરાબ હોવાનું એક મુખ્ય કારણ તેનો ખરાબ વહીવટ છે. શાળાનાં બાળકો સ્વભાવે જુની ગરડમા રહી કામ કરવાની વૃત્તિવાળા હોય છે. તેમને દૈનિક કાર્યક્રમ પસંદ હોય છે, દરરોજના કાર્યક્રમમાથી વારંવાર થતો ફેરફાર તેમને અરુચિકર લાગે છે; હિન્દુસ્તાનમાં તાવ અને એના જેવી બીજી સાધારણ માદગીને લીધે શિક્ષકોની હાજરી નિયમિત ન રહેવાનો વારંવાર સંભવ રહે છે. મુખ્ય શિક્ષકે (હેડમાસ્તરે) શિક્ષકના સમયપત્રકથી બરાબર વાકેફ રહેવું જોઈએ. અમુક સમયમા કયા કયા શિક્ષકો વર્ગના કામમા રોકાયા છે અને કોણ છુટા છે તેની યાદી હેડમાસ્તરે પોતાની પાસે રાખવી જોઈએ. જેથી જે કોઈ શિક્ષક ગેરહાજર હોય તો તેને બદલે બીજાને તેના કામની સુપરત જલદીથી કરી શકાય. શાળા બરાબર નિયમિત રીતે ચાલે છે કે કેમ તેની ખાતરી કરવા માટે તેણે દરરોજ–દિવસમા ગમે ત્યારે–એકવાર આખી શાળામા ફરી તપાસી ખાતરી કરવી જોઈએ. તે સિવાય, તેમણે દરેક વર્ગમા કામ કેટલે અંશે સારૂ ચાલે છે તે બાબતથી વાકેફ થવા માટે વર્ગોમા ક્રમ ગોપાત જવુ જોઈએ

શાળાની વ્યવસ્થા બગડવાનુ એક સાધારણ કારણ તો શિક્ષકો પોતે જ અનિયમિતપણાની ખોટી ટેવનો દાખલો રજુ કરે છે તે છે. ઘંટ વાગ્યા પછી કેટલીક મિનિટો વીત્યાબાદ આળસુ હોય તેમ ડોલા ખાતા ખાતા જો શિક્ષકો પોતાના વર્ગમા જતા હશે તો તેમના વર્ગમા પેઠા પછી વર્ગ વ્યવસ્થિત બની જાય–તેમજ તેમના શિક્ષણમાથી ઘણું પ્રોત્સાહન મેળવે–એવી આશા રાખવી ફોકટ છે એમ સ્પષ્ટ સમજવુ. તે બે પિરિયડોની વચ્ચે બે નાના ઘંટ વગાડવા, બીજો ઘટ વાગતાની સાથે પાઠ શરૂ થઈ જવા જોઈએ. વખતસર પોતાના વર્ગમા દાખલ થઈ રીતસર કામ શરૂ કરનાર શિક્ષકની ચપળતા કંઈક અંશે વિદ્યાર્થીમા પણ આવશે. વર્ગમા મોડા આવનાર વિદ્યાર્થીને ટોક્યા સિવાય તેની જગાપર બેસવા દેવા નહિ. જે કોઈ મોડો આવશે તેણે ચુપકીથી અમુક સ્થળે ઊભા થઈ રહેવું, અને તેને મોડા થવાનું કારણ પૂછવામાં આવે અને તે ઉપરથી તેની જગાપર બેસવા જવાની રજા મળે તે પછીજ તેણે પોતાની બેઠકે જવુ. જે વિદ્યાર્થીને દરરોજ મોડા થવાની ટેવજ પડી ગએલી હોય તેના વિષે હેડમાસ્તરને તપાસ યા જરૂરી અમલ માટે ઉપાયો કરવા હોય તે માટે રિપોર્ટ કરવો.

વિદ્યાર્થીઓના દાખલ થવાનું રજિસ્ટર (પત્રક), હાજરીપત્રકો અને પરીક્ષાનાં પરિણામપત્રકો સ્વચ્છ અને ભૂલ વગરનાં રાખવાં તેમજ દરેક શિક્ષકે પોતે દરરોજ શું શું કામ કર્યું તેની ટુંકી નોંધ પણ લખી રાખવી.

રમતો, સ્વચ્છન્દી મજાઓ, વિવાદમંડળો, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, પ્રયોગશાળાઓ વગેરે પર દેખરેખ રાખવાની સૂચના સામાન્ય રીતે કેટલાક શિક્ષકોને કરવાની જરૂર રહેશે; પણ તે દરેક કામમાં વિદ્યાર્થીઓની પણ સહાયતા લેવી; અને તે કામની આખી કે થોડી જવાબદારીનો બોજો પણ તેમને વિદ્યાર્થીઓને શિર નાખવો. આ મંડળો બરાબર કામ કરે છે કે નહિ તેની તપાસ કરતા રહેવાની ફરજ હેડમાસ્તરની છે.

**(૩) હેડમાસ્તર:**—શાળાની વ્યવસ્થા અને ચારિત્ર્ય ઉપર હેડમાસ્તરની છાપ કેટલે બધે અંશે અસરકારક નીવડે છે તેનું યથાર્થ વર્ણન કરવું મુશ્કેલ છે. હેડમાસ્તરને શિર ઘણી મોટી જવાબદારી રહેલી છે, કારણ કે શાળાનું તન્ત્ર બરાબર શાન્તિથી ચાલી રહ્યું છે કે નહિ તે જોવાનું તેનું કામ છે, એટલુંજ નહિ પણ સમસ્ત શાળાએ સ્વીકારવા જેવો એક આશય પણ તેમણે રાખવો જોઈએ. આદર્શ વિનાનો હેડમાસ્તર એટલે કાર્યસિદ્ધિ કે યોગ્યતા વિનાની શાળા. તેટલા માટે શાળાનો અધિકારી ચારિત્ર્યવાન અને બુદ્ધિમાન મનુષ્ય હોવો જોઈએ. શિક્ષકવર્ગ તેમજ શિષ્યો સમક્ષ પ્રમાણિકતાવાળા અને ન્યાયી પુરુષ તરીકે માન પડે એવો તે હોવો જોઈએ. સર્વથી વિશેષ તો એ કે તે ખરેખરા અર્થમાં મોટા મનનો, ઉદાર દિલનો હોવો જોઈએ. તરછોડવું કે અપમાન, કરવું સ્હેજમા ખોટું લગાડવુ કે ઇર્ષ્યા કરવી તે બધા દુર્ગુણોથી તેણે મુક્ત રહેવું જોઈએ. તેણે પક્ષાપક્ષી અને વાધા-વચકાથી મુક્ત રહેવું જોઈએ, અને બીજા પ્રત્યે તેમની નાત જાત, ધર્મની માન્યતા કે પૂર્વની વર્તણૂકથી અલગ રહી વર્તવુ જોઈએ.

હેડમાસ્તરે પોતાની સત્તા ડહાપણથી વાપરવી; પોતે અમુક હોદ્દા ઉપર છે એમ ન માનતા ન્યાય, જ્ઞાન અને અનુભવને આધારે તેણે અમલ કરવો. શાળાના કાર્યક્રમ પર, અભ્યાસની યોજનામા શિક્ષણ આપવાની રીતમા, અને હસ્તાક્ષર, જોડણી, વાણી, વખતસર કામ શરૂ કરવુ તે અને નિયમિતપણુ વગેરે જેવી નાની સરખી બાબતોમા પણ ટુકામા આખી શાળામા-હેડમાસ્તરની અસર જણાયા વિના રહેતી નથી. તેણે નિશાળમા સારી બાબતોનેજ સ્થાન આપવુ તેમ છતા શાળાને સર્વોપરિ લાયકાતવાળી બનાવવાની લાલસા અને તે માટે પરીક્ષાના સારા પરિણામની લાલસા વધી પડવાની બીતિ એટલી બધી રહે છે કે વિસ્તૃત સ્વરૂપની

વિદ્વત્તા અને નૈતિક અને આધ્યાત્મિક ઉપયોગિતાની જરૂરિઆતને તે લાલસા ભુલાવી દે છે. અમુક સમયના કામમા બીજા તલ્લીન થાય તો હેડમાસ્તરે પોતે વધારે ઉચ્ચ આદર્શજ યાદ રાખવો. પોતાની શાળામાથી કેટલા 'પાસ' થયા તેના સવાલો તેણે વરસ આખરે વિચારવાના નથી; પણ શાળાની નીતિનું ધોરણ કેટલુ વધ્યું, નૈતિક ઉન્નતિ કેટલી થઈ જાહેર જુસ્સો કેટલો વધતો ગયો એ પ્રશ્નો વિચારવાના છે

હેડમાસ્તર શાળાના ઉચ્ચ ચારિત્ર્યના ધોરણરૂપ છે.

## (૪) શિક્ષકવર્ગ.

આદર્શ સૈન્ય તો એજ કહેવાય કે જેમાનો પ્રત્યેક સૈનિક સૈન્યના નાયકને અભાવે તેની જગાપગનુ કામ કરી શકે એવી લાયકાત ધરાવતો હોય, તેજ સૂત્ર આદર્શ શાળાને લાગુ પાડી શકાય તેવીજ રીતે હેડમાસ્તરમા પણ ઘણાખરા ગુણો આવશ્યક છે. તેમાના ઘણા વર્ગશિક્ષકમા હોવા જોઈએ વર્ગશિક્ષક દિવસના ઘણાખરા કલાકો દરમિઆન મોટા ભાગે પોતાના વિદ્યાર્થી જોડે નિકટ સબધમા આવે છે, અને એ સમયમા વર્ગને તેના કામની બારીક તપાસનો પ્રસગ મળે છે. આવી ઘણીજ ટુકી મુદતમા વિદ્યાર્થીઓ તેના ચારિત્ર્ય વિષે અભિપ્રાય બાધી લેતા શશે અને તેની નિષ્ઠા, ન્યાયપરાયણતા, ઉત્સાહ, અને શક્તિ પરત્વે પોતાનો મત તેઓ બાધી લે છે અને સાધારણ રીતે તેમનો મત બહુ ખોટો નીવડતો નથી

શિક્ષકના વ્યક્તિત્વ વિષે પૂર્વે ઘણુ કહેવામા આવ્યુ છે, અને વારવાર -ઘણુખરૂ-એવી કથની પડી ગઈ છે કે વ્યક્તિત્વનો પ્રભાવ ઈશ્વરદત્ત હોવાથી તેનો વિકાસ કે સુધારોવધારો કરવો અશક્ય હોય છે. એ વાત સાચી છે કે બીજાને કાબુમા રાખવાની ખાસ લાયકાત થોડાકજ શિક્ષકોમા હોય છે, પણ મનુષ્યમા જે ગુણ વડે તેનુ વ્યક્તિત્વ પ્રતીત થયુ હોય, તે ગુણની ખીલવણી કરીને કોઈ પણ જાતની બીજી શક્તિનો વિકાસ જેવી રીતે સાધી શકાય છે, તેવી રીતે તેના વ્યક્તિત્વનો વિકાસ પણ સાધી શકાય છે. *એક લેખકે વ્યક્તિત્વની બે શબ્દમા વ્યાખ્યા આપી છે*–"*બળ અને છટા*"–પ્રથમ શબ્દ સ્વત્વના સક્રિય ગુણનું અને બીજો શબ્દ તેનો અક્રિય ગુણનું ભાન કરાવતો.

ઉપરના વિભાગમાના પ્રથમ ભાગમા ઉત્સાહ, શક્તિ, નિશ્ચય, અને હિંમતનો સમાવેશ થાય છે અને બીજા ભાગમા નિષ્ઠા, ધૈર્ય, દિલસોજી-પણું (સહૃદયતા), યુક્તિ અને સારો સ્વભાવ એ ગુણો ગણવાના છે. આ

બધા ગુણો પ્રત્યેક સારા અને નિપુણ શિક્ષકમા હોવા જોઈએ. જ્યારે ઉત્સાહ અને નિષ્ઠા, મનુષ્યની પોતાની બહાર જણાઈ આવે છે ત્યારે આપણને તેનું સ્વત્વ નજરે પડે છે. જે શિક્ષકો પોતાના કામમાં રસ લેવો માંડી વાળે છે અથવા તે માટે જેને તૈયારી કરવી પડે તેનામા સામાન્ય રીતે ઓજસ્‌ની ન્યૂનતા હોય છે. આ સંબંધમા નીચેની સૂચનાઓ શિક્ષકોને ઉપયોગી થશેઃ—

(૧) સાચા, નિષ્ઠાયુક્ત, સરલ, સ્વાભાવિક અને પ્રમાણિક થાઓ દંભ કે ઢોંગ છુપા રહેતા નથી.

(૨) તમારા કાર્યપરત્વે ઉત્સાહી થજો; તેમજ તમારા શિષ્યો તરફના વર્તન વખતે પણ પોતાની જાતને ભૂલી જાઓ.

(૩) માયાળુ, દિલસોજીવાળા અને શિષ્યો તરફ સતત મૈત્રી કરનાર થાઓ.

(૪) આનન્દીવૃત્તિ દર્શાવવા યત્ન કરો. બહુ લાગણીવાળા થાઓ નહિ. હસતા શીખો.

(૫) ન્યાયી, અને યુક્તિથીકે સમજણપૂર્વક વર્તનારા થાઓ.

(૬) હઠીલાપણાનો ભાસ પણ ન થાય તેવી રીતે નિશ્ચયવૃત્તિ પાળો.

આ ઉપર જણાવેલી સૂચનાઓમા સારી વ્યવસ્થા આણવા સહાયભૂત થાય એવા થોડાંક નીચે જણાવેલા સૂત્રો પણ ઉમેરી શકાય.

(૧) *પાઠની તૈયારી કર્યા વિના વર્ગમાં કદાપિ જવું નહિ.*

(૨) અમુક કાયમની રુઢિને વળગી રહેવુ પણ વર્ગમા પદ્ધતિમા વારંવાર ફેરફાર કરતા રહેવુ.

(૩) ધીમા અવાજે બોલવુ. મોટે અવાજે–ઊંચા સ્વરે–બૂમો પાડી–બોલવાથી વર્ગના વિદ્યાર્થીઓના મનમા કંટાળો ઉપજશે; અને શિક્ષક પણ થાકી જશે.

(૪) વર્ગના દરેક વિદ્યાર્થી નિગ્રાહમા હોય ત્યારે તેમજ તેની બહાર પણ તેની સાથે ગાઢ સંબંધમા આવવું.

(૫) તમે ખરેખરા થાકી ન જાઓ ત્યા સુધી ટેબલ પર યા ખુરશીપર બેસવું નહિ. પ્લૅટફૉર્મ–બાજઠ–ઉપર જરૂર સિવાય ઊભા રહેવું નહિ. વર્ગના વિદ્યાર્થીઓની સમાન ભૂમિકા પર ઊભા રહેવું.

(૬) એકાએકથી યા ક્રોધાવેશમા શિક્ષા કરવી નહિ.

## (૫) શાળા એક કુટુંબ છે.

વ્યવસ્થાનો સૌથી વધારે જે કઠિન કોયડો શિક્ષકે છોડવાનો છે તે અમુક એક વ્યક્તિના ખોટા વર્તન સંબંધી ઘણી વાર હોતો નથી, પણ આખા વર્ગે ખોટું વર્તન બતાવ્યુ હોય તે સંબંધી હોય છે. શિક્ષકને થોડી વારમા ખાતરી થાય છે કે વર્ગમા એક પ્રકારની 'વર્ગીય-ભાવના' પ્રવર્તી રહેલી હોય છે જે કેટલીક વાર વિચિત્ર સ્વરૂપે દેખાઈ આવે છે. કેટલીક વાર આખા વર્ગમા સૌથી આગળ પડતો ભાગ લેનાર એકાદ વિદ્યાર્થી હોય છે તે આખા વર્ગને પોતાની ઇચ્છાનુસાર દોરી શકે છે, પણ સામાન્ય રીતે એક સામાન્ય આવેગ જે સમજાવવો કઠિણ છે તેથી તેઓ દોરવાઈ જાય છે, વિદ્યાર્થીનું ટોળું સ્વરૂપ બને છે અને ટોળામા જે વૃત્તિઓ જણાઈ આવે છે તે બધી તેઓ ધારણ કરે છે. આની બાબતમા ખાસ નિયમ એ પાળવો કે તમારે 'મિજાજ ખોવો' નહિ. જે શિક્ષક ઉતાવળા પગલા ભરે છે તે બહુધા જરૂર ખોટા ભરે છે. જો તે શાંતિથી કામ લેશે તો તોફાનનુ મૂળ શોધવામા સહાયતારૂપ નીવડે તેવુ કઈક પણ તેને ઘણુખરૂ હાથ લાગશે. વળી, એમ પણ હંમેશ ધારી નજ લેવું કે આ સંઘ-યૂથ-ભાવના હરહમેશ અવ્યવસ્થાજ ઊભી કરે છે. ઉલટુ એ ભાવના વિના સારી વ્યવસ્થા પણ સંભવતી નથી. વર્ગને તેના હકની ઝટ સમજ પડી જાય છે પણ તેની જવાબદારીઓ —ફરજો—પણ સમજે એવે માર્ગે તેને દોરવો જોઈએ.

યુક્તિવાળો અને સહાનુભૂતિ ધરાવતો શિક્ષક આખા વર્ગને પોતાનો કરી શકે છે વર્ગમાથી જે નાની સૂચનાઓ ઉદ્ભવે તેને કેવી રીતે સ્વીકારી લેવી તે અનુભવથી શિખાય છે, પણ જો તે મિત્રભાવવાળો હશે તો વર્ગના વિદ્યાર્થીના મનનું વલણ જાણવાનો કંઈક ઉપાય તેને સૂઝી આવશે આ વખતે પણ તેણે દયા કરતા તેમના હક લક્ષમા રાખવા, અને વધારામા સારા સ્વભાવના હક પણ યાદ રાખવા જોઈએ. કોઈ પણ મનુષ્યજાતિના વર્ગ માટે કાયદા તો જોઈએ, પણ શાળાના વર્ગોમા કાયદા જેમ બને તેમ થોડાકજ રાખવા જોઈએ. સદ્ગૃહસ્થ માટે સદ્ગૃહસ્થનું માન-ઇજ્જત—એ એકજ કાયદો છે, અને શાળા માટે પણ એજ કાયદો છે, એટલે શાળાનું માન-મરતબો. જો શાળા માટે કાયદા કાનુનોની જરૂર હોય તો તેમને પ્રથમ પ્રિફેક્ટ આગળ અને તેમની મારફત મોટા-ઉપલા વર્ગના-વિદ્યાર્થીઓ આગળ મંજુરી માટે રજુ કરવા એ રીતે જે વિદ્યાર્થીવર્ગ કાયદાને માન અપાવવું જોઈએ એવું

સમજવા માટે સૌથી વધારે સારી સ્થિતિમાં છે તેમની જ કને શાળાના નિયમો-કાયદા કાનુનો-ની નૈતિક શિક્ષા અપાવી શકાય. અગત્યની બાબત એ છે કે તે નિયમો સ્વેચ્છાનુસાર કરવામા આવ્યા નથી, પણ અપૂર્ણ કે ખામીવાળા સમાજનું જરૂરી હિત જાળવવા પુરતાજ છે એમ જણાવી દેવું જોઈએ. શાળાનો વહીવટ અને તન્ત્ર ચલાવવાની જવાબદારી વિદ્યાર્થી ઉપરજ નાખી દેવાના ઘણા રસ્તા છે, જેવા કે 'પ્રિફેક્ટ સિસ્ટમ', 'સ્ટુડન્ટસ કાઉન્સિલ' અને એવી બીજી સસ્થાઓ વા મંડળો; સારી જાતની શાળાઓમા-જ્યા વ્યવસ્થા-આત્મસંયમ-નો પુરતો વિકાસ થઈ રહ્યો છે, ત્યા પુષ્કળ સ્વતંત્રતા-છૂટ-આપવામા આવેલી નજરે પડે છે; અને તેવી શાળાઓમા શાળાની પ્રતિષ્ઠા સામેની જે કસુરો માટે શિક્ષાનો નિર્ણય કરવામા આવે છે તે શાળાની પૂર્વોક્ત મસલતો તરફથી કરવામા આવે છે. આથી સ્વતંત્રતાનો દુરુપયોગ થશે એવી બીતિ રહે છે, ખાસ કરીને હિન્દુસ્તાન જેવા દેશમાં જ્યા જ્ઞાતિ કે કોમી ભેદ તકરારોના નિર્ણયને અસર કરે છે ત્યા તેવો ભય રહે છે, આવા દેશોમા આવી હકીકતમાં હેડમાસ્તરે સઘળી બાબતો ધ્યાનમા લઈને 'સ્કૂલ કોર્ટ' કે 'સ્કૂલ કાઉન્સિલ'ના નિર્ણયને રદ કરવાનો હક પોતાના હાથમા રાખી લેવો જોઈએ. આમ કરવાના કારણો સમજાવવામા આવશે. હેડમાસ્તરે કાન્સિલના નિર્ણયને આગળથી અમુક સ્વરૂપમા ઉતારવાનું સમજાવવાની લાલચમાથી તેમજ ખાસ કરીને કાન્સિલના સભ્યોને જાસુસનું કામ કરનાર તરીકે ઉપયોગમા લેવાની સઘળી લાલચમાથી મુક્ત રહેવું. તેમ છતા, અમુક બાબતમા કઈ શિક્ષા વધારે યોગ્ય અને ન્યાયી ગણાશે તે સબંધી સૂચનાઓ તે તેમની કનેથી મેળવી શકશે. આ રીતે જે પ્રકારની શિક્ષાથી વિદ્યાર્થીને સ્વમાનભંગનું દુ ખ થાય અથવા કાયમનો દ્વેષ થાય તેવી શિક્ષાનો ઉપયોગ તે નહિ કરે.

### "વ્યવસ્થાની સહાયક બાબતો."

વર્ગમા વ્યવસ્થા માટે મદદરૂપ થઈ રહે તેવી યુક્તિઓની શોધમાજ શિક્ષકો હમેશા રહે છે, પણ એટલુ તો કહી શકાય કે જે યુક્તિ કેળવણીના કામમા આવતી નથી તે કંઇજ કામની નથી. વ્યવસ્થાની સૌથી સારી સહાયક બાબતો તો એજ છે કે જેનો ઉપયોગ કર્યાથી શિક્ષણનુ કાર્ય વધારે બુદ્ધિપૂર્વક ચાલતું થાય અને શાળાનો યોગ્ય 'આત્મભાવ' સ્થાય, આ કારણથી ઇનામો અને શાબાશીના પ્રમાણપત્રકો, પુસ્તકો વગેરે બક્ષીસ આપવાની પદ્ધતિને ઉત્તેજન ન મળવુ જોઈએ. વિદ્યાર્થીનો

હેતુ અને લક્ષ્ય કેવાં છે તે પર બધી બાબતનો આધાર રહેલો છે. ઇનામો ઓછાં કિંમતનાં રાખવા અને તેની મોટી કે સારી કિંમતને લીધે તે લાલચ તેની સામાં ધરવાં નહિ. આપણી શાળામાં શિક્ષણનાં કે રમત માટેનાં, તેમા સૌથી સારૂં કામ કરી દેખાડવાની કોશીશ કરાવવા માટે લાલચ આપવા માટે, કિંમતી ઇનામો આપવાની અયોગ્ય રૂઢિ જ્યારે તદ્દન ત્યજી દેવામા આવશે ત્યારે આપણી શાળાઓને મોટો લાભ થયો એમ મનાશે. માન માટે ખાસ ચંદ્રકો, પત્તા, વાવટા, ધજાઓ, વગેરે અયોગ્ય ન ગણાય; ખાસ કરીને એવાં દસ્તાવાળી કોશીશનાં, નહિ કે અતિશય સ્પર્ધાનાં, ઇનામ તરીકે તે આપવામાં આવ્યાં હોય. સામાન્ય રીતે રિવાજ મુજબ કરવામાં આવેલા સારા કામ બદલ ઇનામ આપવું જોઈએ નહિ; કારણ કે તેની તો દરેક વિદ્યાર્થી કને આશા રાખવામા આવેજ છે. પણ થોડુંઘણું કંઈ પણ વધારાનુ જે કરવામાં આવે તે માટે ઇનામની જરૂર છે, કારણ કે તે આપણી આશા કરતા કંઇક વધારે આગળ જાય છે જે ઇનામ આખા વર્ગને મળી શકે, તેનો લાભ આખો વર્ગ પામે; જે આખા વર્ગમા પ્રત્યેક વ્યક્તિએ કરેલા સારા કામને લીધે મળેલું છે તે ઇનામ સૌથી ઉત્તમ જાતનું ગણાશે. જેમ કે શાળાની બહાર કરેલા આનન્દપર્યટન કે શાળાની અંદર કરેલો મેળાવડો-એ પ્રસંગોમાં સમસ્ત વર્ગે કરેલા સારા કામનો સમાવેશ કરી શકાય આગળ નહિ ગણાવેલી એવી વ્યવસ્થાની કેટલી સહાયકતા નીચે મુજબ ટુકાણમા લખી શકાશે—

૧. **શાળાનાં અને વર્ગનાં આનન્દપર્યટન**:—કુદરતના અભ્યાસ માટે અથવા સહેલ કે મનની વિશ્રાન્તિ અર્થે આવા પર્યટનોમા શિક્ષકો અને વિદ્યાર્થીઓએ છૂટથી ભેગા થવુ. આવા પર્યટનની કિંમત ભાગ્યેજ સમજાય છે.

૨. **શાળાની રમતો અને કસરતના દાવો**.—દરેક શિક્ષકે શાળાની રમતમા રસ લેવો જોઈએ; અને બની શકે તે વખતે તે તે બાબતમા ભાગ પણ લેવો. વર્ગના ઓરડામા જેટલું તે નીતિનું શિક્ષણ આપે છે તેટલુંજ તે રમતના સ્થળપર પણ આપી શકે છે.

૩. **શાળાનાં કામ**—જેવા કે ભાષણોના દિવસો, સારા પ્રતિષ્ઠિત નાગરિકજનોએ આપવાના ભાષણો વગેરે પ્રસંગોએ શાળા માનપૂર્વક પોતાનો સંયમ જાળવી રહે એવુ તેને શિક્ષણ મળવુ જોઈએ

૪. **શાળાનાં મંડળો**:—સૃષ્ટિજ્ઞાનનું મંડળ, ઇતિહાસનું મંડળ, પર્યટનમંડળો, નાટ્ય કે અભિનયમંડળો, વાદવિવાદના મંડળો, કળાના મંડળો,

સાહિત્યના મંડળો. આમાના જે જે મંડળોની માગણી થતી જાય તે તે મંડળોને તેમની માગણી અનુસાર શરૂ કરી દેવા તેમના કામ પર દેખરેખ રાખવા માટે એક કે બે શિક્ષકોની નીમણુક કરવી શિક્ષકે મંડળ પર દોર ચલાવવો નહિ પણ દૂર રહી પ્રસંગાવશાત્ જરૂર પડે સહાય આપવા તત્પર રહેવુ.

૫. **નીતિનું શિક્ષણ**—હેડમાસ્તરનું ભાષણ આખી શાળાને દર અઠવાડીયે એક વાર આવુ ભાષણ આપવાનું રાખવુ શાળાની બધી કળાઓ શીખવાના કામ કરતા નીતિની શિખામણ લેવાની કળા વધારે કઠિન છે બાળકનો નીતિનિયમનો-'કોડ'-સંગ્રહ-તૈયાર કરવો, અને બીજાએ કરેલી નીતિની શિખામણો મનમા રાખી તેનો અભ્યાસ કરી, મનથી તેની હા ભણી એટલે નીતિના નિયમોના સંગ્રહમા કરેલી સૂચનાઓનો અમલ થયો એમ ન સમજવુ પણ જેના પ્રત્યે તે માન ધરાવવા શીખ્યો છે તેમનામા જ અજાણપણે તેના ધોરણોનો સ્વીકાર કરી લીધેલો છે તે વડે નીતિ નિયમોનો અમલ થયો ગણાય. નીતિનું શિક્ષણ પ્રત્યક્ષ શિક્ષણથી મળતું નથી પણ સૂચનથી વધારે સારી રીતે મળી શકે છે માટે બધા નીતિના પાઠો માટે સૂત્ર એ હોવુ જોઈએ જે "નીતિનો બોધ ન આપો" શિક્ષકનો જીવન પ્રત્યે કેવો ભાવ છે તેનું સમસ્ત અવલોકન કરીને તેમજ તે નીતિપાઠ સંબંધી જે વાર્તાઓ કહેતો હોય તેની-તે વાર્તા કહેવાની-રીતિથી-ઢબ-શૈલીથી, બાળક સમજી શકશે કે હિંમત, ન્યાય, પ્રમાણિકતા, સત્ય, નિયમિતતા, સમતોલપણું, માઝા, અને સખાવત, ધન કરતા વધારે કિંમતી વસ્તુ હોઈ તેમનો પસંદગી કરી સ્વીકાર કરવો ઇષ્ટ છે લાચ, રૂશવત તે સદ્ગુણ છે એમ શબ્દોચ્ચારથી તેની છાપ બાળકના મનપર તે પાડી શકે તે કરતા વધારે મજબૂત રીતે તે દુર્ગુણોના બીજ તે દુર્ગુણોનો નામોચ્ચાર સાંભળી તેને હસી કાઢવાથી તેની મજાક કરી ઉડાડી દીધાથી બાળકના મનમા વધારે સફ્ફ્ડ ચોંટી જાય એવુ તે કરશે

ચારિત્ર્યવાન શિક્ષક કથન કે વાણી કરતા માત્ર સ્વસૂચન વડે પોતાના સ્વત્વને વધારે સારી રીતે પ્રકટ કરી શકે છે

૬. *સમાજસેવા*—*બીજાને સેવાના નાના કૃત્યો કરવાનું બાળકોને* પણ શીખવી શકાય શાળામા કરાવેના હસ્ત ઉદ્યોગના નમુનાઓ માબાપ માટે, મિત્રો માટે વા માંદા બાળક માટે કરવામા આવ્યા છે એમ કહ્યાથી કે એવો ઉદ્દેશ પ્રદર્શિત કર્યાથી તે જાતના કામમા નવો રસ ઉત્પન્ન કરશે. જે

શાળામા, સુથારકામ, ધાતુકામ, ઇત્યાદિ વધારે આગળ પડતું હસ્ત ઉદ્યોગનુ કામ થતુ હોય ત્યા ધરિપતાવો કે બીજી ધર્માદા સંસ્થાઓમા ઉપયોગમા લેવાય એવી ઘણી ઉપયોગી ચીજો બનાવી શકાય.

૭. શાળાનાં માનનાં બોર્ડ:—આ પાટીયા કે જે સાધારણ રીતે લાકડાના બનાવેલા હોય છે જેની ઉપર પ્રસિદ્ધ કે યશસ્વી વિદ્યાર્થીઓ કે રમતમા નામના મેળવી હોય તેવા યુવક વિદ્યાર્થીઓના નામ હોય છે. તેઓ તેમની કીર્તિનું બીજું અનુકરણ કરતા શીખે, તે માટે તેમજ શાળાની ખ્યાતિ–અને સમસ્ત જીવન વિદ્યાર્થીઓની નજર આગળ ખડું રાખવા માટે ઉપયોગી ગણાય. શાળાની ખ્યાતિ–મેળવવી–જાળવવી–તે વિદ્યાર્થીઓના પોતાનાજ હાથમા હોય છે એવુ તેમને તેવા પાટીયા પરથી હરહમેશ તાજુ સ્મરણ થયા કરે છે.

## શિક્ષા

આપણે આગળ તપાસી ગયા છીએ કે, સારી વ્યવસ્થાનો આધાર શાળાના વહિવટ ઉપર અને શિક્ષકની ચતુરાઈ અને તેના ચારિત્ર્ય ઉપર મોટે ભાગે છે. સારી વ્યવસ્થાવાળી શાળાઓમા વ્યવસ્થાના નિયમો ન પાળનાના ભારે ગુના ભાગ્યે જોવામા આવે છે, એ ઉપલી હકીકતની સાબીતી આપવા બસ થશે તેટલા માટે કોઈ પણ વિદ્યાર્થીને જેમા તેની પોતાની કસુર પુરેપુરી ન હોય તેને માટે તેને શિક્ષા કરતા પહેલા આપણે કાળજી ભર્યો વિચાર કરવો જરૂરનો છે આ ઉપરથી એમ સમજવાનું નથી કે, ગુનાને માફ કરવો કે, તેને કઈક અંશે દરગુજર કરવો કે, નજીવો ગણી કાઢવો, પણ કહેવાની મતલબ એ છે કે, આપણે તેનું મૂળ શોધી કાઢવુ. શાળાના વર્તન માટે જેઓ જવાબદાર છે તેમણે પણ શાળામાની અવ્યવસ્થા અને અયોગ્ય વર્તન માટે થોડો ઠપકો સ્વીકારવા તૈયાર રહેવુ જોઈએ. એમ છતા ઉત્તમ રીતે જેમા વહિવટ ચાલે છે તેવી શાળાઓમા પણ નીતિના ગંભીર ગુનાઓ પણ થાય છે. અને તેવા ગુના કરનારની સાથે આપણે કેવી રીતે વર્તવુ તેમને યોગ્ય શિક્ષા કેવી રીતે કરવી તે આપણે જાણવું અગત્યનુ છે. તે અસરકારક શિક્ષાનો અર્થ એવો નથી કે, નુકસાન ખમનાર સમાજની માગણીઓને આપણે તેથી સતોષીએ છીએ, પણ આપણો કહેવાનો આશય એવો છે કે આપણે તેથી ગુનેગારને સુધારીશુ અને એ ગુનાને ફરી થતો અટકાવીશુ શિક્ષા વૈર રૂપે ન થવી જોઈએ પણ સુધારક સ્વરૂપની જોઈએ, અર્થાત્ તે ગુનાનો બદલો વાળવા માટે ન હોવી જોઈએ પણ

સુધારક અને નિષેધક હોવી જોઈએ. નીતિની ખામી સૂચવતી હોય તેવી કસુરો કઈ છે, અને શાળાના નિયમોનો માત્ર ભંગ કરનારી કસુરો કઈ છે, તે બે વચ્ચેનો ભેદ જાણવો, એ પણ આવશ્યક છે જુઠું બોલવુ અને છેતરપીંડી કરવી એવી કસુરોના કારણની નીતિના વર્તનમા ઊંડા રહેલા હોય છે, અને માત્ર શિક્ષા તે સ્વભાવમા અસરકારક ફેરફાર કરશે કે કેમ એ શક પડતું છે. શિક્ષકે ખાત્રી કરવી જોઈએ કે આવુ માનસિક બંધારણ ભયને લઈને કે કોઈ બીજા આવેશને લઈને ઉત્પન્ન થયુ નથી આ આવેશ કે ભીતિ દૂર કરવાની તેના હાથની વાત હોય છે એવી ભીતિ કે કોઈ બીજો આવેશ તેનામા આવ્યા હોય તેને લઈને નીતિનુ આવુ મનોરાજ્ય થયુ નથી, એ વિષે તેણે પ્રથમ ખાત્રી કરી લેવી જોઈએ. ભય અને અસત્ય ઘણીવાર એકઠા માલમ પડે છે. શિક્ષક ધીમેથી કે નરમાશથી અને દિલસોજીથી ગુનો કરનાર વિદ્યાર્થી પ્રત્યે વાત કરશે તો પણ ઘણીવાર અદ્ભુત પરિણામ આવશે પાછળથી શિક્ષા કરવાની જરૂર પડશે તો પણ આ અદ્ભુત પરિણામ આવશે ઘણી વાર શાળાના નિયમોનો ભગ કર્યા બદલ શિક્ષા કરવાનો નિર્ણય 'પ્રિફેક્ટસ મીટિંગ' કે, 'સ્ટુડન્ટસ કાઉન્સિલ'ને સોપવા આવી બાબતમા નરમાસ એમ કોઇક ધારે પણ સામાન્ય રીતે આવી કાઉન્સિલોને નિર્ણય જોઈએ તે કરતા વધુ સખત રૂપનો પણ નીવડે છે હેડમાસ્તર કે વર્ગશિક્ષકને ત્યાર પછી ન્યાયદૃષ્ટિએ ચૂકવવાની તક મળશે

દરેક જાતની શિક્ષા સામે કંઈક વાધા આણી શકાય છે. કેટલીક શિક્ષાઓ શરીરને ઇજા કરતી હોવાના કારણે તુચ્છ ગણવામા આવે છે. બીજી કેટલીક શિક્ષાઓ બાળકના સ્વમાનનો ભગ કરતી હોવાના સબબે અને તેના આત્માના સત્વનો નાશ કરતી હોવાના સબબે તેવી મનાય છે અને બીજી કેટલીક શિક્ષાઓ વિદ્યાર્થી અને તેના શિક્ષક વચ્ચે (Barrier) અંતર ઉભુ કરે છે એવા કારણે તેની અવગણના કરવામા આવે છે આ કારણથી આ વિષયને લગતા નિયમો ઘડી શકાય નહિ એ સ્પષ્ટ છે જો કોઈ પણ સિદ્ધાન્ત નક્કી કરાય તો એકે નિયમો જે બને તેટલા ઓછા હોવા જોઈએ અને તેમને સ્પષ્ટ સ્વરૂપમા રજુ કરવા. વિદ્યાર્થી કને આપણે શેની આશા રાખીએ છીએ તે વિષે તેમને શંકામા રાખવા નહિ અને જાણી જોઈને કોઈ નિયમનો ભંગ કરે તો તેને તે બદલ શિક્ષા કર્યા વિના કદાપિ રહેવુ નહિ શિક્ષક નબળાઈ કે બેદરકારી બતાવે તો મુશ્કેલી જરૂર ઉભી થવાનીજ

હિંદુસ્તાનની શાળાઓમાં માયાળુ દેખાવ જે ખરૂં જોતાં નબળાઈ છે, તેવી જાતની નબળાઈના કરતાં અવ્યવસ્થાનું બીજું કોઈ પણ જબરૂં મૂળ છે નહિ અર્થાત્ અવ્યવસ્થાનું મોટામાં મોટું મૂળ હિંદની શાળાઓમાં નબળાઈ કે જેનો માયાળુપણાનો ડોળ કરવામાં આવે છે તે છે. આવું માયાળુપણું નબળા માણસનો આશ્રય છે. શિક્ષા કરવી એ શિક્ષકે સારામાં સારૂં માયાળુપણું દેખાડવા બરાબર છે. શાળામાં કરવામા આવતી શિક્ષાના થોડાક પ્રકાર વિષે આપણે ચર્ચા કરીશું; તે પ્રકાર નીચે પ્રમાણે છે. (૧) ઠપકો. (૨) લજ્જા (૩) લખવાનું કામ (ઇમ્પોઝીશન) વર્ગમાં રોકાણ. (૪) માર્ક ઓછા કરવા કે નંબર ઉતારવા (૫) શારીરિક શિક્ષા (૬) શાળામાંથી કાઢી મૂકવું.

(૧). ઠપકો—શિક્ષક પ્રત્યે જે વિદ્યાર્થીને સદ્ભાવ હોય તેને ઠપકો દેવાથી કેટલીકવાર બહુ અસરકારક ઇલાજ રૂપ થઈ પડે છે, કસુરને વખોડો, કસુર કરનારને નહિ, એવો નિયમ રાખવો. કસુર કરનારનું અપમાન કરવું નહિ, અને તેનાં પહેલાના કૃત્યો વિષે ઘણુ કહેવું નહિ. ઠપકો બને તેટલા થોડા શબ્દોમા કહેવો, અને ખલા મરઠી તુચ્છકાર ન બનાવવો. તમે તેનાથી નિરાશ થયા છો એમ વિદ્યાર્થીને ખ્યાલ આવવા દો; પણ તે ખરો પસ્તાવો કરે છે, એવાં ચિહ્ન દેખાડે કે તરતજ તેને પાછો તેની જગાએ બેસાડવો.

(૨) **લજ્જા કે શરમ**—લજ્જા એટલે કરેલી કસુર માટે ખરા દિલનો પશ્ચાતાપ અથવા બીજાની રૂબરૂ પોતે ઉતરી પડયો છે, કે પોતાનું માન કમી થયું છે, એવી લાગણી ખરેખરા નીતિના સુધારાનું પહેલું પગથીયુ છે. અને તેટલા માટે સઘળી વખતે પશ્ચાતાપનો માર્ગ પકડવો. હલકાપણાની શરમ જુદી જુદી અસર કરે છે. તેથી માણસને કોશિષ કરવાનું મન થાય છે, બીજી પાસ જે વિદ્યાર્થીની સાથે તેની સરખામણી કરવામાં આવી હોય તે વિદ્યાર્થીઓનો તેના ઉપર જોઈએ તે કરતા એટલે ધાર્યો કરતાં વધારે તિરસ્કાર તેને થશે. (અગર તેના તરફ દેખાડવામાં આવશે ) વર્ગના કોઈ અમુક વિદ્યાર્થી કરતાં આખા વર્ગની સાથે તુલના કરવી વધારે ઇષ્ટ છે. જે વિદ્યાર્થીઓના બહુ વખાણ કરવામાં આવે છે તેઓ હમેશાં જોખમમા રહે છે. કસુર કરનારને એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે, તેના વર્તનથી આખા વર્ગના સારા નામને કલંક પહોંચે છે. મોડા આવનારને આ રીતની ઘણું ખરૂ સજા કરવી.

**(૩) વર્ગમાં રોકાણ અને 'ઇમ્પોઝીશન' કે લેખનનું કામ—** શિક્ષાના પ્રકાર તરીકે રોકાણ અને ઇમ્પોઝીશન સામે ઘણી ગંભીર દલીલો રજુ કરવામાં આવે છે પ્રથમ તો તેની સજાથી એમ સૂચન થાય છે કે શાળા એક કેદખાનુ છે, જેમાથી વિદ્યાર્થીએ બને તેટલી જલ્દીથી છુટવુજ જોઈએ શાળાના પાઠો શિક્ષાના સાધન રૂપે બદનામ થતા હોવાથી તેમનું મહત્વ ઘટે છે ખાસ કરીને કવિતાની લીટીઓ લખવા કહેવુ અથવા ગણિતનો દાખલો ગણી કાઢવાનો સોંપીને તે વર્ગમા રોકી રાખવાની સજા જ્યારે કરવામાં આવે ત્યારે આ દલીલ ખાસ કરીને વાધા રૂપે માની શકાય સો, બસો, લીટીઓ લખવાના ઇમ્પોઝીશન તરીકેની અર્થ રહીત વેઠનો બચાવ કરી શકાય એમ નથી શાળામા રહેનારે આખરુ શાળાનું કામ શાળાના સમય પછી પુરૂં કરી દેવુ જોઈએ એ ધારૂ્ં અનગત પાજમી છે આ બાબતમા જે કંઈ કામ વિદ્યાર્થી કરે તે માટે તેને શાબાશી કે લાભ મળવો જોઈએ, અને જે કંઈ માર્ક તેને અપાય તેમાથી કસુર માટે થોડાક ટકા બાદ કરવા

જોઈએ તે કરતા વધારે ઘોઘાટ કરતા વિદ્યાર્થીઓ માટે સંપૂર્ણ ચુપકી થી તેમને વર્ગમા રોકી રાખવા એ સુધારક ઇલાજ નીવડશે, તેમ છતા અહિં એટલું કહીશુ કે ઘોઘાટ કરતો વર્ગ ઘણીવાર ઉદ્યોગી હોય છે સંપૂર્ણ ચુપકીથી આખો દિવસ વર્ગના છોકરા કામ કરે એવા દિવસો હવે સદ્‌ભાગ્યે ગયા છે.

શિક્ષા તરીકે રોકી રાખવાની બીજી દલીલો એવી રજુ કરવામા આવે છે કે, તેની સજાથી વિદ્યાર્થીને શાળાની બહારનું તંદુરસ્તીવાળુ જીવન ભોગવવાની તક તેની કનેથી છીનવી લેવામા આવે છે, અને શિક્ષકને ઘણોજ કંટાળો આપે એવા પ્રકારની વેઠમા રોકાવુ પડે છે તેટલા માટે રોકાણનો સમય દરરોજ અડધા કલાકથી વધારે ન રાખવો.

**(૪) નંબર ઉતારવા—**

નંબર ઉતારવા એ શિક્ષાનો એક અસરકારક પ્રકાર છે તેમા સદ્-વર્તનના માર્ક લઈલેવા, વર્ગમા નંબર ઉતારવો, વર્ગ કે શાળામા રમતો રમાતી હોય, વાદવિવાદ થતા હોય, ભાષણો થતા હોય કે મંડળોની સભાઓ ભરાએલી હોય તેમા વર્ગ કે શાળા તરફથી પ્રતિનિધિ થવાનો હક છીનવી લેવો કેપ્ટન, પ્રિફેક્ટ સેક્રેટરી, મૉનિટર, ઇત્યાદિ જાતના અધિકાર ઉપરથી ઉતારી પાડવો એ બધા પ્રકારનો સમાવેશ આમા

કરવામા આવે છે આ બાબતમાં એટલુ કહેવુ જોઈએ કે ખોટા વર્તનને માટે, એટલે ખોટા વર્તનની કસુરના બદલામા સાધારણ પરીક્ષામા અપાતા માર્કમા કદાપિ ઘટાડો કરવો નહિ. વર્તનના માર્કમા કે શિષ્યના વર્તન સંબધી શિક્ષકના અભિપ્રાયમા વિદ્યાર્થીના ખોટા વર્તનથી ફેરફાર થવો જોઈએ એવો નિયમ કરવો જોઈએ કે, વિદ્યાર્થીના ખરાબ વર્તનના પત્રકોની અંદર તેના પોતાના પછીના પ્રયાસથી સુધારો થવો જોઈએ તેજ પ્રમાણે જે વિદ્યાર્થીએ માનનુ પદ ગુમાવ્યુ હોય તે પદ પોતાની મેળે તે પાછુ મેળવે એવી તક તેને આપવી જોઈએ ગભીર ગુના કર્યા બદલ શિક્ષા તરીકે વિદ્યાર્થીને આનદપર્યટન, ખાણાના કે મનરજન કરવાના સ્થળોએ જવાની મુલાકાતનો મળતો હક ખોવડાવવો

## (૫) શારીરિક શિક્ષા

શારીરિક શિક્ષા સબધી શિક્ષણશાસ્ત્રીઓમા ઘણો મોટો મતભેદ જોવામા આવે છે, કેટલાક તેને જુના કાળની સજા માનીને તે સૌથી છેલ્લા ઇલાજ તરીકે સૂચવે છે ત્યારે બીજા કેટલાક ખાસ કરીને નાના બાળકોની બાબતમા અથવા જે છોકરાનુ ગૃહશિક્ષણ નીતિની બાબતમા ખામી ભરેલુ છે, તેવા છોકરા પ્રત્યે એવી સજા યોગ્ય ઇલાજરૂપ થઈ પડે છે એમ માને છે. પરીક્ષામા છેતરવા બદલ અથવા પુરા અવિનયના અપરાધ જેવા ગભીર નીતિભગના બદલ શારીરિક શિક્ષા કરવી જોઈએ (તે સિવાય નહિ) હેડમાસ્તરે આ શિક્ષા જાતે કરવી અથવા તે જે માણસને તે કામ સોપે તેજ માણસે વર્ગશિક્ષકની રૂબરૂમા એવા પ્રકારની શિક્ષા કરવી જોઈએ જે ગુનાને માટે વિદ્યાર્થી પુરેપુરો જવાબદાર ન ગણી શકાય તે બદલ એટલે કે વર્ગના કામ સાથે પહોચી વળવાની તેની નાલાયકી અગર નિશાળમા મોડુ આવવુ એવી બાબતો માટે આ શિક્ષાનો ઉપયોગ કરવો નહિ શારીરિક શિક્ષા કદાપિ ક્રોધના આવેશમા કરવી નહિ પણ શાન્ત અને ન્યાય પુરસ્સર તે કરવી કે જેથી શિક્ષકમા અંગત દ્વેષ કે વૈરભાવ છે એવો વિદ્યાર્થીના મનમા જરા પણ શક ન રહે. વિદ્યાર્થીને તેથી કોઈ પણ તરેહની શારીરિક ઇજા ન થાય તેની સભાળ લેવી જોઈએ. શારીરિક શિક્ષાનો ભયજ તે શિક્ષા કરવાના પ્રસગને દૂર રાખે છે ઘણી સારી વ્યવસ્થા વાળી શાળાઓમાની ઘણી ખરીમા શારીરિક શિક્ષાની ભાગ્યેજ જરૂર પડે છે હેડ માસ્તર કે જેને તેવી શિક્ષા કરવાની જરૂર પડે છે તેણે તે તેવી શિક્ષા કરવાની ટેવ પડી જવાની

લાલચમા ન ખેચાઈ જવાની કાળજી રાખવી જોઈએ. ગોળીના ઉપયોગનો બચાવ થઈ શકે, (પણ) તેના દુરુપયોગનો કદાપિ નહિજ,

**(૬) શાળામાંથી બહિષ્કાર—( કાઢી મૂકવાની સજા ) —**

શાળાના અધિકારીઓના વ્યવસ્થાના સાધનોનો જ્યારે પુરેપુરો ઉપયોગ કર્યા છતા પરિણામ સારૂં ન નીવડે ત્યારેજ અને જ્યારે એનુ નિશ્ચિત થાય કે ગુનો કરનારની હાજરી શાળાની નીતિને ગભીર હાનિ કરે તેવી છે, ત્યારેજ આની શિક્ષાનો ઉપયોગ કરવો આવી જાતના દાખલા હમેશ એવુ સૂચવે છે કે માનસિક કે નૈતિક ખામીના આ પરિણામ છે. અને અસાધારણ સ્વભાવવાળા છોકરાના માનસિક બંધારણ સબધી જ્ઞાન ધરાવતા માણસેજ ઘણી વાર તે બાબત હાથપર લેવી જોઈએ કમનસીબે આવું **જ્ઞાન ધરાવતા શિક્ષકોની સંખ્યા જુજ હોય છે.**

ખાસ દાખલા—

અ. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે તેમા પણ ખાસ કરીને નાની ઉમરનો અને બીનઅનુભવી શિક્ષક અને વિદ્યાર્થીની વચ્ચે તકરાર ઉભી થાય તેની હકીકતમા હેડમાસ્તરે કેવી રીતે વર્તવુ તે ઘણુ કઠણુ કામ નીવડે છે તેની લાગણી વર્ગ તરફ હોય અને ઘણી વાર થશે પણ ખરી પણ, બને ત્યા સુધી શિક્ષકનો પક્ષ લેવાની તેની ફરજ છે. સારો માર્ગ એ છે કે તેણે બન્ને પક્ષની હકીકત જુદી જુદી સાભળવી જો તેને એમ ખાતરી થાય કે શિક્ષકનું કહેવુ ખરૂ છે તો તેણે કસુર કરનારને સખત શિક્ષા કરવી, અને જો શિક્ષક સ્હેજ ડહાપણ કે વિવેકની ખામી વાજો હતો એમ જણાય તો વ્યવસ્થાના ખાસ નિયમોનો ભગ કર્યો હોય તેમ વર્ગને ઠપકો દેવો અને શિક્ષકને સલાહ કે જરૂર જોઈ તો ઠપકો ખાનગીમાં આપવો. વર્ગના દેખતા શિક્ષકને ઉતારી પાડવો નહિ તે બાબતમા તેણે ઘણીજ કાળજી રાખવી જોઈએ. શિક્ષકની પ્રતિષ્ઠા જાળવવી, નાની વયના શિક્ષકને વેઠવી પડતી મુશ્કેલીઓ સમજુ હેડમાસ્તરે વખતો વખત અગાઉથી કલ્પી લેવી અને તેવી મુશ્કેલીઓ દૂર કરવાને મદદ આપવી.

(બ) પરીક્ષામા છેતર્યાના અને માર્કની ચોપડીઓમા, સર્ટિફિકેટ વગેરેમા ફેરફાર કર્યા બદલ શી શિક્ષા કરવી તે નક્કી કરવું મુશ્કેલ છે ખાસ કરીને જ્યારે વિદ્યાર્થીના માબાપ વિદ્યાર્થી જોડે મળી ગયા હોય છે ત્યારે આ કામ વધારે અઘરૂ હોય છે આવી બાબતમા વિદ્યાર્થીના માર્ક ઓછા કરવા અને ફરીથી ભૂલ કરે તો ગુનાનું સ્વરૂપ સમજાવે એવી

યાદી સાથે નિશાળના બોર્ડ ઉપર કસુર કરનારનું નામ નોટિસમાં લખી થોડા દિવસ તેને જાહેરમા મૂકી રાખવું. માબાપનો જેમા હાથ હોય છે તેવા પ્રકારના ગુનાઓમાં આવા પ્રકારની સજા અસરકારક નીવડી છે. દંડથી ઘણુંખરૂ બહુ અસરકારક પરિણામ નીપજતું નથી.

(ક) સામાનનું જાણી જોઈને નુકસાન કર્યા બદ્દલ, બધા ખરાબ વર્તન માટે સ્પેન્સરે સૂચવેલી સ્વાભાવિક સજા કરવી. નુકસાન કરનાર પાસે નુકસાની લેવી.

(ડ) શિક્ષક પ્રત્યે અપમાન કે તોછડાઈના દાખલાઓ શિક્ષક તરફ જો વર્ગને માનની લાગણી હશે તો ભાગ્યેજ બનતા જોવામાં આવે છે.

કેળવણીની ખામીને લીધે તોછડાઈ થતી હોય તો કાળજી અને યુક્તિથી સુધારવાની જરૂર છે. જ્યારે છોકરાઓ ચોક્કસ સ્વરૂપની તોછડાઈ બતાવે ત્યારે શિક્ષકે પરિસ્થિતિ કે સંજોગો પ્રમાણે વર્તવું જોઈએ.

આવી બાબતમા સુધારણા કરવાનો એક અસરકારક ઇલાજ એ છે કે વર્ગના સહાધ્યાયીઓથી ગુનો કરનારને છુટો પાડવો અને વર્ગમા ચાલતા વાચવાના પાઠોમાં બેસવાનો તેનો હક લઈ લેવો.

પોતાની મોટાઈ દેખાડવાની સ્વાભાવિક વૃત્તિ આની તોછડાઈનું ઘણું કરીને કારણ હોય છે, અને વિખુટા પાડવાથી તે સુધારી શકાય છે. ઘણાજ મોટા ગુનાની બાબતમા શારીરિક શિક્ષા અસરકારક નીવડે.

(ઢ) આળસુપણુ અને નિરૂદ્યમના ઘણા કારણુ હોય છે. જ્યારે વર્ગમાથી ઘણાખરા છોકરાઓ આળસ તરફ વલણુ દેખાડે ત્યારે દોષ ઘણું કરીને શિક્ષકનો પોતાનો હોય છે. તેનું શિક્ષણ જોઈએ તેટલું રસિક હોતું નથી. કેટલીક વખતે સ્વચ્છ હવાની ખામી તેનુ કારણ હોય છે.

આનો ઇલાજ સહેલો છે. કોઈ એક છોકરામા આળસ જણાય તો તેની માંદગી, અનારોગ્ય, ઘરની દુ:ખી સ્થિતિ, છુપો નૈતિક દુર્ગુણ, બીજા વિચારમા તેના મનનું ગરકાવ થવુ અથવા જાણી જોઈને દેખાડેલું દુર્લક્ષ એ સઘળા તેનાં કારણ હોય છે. (બધા કે તેમાનાં કોઈ)? સુપરી-થી, શાતીથી, શોધ કરીને શિક્ષકે તે માટેના કારણ શોધી કાઢવાનો પ્રયાસ કરવો જોઈએ ઘણા શિક્ષકો આવા ગુનાની એકદમ શિક્ષા કરે છે અને એમ નથી વિચારતા કે આવી બાબતોમા ખાસ દાખલાઓનો અભ્યાસ કરવાથીજ તેઓ બાળકનું મન સમજી શકે છે કેટલીક વખતે છોકરાના

કામનો રિપોર્ટ તેના માબાપને લખી મોકલીને વિદ્યાર્થીને તે કામમા ઉત્સાહ આપી શકે છે

આપણે પૂર્વે વિચારી ગયા કે સારી વ્યવસ્થાના ઘણા અગો છે, તેમાનુ પ્રત્યેક જો કે કેટલીકવાર બિનદરકત કારક છતા અગત્યનુ નીવડે છે એ સર્વ કારણો પાયારૂપ હોવાથી તેમા કારણુ સૌથી વધારે અગત્યના અગો શાળાનો વહિવટ અને હે. માસ્તરની લાયકાત—શક્તિ—એ બે છે તેમછતા નાળાની વ્યવસ્થાનો બોજો અંતે વર્ગ શિક્ષકને શિર રહેશે જો શિક્ષક પોતાના કામ પરત્વે ચિત્ત લગાડશે અને ફતેહમદ થવાનો નિશ્ચય કરશે તો તેની આરભની મુશ્કેલીઓ દૂર થઈ જશે તેણે યાદ રાખવુ કે જગતના સૌથી વધારે લાયકાત ધરાવતા શિક્ષકોને આરભનો કાળ મુશ્કેલીઓમાજ ગાળવો પડેલો જે કઈ જરૂરનું છે તે હિંમત, સમતોલપણું અને સારો—આનંદી—સ્વભાવ એ છે જેમ બાળક સૂચના ગ્રહણ કરનારૂં પ્રાણી છે તેમજ શિક્ષક પણ સૂચનાત્મક પ્રાણી છે ઘણા શિક્ષકો વિજયી નહિ નીવડાય એવા ડરથી વર્ગમા દાખલ થવાની પૂર્વેજ હારી જાય છે હું વિજયી થવાની ઇચ્છા ધરાવુ છુ એમ ઘણીવાર, કહીને પણ હારે તો "હુ વિજયી થઈ શકીશ, એમ તેને કહેવા દો અને શ્રદ્ધાથી તે સૂત્ર માનવા દો જે શિક્ષક માનની અપેક્ષા રાખતો હોય તેણે પ્રથમ પોતાની પ્રત્યે માન દર્શાવવુ

---



## પ્રાર્થના.

(રાગ નટકેદાર.)

પ્રભુ પ્રબળ જગત જનક છો
વંદન કરીએ વારંવાર
નિરાધારના આધાર છો સુખકાર નિગમસાર
મુખ હજાર, પામે ન પાર, ગુણ અપાર, ગણતા વાર
અવની અંદર, મોક્ષનું મંદિર, શામ છો સુંદર આપ ઉદાર
ઉત્તમને જય અરપનાર પ્રભુ૦

### રાગ નટકેદાર તાલ દાદરો માત્રા ૬.

| | | | | |
|---|---|---|---|---|
| પ મ/ | પ સં ની | ધ મ/ પ | ગ મ રી | સ — — |
| પ્ર ભુ | પ્ર બ ળ | જ ગ ત | જ ન ક | છો — — |
| | — | 7 . | — | 7 |

| | | | |
|---|---|---|---|
| ગ ગ રી | ધ મ/ પ | ગ મ રી | સ રી સ |
| વં દ ન | ક રી એ | વા — ર | વા — ર |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| ગ — ગ | પ — ધ | સં — સં | સં — સં |
| નિ — રા | ધા — ર | ના — આ | ધા — ર |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| ધ ધ ની | સં રી રી | ની સં ધ | પ મ/ પ |
| છો સુ ખ | કા — ર | નિ ગ મ | સા — ર |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| પ સં ની | સં — સં | પ ધ પ | ધ — ધ |
| મુ ખ હ | જા — ર | પા મે ન | પા — ર |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| સં સ ધ | ની ની પ | ધ ધ મ | પ પ ગ |
| અ વ નિ | આ દ ર | ગે દ નું | મં દિ ર |
| — | 7 | — | 7 |

| | | | |
|---|---|---|---|
| મ મ રી | ગ ગ સ | સ રી ગ | સ — — |
| શા મ છો | સુ દ ર | આ પ ણિ | દા — —રે |
| — | 7 | — | 7 |

**ટીપ —**

"ગુણ અપાર ગણતા વાર"

"ઉત્તમને જય અરપનાર"

આ બે લીટી "વંદન કરીએ વારવાર" પ્રમાણે ગાવી

---

## પ્રાર્થના.

(રાગ કલ્યાણ)

પ્રિયતમ પ્રભુ નમીએ આપને
જપીએ પાવન તમ જાપને — પ્રિય
જ્ઞાનદીપક હૃદયે પ્રકટાવી, પૂર્ણ પ્રજાળો પાપને — પ્રિય
બળસાગર રગરગ બળ રેડો, નસ નસ દો નીતિ છાપને — પ્રિય
અમ અંતર દમતા કુવિચારો, પાત્ર થજો તમ શાપને — પ્રિય
આપ વદા શશી અહેવા મથતા આજો અમ મન ખાપને — પ્રિય
પોતાના ગણી પાળો અમને, એજ અરજ માબાપને — પ્રિય

(કૌશિકરામ વિ મહેતા)

રાગ કલ્યાણ તાલ ત્રિતાલ માત્રા ૧૬

| | | | | |
|---|---|---|---|---|
| સ ની | સ રી ગ રી | સ રી મ ની | ધ ની ધ રી | સ — સ રી |
| / | | /,/ | / / | |
| પ્રિ ય | ન મ પ્ર, ભુ | ન મી એ — | આ — — પ | ને — જ પી |
| | 7 | — | — | — |

ગ — ગ —| ગ ગ ગ રી| ગ મ/ પ રી| ગ રી સ ની| સ રી ગ રી|

એ — પા —| વ ન ત મ| જ્ન — — પ| તે — પ્રિ ય| ત મ પ્ર ભુ|

ગ — ગ મ/| પ પ પ પ| ધ — ધ ધ| ની ધ મ/ પ|

જ્ઞા — ન દી| પ ક હ દ| યે — પ્ર ક| ટા — વી —|

ગ — ગ ગ| ગ — ગ રી| ગ ધ મ/ પ| ગ રી સ ની| સ રી ગ રી|

પૂ — ર્ણ પ્ર| જ્ન — જો —| પા — — પ| તે — પ્રિ ય| ત મ પ્ર ભુ|

નમીએ—

ટીપ:— પછીની બધી કડીઓ "જ્ઞાનદીપક હૃદયે પ્રકટાવી, પૂર્ણ પ્રજ્નજો પાપને" પ્રમાણે ગાવી.

**નોટેશનની સમજુતી**

| શુદ્ધ સ્વર | કોમલ સ્વર | તીવ્ર સ્વર | ખરજસપ્તક | તારસપ્તક |
|---|---|---|---|---|
| નિશાની નથી | V | / | / | સ્વરપર આડી લીટી. |

| એકમાત્રા= | બે માત્રા= | ત્રણમાત્રા= | ચારમાત્રા= | ૦।। માત્રા= |
|---|---|---|---|---|
| ગમે તે એકલો સ્વર હોય તેની એક માત્રા | સ્વરનીસાથે એક આડી લીટી | સ્વર જોડે બે આડી લીટી | સ્વર જોડે આડી ત્રણ લીટી | સ્વર ઉપર ચંદ્રાકારનું ચિહ્ન અથવા ખોડાઅક્ષરનું |

| તાલ | ખાલી તાલ | સમ |
|---|---|---|
| — | 7 | ∸ |

બાપાલાલ અમૃતલાલ દવે.
(સંગીત શિક્ષક પ્રે. રા. ટ્રે. કૉલેજ ફૉર મેન—અમદાવાદ).

# સરકારી જાહેરખબરો

## (૧)
## શાળાવ્યવસ્થા

## શાળામાં થતી શિક્ષા

### મુંબઈ સરકારનું કેળવણી ખાતું

સરકારી ઠરાવ. નં. ૩૪૯૯
જનિરે મુંબઈ, તા. ૨૦ મી એપ્રિલ, ૧૯૨૬

ઠરાવઃ—"સરકારી શાળાઓ માટેના વ્યવસ્થાના સામાન્ય નિયમોના નિયમ ૪ માંથી "દંડ કરશે અથવા બીજી તરેહની" એટલા શબ્દો કાઢી નાખવાની દરખાસ્ત મંજુર કરવામાં આવી છે. અને આ લગત યાદી નામદાર મુંબઈ સરકારના ગેઝેટમાં પ્રકટ કરાય.

૨. મિ હૅમ્લિની શાળાવ્યવસ્થા વિષેની નોંધ પ્રકટ કરવા સંબંધી ડિરેક્ટરની સૂચનાને પણ બહાલી આપવામાં આવે છે.

૩. એ સબંધી જરૂરનો સુધારો ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની સંમતિપૂર્વક અંગ્રેજીમાં અને ગુજરાતીમાં પ્રકટ કરવાની યરવડા પ્રિઝન પ્રેસના મૅનેજરની વિનતિ કરવી. સિંધિમાં સુધારો છાપવા સંબંધી તજવીજ ડિરેક્ટર સિંધના કમિશ્નર મારફત કરી લેશે. સુધારાની કાપલીની અંગ્રેજીમાં છાપેલી દસ નકલો રીતસર સરકારને મોકલી આપવી."

નામદાર મુંબઈ સરકારના હુકમથી
(ટ્રાન્સફર્ડ ખાતા)
(અંગ્રેજીમાં સહી) એ. એચ. ડૂકપ
અંડર સેક્રેટરિ ટુ ગવર્મેન્ટ

**નિયમ ૪.** "કોઈ પણ વિદ્યાર્થીને શાળામાં દાખલ કરવો યા તેને નભાવવો એ વિષે નિર્ણય કરવાનું શાળાના હેડ માસ્તરના અખત્યારમાં રહેશે. શાળાના નિયમોનો ભંગ કરવા બદલ વિદ્યાર્થીને હેડ માસ્તર પોતાની ઇચ્છાનુસાર દંડ કરશે અથવા કોઈ પણ અન્ય પ્રકારની શિક્ષા કરી શકશે."

આ નિયમમાંથી "દંડ કરશે અથવા કોઈ પણ અન્ય પ્રકારની" એટલા શબ્દો કાઢી નાખી તે નિયમ વાંચવો.

---

(સરકારી યાદી. કેળવણી ખાતુ. નં. ૩૪૯૯. તા. ૨૦-૪-૧૯૨૬.)
(મે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૫-૭-૨૬ના નં. ૩૭૯૪ ના આધારે)

---

## (૨)

## ઉત્તર ભાગોમાં કોમોની વહેંચણીઃ—પછાત વર્ગો

---

### મુંબઈ સરકારનું કેળવણી ખાતું

---

સરકારી ઠરાવ નં. ૨૫૬૧
જનરલ મુંબઈ, ૭ મી જૂન ૧૯૨૬.

તા. ૨૫ મી જૂન ૧૯૨૫ નો સરકારી ઠરાવ ફરી વાંચવો.

ઠરાવ:—નામદાર સરકારે વિશેષ વિચારપૂર્વક એવું ફરમાન કર્યું છે કે ખેડા જિલ્લાના અને અમદાવાદ જિલ્લાના ઉત્તર અને દક્ષિણ દસક્રોઈ તાલુકાઓમાં વસતા અને બીજી રીતે પાટીદારના નામથી ઓળખાતા લેઉવા કણબી સિવાય ઉત્તર ભાગના બીજા બધા 'કણબીઓ'ને અબ્રાહ્મણ પછાત કોમને કેળવણીની બાબતોમાં કોઈ પણ પ્રકારનો લાભ મળે યા આપી શકાય તે માટે તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૨૪ ના સરકારી ઠરાવ નં ૨૫૬૧ ના ૧લા પેરાગ્રાફમાં જણાવેલા વર્ગ (ક) માં ગણી લેવા.

નામદાર મુંબઈ સરકારના હુકમથી
(ટ્રાન્સફર્ડ ખાતા)
(અંગ્રેજીમાં સહી) એ. એચ. હડપ
અંડર સેક્રેટરિ ટુ ગવર્નમેન્ટ

---

તા. ૭ મી જૂન ૧૯૨૬ નો કેળવણી ખાતાનો સરકારી ઠરાવ નં. ૨૫૬૧ ના અનુસધાનની યાદી:—

## સરકારી યાદી

કેળવણી ખાતુ

જંજિરે મુબાઈ, તા. ૭ મી જૂન ૧૯૨૬.

નં. ૨૫૬૧:–૧૯૨૩ નો–"બૉમ્બે ઍક્ટ ધી ફોર્થ" ("મુબાઈનો કાયદો ૪થો") એ નામથી ઓળખાતા ૧૯૨૩ નો મુબાઈનો પ્રાથમિક કેળવણીનો ઍક્ટ (કાયદો) એના ૨૭ મા પ્રકરણની પેટા કલમ નં ૭ મા આપવામા આવેલી સત્તાની રૂએ નામદાર મુબાઈ સરકારે તા. ૧૦ મી ઑક્ટોબર ૧૯૨૪ ની કેળવણી ખાતા (તરફથી પ્રકટ કરેલી) સરકારી યાદીમા નીચે પ્રમાણે સુધારો કર્યો છે તે સર્વના જાણવા માટે અને નીચે મુજબ જાહેર કરવામા આવ્યો છે.

પૂર્વોક્ત યાદીના પરિશિષ્ટ 'અ' મા "પછાત"ના મથાળા નીચે—

(૧) "ખેડા જિલ્લાના તેમજ અમદાવાદ જિલ્લાના ઉત્તર અને દક્ષિણ દસક્રોઈ તાલુકાઓના 'લેઉવા કણબીઓ' જેઓ 'પાટીદાર' નામથી ઓળખાય છે તેમના સિવાયના કણબી," આટલા શબ્દો 'કનડા' ની પાછળ ઉમેરવા.

અને (૨) "કુનબી અને કણબીને બદલે "કુનબી" એમ વાચવુ.

નામદાર મુબઈ સરકાર (ટ્રાન્સફર્ડ ખાતા)ના હુકમથી
(અંગ્રેજીમા સહી) સી. ડબ્લ્યૂ. એ. ટર્નર
ના. સરકારના સેક્રેટરિ

(ઉત્તર ભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સા. ના તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૬ ના પત્ર નં ૩૮૭૯ મા કરેલી સૂચનાનુસાર.)

( ૩ )

તા. ૩૦-૬-૧૯૨૬ ના દિવસે પુરા થતા ત્રિમાસ દર્મિઆન ડી. પી. આઈ અને ઇ. આઇ. એન. ડી. એમણે પાઠય પુસ્તક યા ઇનામ તરીકે અથવા લાયબ્રરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

| અનુક્રમ નંબર. | પુસ્તકનું નામ | કર્તાનું નામ | પ્રકટ કર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શાને માટે મંજુરી આપવામા આવી ? પાઠય=પાઠય પુસ્તક ઇનામ=ઇનામનું પુસ્તક લાયબ્રેરી=લાયબ્રેરી માટેનું પુસ્તક | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | વ્રજ વિહાર (૧લી આવૃત્તિ) | મિ. કે એલ ઠાકોર | મિ કે. એલ ઠાકોર ખાડીઆ દેસાઇની પોળ, અમદાવાદ | ૧—૦—૦ | લાયબ્રેરી | પ્રાથમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨ | સીતા (પૂર્વાધ) | મિ બી પી. વ્યાસ | મિ. બી પી. વ્યાસ તન્ત્રી–, "બાળક" ગોધરા | ૧—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી | એજન—એજન |
| ૩ | ત્રૈમાસિક પત્ર બાળક | એજન | એજન | ૨—૦—૦ (વાર્ષિકલવાજમ) | લાયબ્રેરી | |
| ૪ | બોધક ( ૧લી આવૃત્તિ) | મિ સી. ટી મોદી | મિ. સી. ટી. મોદી બાલાજી રોડ. સુરત | ૦—૩—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે |
| ૫ | ઇંગ્લંડનો પ્રાથમિક ઇતિહાસ ભાગ પહેલો) (૧લી આવૃત્તિ) | મિ. સી. સી. મહેતા | મિ સી સી. મહેતા પીપરડીવાળા હાઇ-સ્કૂલ રાદેર | ૦—૮—૦ | પાઠય પુસ્તક તરીકે | માધ્યમિક શાળાઓ માટે એજન |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ કેટલીક નવલકથાઓ (૧ લી આવૃત્તિ) | મીસીઝ સુમતી લલ્લુભાઇ | વૈકુંઠ લલ્લુભાઇ એપોલો સ્ટ્રીટ મુંબઈ | ૨—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી | કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૭ મોતીના પદમંચક (૨ જી આવૃત્તિ) | મીસીઝ મંગળાગૌરી સી. સેતલવાડ | મીસીઝ મંગળાગૌરી સી. સેતલવાડ મોરારજી ગોકળદાસ ચાલ-મુંબઈ | ૩—૦—૦ | લાયબ્રેરી | એજન-એજન |
| ૮ સુંદરી વિલાસ (૧ લી આવૃત્તિ) | મિ. પી. જે. ભટ્ટ | મિ. પી જે. ભટ્ટ ચિટનીસ ટુ ધ કલેકટર અમદાવાદ | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી | કન્યાઓની પ્રાથમિકઅને માધ્યમિક શાળાઓ માટે |
| ૯ વિદ્યાર્થી વિલાસ (૧ લી આવૃત્તિ) | એજન | એજન | ૦-૧૨—૦ | એજન-એજન | છોકરાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |
| ૧૦ પાટણની પ્રભુતા (૧૯૧૬ની આવૃત્તિ) | મિ. કે. એમ. મુનશી | ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ મુંબઈ | ૨—૮—૦ | એજન-એજન | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૧૧ ગુજરાતનો નાથ (૧૯૨૪ની આવૃત્તિ) | એજન | સાહિત્યપ્રકાશ કંપનિ લિમિટેડ-મુંબઈ | ૪—૦—૦ | એજન-એજન | એજન-એજન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ | રાજાધિરાજ (૧૯૨૫ની આવૃત્તિ) | એજન | એજન | ૪—૮—૦ | એજન–એજન | એજન–એજન |
| ૧૩ | અમર ચરિત્ર ભાગ પહેલો | મિ. બી. વી. રાવળ | મિ. બી. વી. રાવળ તાજપૂર તાડનીશેરી અમદાવાદ | ૩—૮—૦ | લાયબ્રેરી | એજન–એજન |
| ૧૪ | એજન ,, બીજો | એજન | એજન | ૩—૮—૦ | એજન | એજન–એજન |
| ૧૫ | એજન ,, ત્રીજો | એજન | એજન | ૩—૮—૦ | એજન | એજન–એજન |
| ૧૬ | એજન ,, ચોથો | એજન | એજન | ૩—૮—૦ | એજન | એજન–એજન |
| ૧૭ | બાલજીવન (પુસ્તક ચોથું) | મેશર્સ આર. એન. શાહ અને સી. કે. શાહ | બાલજીવન કાર્યાલય મુંબાઈ | ૩—૦—૦ | એજન | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |

( મે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સા. ના તા. ૯ મી જુલાઈ ૧૯૨૬ ના હૂકમ નં. ૪૦૫૨ ના આધારે )

## ( ૪ )

## મંજુર કરવામાં આવેલાં પુસ્તકો સંબંધી જાહેરખબર

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | કર્તાનું નામ | મંજુરી સંબંધી વિગત | રિમાર્ક |
|---|---|---|---|---|
| ૧ | ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો (બીજી આવૃત્તિ.) | મિ. વલ્લવભાઇ લલ્લુભાઇ પટેલ. | પ્રાથમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવ્યું. | મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના તા. ૧૯-૭-૧૯૨૬ ના પત્ર નં. એસ–૮૬ (બી)–૬૨–ડી. નીરૂએ |

(મે. ઉ. ભાઃ ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સા ના તા. ૨૮ મી જુલાઈ ૧૯૨૧ ના પત્ર નં. ૪૮૮૦ માં કરેલી સૂચનાનુસાર)

## ( ૫ )

## કિંમતમા ઘટાડો કરવાની મંજુરી.

વર્નાક્યુલર સ્કૂલ બુક કમિટિએ પોતાની તા ૧૪ મી જુલાઈ ૧૯૨૬ ના રોજ મળેલી મીટિંગમા પ્રોફેસર એ કે ત્રિવેદી ( બરોડા કૉલેજ–બરોડા ) કૃત ' ત્રિવેદી વાચનમાળા–પ્રાવેશિકા ' નામના
રૂ આ પા રૂ આ પા
પુસ્તકનુ મૂલ્ય ૦—૧—૩ હતું તે ઘટાડીને તેને બદલે ૦—૧—૦ કરવાની પરવાનગી આપ્યા સબધી ઠરાવ પસાર કર્યો છે

ઉપરની હકીકત ગ્રન્થકર્તાની તેમજ અન્યની માહિતી માટે અત્રે જાહેર કરવામા આવી છે

( મે ઉત્તર ભાગના ઍજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સા ના તા ૩ જી ઑગસ્ટ ૧૯૨૬ ના પત્ર નં ૫૨૨૮ મા કરેલી સૂચનાનુસાર )

## (૬)

## ટ્રેનિંગ કૉલેજની વાર્ષિક પરીક્ષા, સને ૧૯૨૬

અમદાવાદની પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કૉલેજની તેમજ ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલની વાર્ષિક પરીક્ષા તા ૮ મી નવેમ્બર ૧૯૨૬ ને મગળવારે અને તે પછીના દિવસોએ તેજ સ્થળે લેવામા આવશે લિખિત પરીક્ષાનો ટાઈમ સોમવારથી ગુરુવાર સુધી ૧૧–૩૦ થી ૫–૩૦ સુધી અને શુક્રવારે ૮ થી ૧૧ સુધી અને ૨–૩૦ થી ૫–૩૦ સુધી અને શનિવારે ૮ થી ૧૧ સુધીનો રાખવામા આવ્યો છે

મોઢાની પરીક્ષાનો ટાઈમ સોમવારથી શુક્રવાર સુધી ૧૧–૩૦ થી ૪–૩૦ સુધી અને શનિવારે ૮ થી ૧૧ સુધીનો રહેશે

## (૭)

## કન્યાઓ માટેની (ગુજરાતી) વર્નાક્યૂલર ફાઈનલ પરીક્ષા.

### ઉત્તર ભાગ અને મુબઈ ભાગ

કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાયનલ પરીક્ષા સને ૧૯૨૬ ના નવેમ્બર માસની ૨૯ મી તારીખ ને સોમવારે ઉત્તર ભાગમા તેમજ મુબઈ ભાગમા નીચેના સ્થળોએ લેવામા આવશે—

| સેન્ટર કે પરીક્ષાના સ્થળનું નામ. વ. ફા. પરીક્ષા. | જિલ્લાનું નામ. |
|---|---|
| **ઉત્તરભાગ.** (ગુજરાતી તેમજ ઉર્દુ ભાષામાં) | |
| અમદાવાદ. | અમદાવાદ. |
| ધંધુકા. | એજન. |
| નડિઆદ. | ખેડા. |
| આણંદ. | એજન. |
| બોરસદ. | એજન. |
| ખેડા. | એજન. |
| ગોધરા. | પંચમહાલ. |
| ભરૂચ. | ભરૂચ |
| સુરત. | સુરત. |
| પારડી. | એજન. |

**મુંબઈ ભાગ (માત્ર ગુજરાતી ભાષામાં)**

વનિતાવિશ્રામ ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેન. મુંબઈ.

**ટીપ:**—થાણા તેમજ મુંબઈની આસપાસના પરાના (સબર્બન) જિલ્લાની કન્યાઓએ પરીક્ષા માટે મુંબઇ સેન્ટરમા બેસવુ

૨. સને ૧૯૨૪ ના જુલાઈની તા. ૧૭ મી નો કેળવણી ખાતાની સરકારી નોટિફિકેશન નં. ૨૬૩૬ જે તા. ૭ મી ઑગસ્ટ, સને ૧૯૨૪ ના મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૭૪૩-૧૭૪૬ પાના ઉપર છપાએલો છે તે પ્રમાણે પરીક્ષા લેવામા આવશે.

૩. દરેક સ્થળે કમિટિ પરીક્ષા લેશે. આ સ્થળોની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ તરીકે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રહેશે.

૪ ઉમેદવારે જે સ્થળે પરીક્ષામા બેસવુ હોય તે સ્થળની પરીક્ષક કમિટિના પ્રેસિડન્ટને છાપેલા ફૉર્મમા અરજી મોકલવી. અરજી પ્રેસિડન્ટને મોડામા મોડી તા. ૩૦ મી ઑક્ટોબર સને ૧૯૨૬ સુધીમા અથવા તે પહેલા મળી જવી જોઈએ. એ તારીખ પછી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામા બેસવાની ફી લેવામા આવશે નહિ.

૬. પરીક્ષાનો અભ્યાસક્રમ, તા. ૭ મી ઑગસ્ટ, સને ૧૯૨૪ ના મુંબઈ, ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૭૪૩-૧૭૪૬ ઉપર છપાએલો છે.

૭. ઉત્તર ભાગમાં ઉર્દુમા વ ફા. પરીક્ષા ઉર્દુ ઉમેદવારો માટે ગુજરાતી ઉમેદવારોની સાથે તેજ વખતે તે તે સ્થળોએ લેવામા આવશે.

---

(ઉ. ભા. ના. એ. ઇ. ના. હુકમ નં. ૬૫૯૭ તા. ૬-૯-૨૬ ના આધારે) અને (મુંબઈ ભા. ના. એ. ઇ. ના હુકમ નં. ઇ એક્સ. ૫૪૬૯ તા. ૭-૯-૨૬ ના આધારે).

---

## (૮)

## કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા.

### ઉત્તર ભાગ

ઇ સ ૧૯૨૭ ની સાલમા થનારી ( કન્યાઓ માટેની ) વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પુસ્તકો મજુર કરવામા આવ્યા છે

### ગુજરાતી ઉમેદવાર માટે.

અ ગદ્ય કન્યા વાચનમાળા (ગર્લ્સ રીડર) પુસ્તક ૩ જા ના સઘળા પાઠો
બ પદ્ય કન્યા વાચનમાળા પુસ્તક ૩ જા માથી ૬, ૮, ૧૨, ૨૨, ૨૬, અને ૩૦ પાઠો

### ઉર્દૂ ઉમેદવાર માટે

અ ગદ્ય મૌલ્વી સયદ અહમદ અસરફ અસરરી કૃત "સરમાય યે ઉર્દૂ" માથી નીચેના પૃષ્ઠ સિવાયના સઘળા પૃષ્ઠના પાઠો
દેહાતકી જિંદગી પૃ૦ ૧ થી ૧૦
મવાનેહ ઉમરી કે સવાઇર પૃષ્ઠ ૭૭ થી ૮૨
સીવીલીઝેશન યા તેહઝીબ પૃષ્ઠ ૮૩ થી ૧૦૨
ઉમીદકી ખુશી પૃષ્ઠ ૧૧૦ થી ૧૨૨
બયા—એ—દવામ કે દરબાર—પૃષ્ઠ ૧૨૧ થી ૧૪૧
રકાત પૃષ્ઠ ૧૪૨ થી ૧૪૮

બ પદ્ય હમ્દ પૃષ્ઠ ૧૪૮
દૌલત ઔર વક્ત કા મુનાઝીરા પૃષ્ઠ ૧૫૫ થી ૧૫૭
ઇનાઝે—ગુનાહા પૃષ્ઠ ૧૫૭ થી ૧૫૮
મુસદ્દીસ પૃષ્ઠ ૧૭૩ થી ૧૭૬
ઇજ્ઝો ઇન્કિસાર પૃષ્ઠ ૧૭૬
ખાક—એ—હિંદ પૃષ્ઠ ૧૮૬ થી ૧૮૮

ઉ ભા ના એ ઇ ની ઑફિસ } કે. એસ વકીલ.
અમદાવાદ, તા ૨૫—૮—૨૬ } એ ઇ ઉત્તર ભાગ

ઉ ભા ના એજ્યુ ઇ સા દ ન ૬૮૬૭ તા ૧૭ મી સપ્ટેમ્બર ૧૯૨૬

# સુરત કલાપ્રદર્શન.

ગુજરાતની કલા સમજી લઈ તેને પોષવાનો ધર્મ ગુજરાતી શિક્ષકોનો નથી એમનો કહી શકાય તેમ નથી. છતા, અત્યારની સામાન્ય મનોવૃત્તિ પરથી એટલુ સહજ સમજી શકાય, સ્પષ્ટ છે, કે કલાને કેળવણીના સાધન તરીકેનો ઉપયોગ નહિ જેવોજ થયો છે.

ગુજરાતની કલાસામગ્રી ખુટે તેવી નથી એ સામગ્રી એકઠી કરી, તેના ગુણ અવગુણ તપાસવા, અને તેના અભ્યાસ પર ગુજરાતની કલા-પ્રગતિ રચવા, સુરતમા આવતા ઑકટોબરની તા ૧૬મીએ ભરાવવાના કલાપ્રદર્શનના કાર્યવાહકોનો શુભ ઉદ્દેશ સમજાય તેવો છે.

એ સબધીની જરૂરી વિગત સુરત, કલાપ્રદર્શનનીઑફીસ "પીપલ્સ બેન્ક" કણપીઠ, સુરતમા મળશે

આશા છે કે કલારસીક ગુજરાતી શિક્ષકો પ્રદર્શનના કાર્યવાહકોના ઉત્તમ ઉમગને અને શુભ ઉદ્દેશને બની શકે તેવી ને તેટલી સહાય કરશે.

ગુજરાતે કલા-સામગ્રી એકઠી કરવાને પ્રયત્ન શરૂ કર્યો છે. એ પ્રયત્ન વિજયી નીવડે અને ગુજરાતની કલા-સામગ્રીનું કાંઈક-ઝાખુ કે અપૂર્ણ પણ-પાછુ દર્શન થાય તો ગુજરાતની કલાના ઉદયના મંગળ સૂચન થઈ ચુકયા એવી શ્રદ્ધા રોજ આશા છે ગુજરાતને આવી રીતે પોતાની સામગ્રી એકઠી કરવા દરેક ગુજરાતી શિક્ષક પ્રેરાય

---

## શુદ્ધિપત્રક.

( પુસ્તક ૬૫ મું. અંક ૭ મો માહે. જુલાઈ સને ૧૯૨૧ )

પૃષ્ટ ૨૧૧ સરકારી બા. બ. નં. (૨) પુસ્તકોનો અનુક્રમ નં. ૬૯

| અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|
| 'ગુજરાતનો ફુલ-બાગને' બદલે | 'ગુજરાતનો ફળ બાગ' વાંચવું. |

ગુજરાત શાળાપત્ર

ઘટાડેલી કિંમત રૂ. ૦-૫-૦

# પદ્યપાઠ

સંગ્રહ ૧.

સંગ્રાહક—કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

અને ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, અમદાવાદ.

(મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ.)

## બે બોલ.

આ સંગ્રહમાં પાંચ કવિની કવિતામાંથી ઉતારા આપ્યા છે. પ્રથમ કવિ દલપતરામનો સંપલક્ષ્મીસંવાદ આડકથાઓ મૂકી દેઈ સળંગ ઉતાર્યો છે. પછી સામળભટની અંગદવિષ્ટિમાંથી લંકાના ત્રાસની હકીકત લીધી છે. તે પછી વલ્લભભટના કળિકાળના ગરબામાંથી ઐતિહાસિક ભાગ તારવી કાઢીને છાપ્યો છે. ત્યારબાદ પ્રેમાનંદકૃત ભાગવત સપ્તમસ્કંધમાંથી હિરણ્યકશિપુના વધનું પ્રકરણ સમજાવ્યું છે. છેવટ ભાલણની રામબાળલીલાનાં પદ મૂક્યાં છે. એ ઉતારા તે તે કવિની કવિતાનું કંઇક ઓળખાણ કરાવશે અને રસવૃત્તિ કેળવશે. સંગ્રહ હાઇસ્કૂલના ચોથા ધોરણના વિદ્યાર્થી માટે કરેલો છે.

અભ્યાસ સરળ અને સચોટ થાય તે અર્થે સાધવા સમજૂતી પુરતા ખુલાસાથી આપી છે. વિવેચનમાં કવિની દૃષ્ટિએ કવિતાનો ભાવ અંતરમાં ઉતારવા ચીવટ રાખી છે. ક્વચિત્ સાહિત્યના પદાર્થનો પરિચય પણ કરાવ્યો છે. તે સાથે પ્રત્યેક ઉતારાની સમજુતીને અંતે કવિ વિશે મુદ્દાની માહીતી પણ આપી છે.

ભાષાના સાહિત્યની વારસ ઉછરતી પ્રજા છે. એમની માલકીના એ ભંડારનો એ હિસ્સો એમના ઉપભોગ માટે છે. તેનો એ લાભ લો અને લાયકી મેળવો.

---

Selections from Gujarati Poetry, Part I. By Rao Bahadur K.H. Dhruva, B.A. and Mr. D.P. Derasari As. 5. Sanctioned as a Text book by the Bombay Educational Department.

પ્રસિદ્ધ કર્તા—મૅક્‌મિલન ઍન્ડ કંપનિ લિમિટેડ.
હૉર્નબીરોડ,—મુંબાઈ

# લેખનકળા કોપિબુકો

ગ્લેઝ કાગળ { ગુજરાતી અને બાળબોધ છ નંબરમાં દરેક નંબરની કિંમત અઢી આના } ૪૮ પાના

કેળવણી ખાતાના એ. ડિરેક્ટર સાહેબે મુંબઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

૨૫૦ અને તે ઉપરાંત કોપિ ખરીદનારને સેંકડે ૨૫ ટકા કમિશન આપવામા આવશે પેકિંગ અને રેલ્વે ખર્ચ પણ આપવામા આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામા આવશે નહિ

કોપીઓ સાથે બીજા પુસ્તકો મંગાવનારને સેકડે એક ટકો હકસાઈ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે મળવાનું ઠેકાણું—

મુંબઈ–ડાહ્યાભાઇ જગજીવન એન્ડ સન્સ.
કાલકાદેવી માતાના મંદિર સામે નં. ૩૬૭.
અમદાવાદ–શ્રી ખડાયતા બુકડીપો—રીચીરોડ.
ગોધરા, એમ વકીલ બ્રધર્સની કંપની સ્ટેશન બજાર.

---

# દસ્કત શિક્ષક કોપિબુકો

કોપિની પહેલ કાઢનાર અમો છીએ. બીજાઓએ પછી નકલ કીધી છે.

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમા તૈયાર છે

**કેળવણીખાતાના એ. ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળમાં ચલાવવાને મંજુર કરી છે.**

દરેક નંબરની કિંમત અઢી આના રાખી છે

૨૫૦ તથા તેથી વધુ કોપિ ખરીદનારને સેકડે (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામા આવશે ૧૦૦૦ કોપી લેશે તો ખરચ સાથે (૨૦) ટકા મળશે પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનની આગળનું ખર્ચ આપવામા આવશે નહિ દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી ૧ થી ૮ નંબરની, દરેક બોક્સમાં એકજ જાતની દા ૬ કિંમત રૂ ૦ાા નક્કી [હાલ માલ નથી]

મળવાનું ઠેકાણુ –**આદરજી કાવસજી માસ્તર**




ભૂગોળનો નમૂનો જાણીતા બુકસેલરોને ત્યાંથી જોવા મળશે.

અમારી દુકાને સ્કૂલોને લગતી તમામ જાતની બુકો, કોપીઓ, ડ્રોઇંગ બુકો, નકશા સ્ટેશનરી વગેરે કીફાયત ભાવથી મળશે. એક વખત કામ પાડી ખાત્રી કરવા મહેરબાની કરશોજી.

ધી ગુજરાત ઓરીએન્ટલ બુકડીપો.
રીચીરોડ—અમદાવાદ

Registered No. B. 45.

પુસ્તક ૬૫ ] [ અંક ૧૦

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

ઑકટોબર, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

# સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ ગણવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ

૪. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂ. ૦-૨-૬;(ટપાલ ખર્ચ જુદું)

શાળાપત્રનું વરસ જાનુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઑર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| છ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધ:—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને

Registered No. B. 43.

પુસ્તક ૬૫ ] [ અંક ૧૦

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

ઑક્ટોબર, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫ ] ઑક્ટોબર. સને ૧૯૨૬. [ અંક ૧૦


## ભૂગોળનું શિક્ષણ

(૧)

આપણે ત્યાં ભૂગોળનો વિષય બરાબર રીતે શીખવવામાં આવતો નથી, એવી ફરિયાદ ઘણા વખતથી સાંભળવામાં આવી છે. એ વિષય સાધારણ રીતે શિક્ષકોને લૂખો અને કંટાળાભરેલો લાગે છે, તેથી વિદ્યાર્થીને ઘણે-ખરે, પર્વત, નદી, અખાત, અને ગામની નામાવલિ ગોખાવવામાં આવે છે અને છોકરાઓ તે નકશામાં બતાવે તો તેમને તે વિષય આવડે છે એમ ધારવામાં આવે છે જો આપણે આ વિષયની પદ્ધતિ સંબંધી બરાબર વિચાર કરીએ, તો આપણને માલમ પડશે કે આવી રીતનું શિક્ષણ ઘણું ખામી ભરેલું છે, અને તેને લીધેજ વિદ્યાર્થીને તે વિષય ઉપર કંટાળો આવે છે પાશ્ચાત્ય દેશોમાં ઘણા વર્ષથી આ વિષયની પદ્ધતિમાં ફેરફાર થયો છે, અને હાલમાં તે સંબંધી ઘણો વિચાર અને જુદા જુદા પ્રયોગો કરવામાં આવે છે તેથી આપણા શિક્ષકવર્ગના લાભાર્થ અમે કેટલીક બાબતો સંબંધી વિવેચન કરીશું

બધા વિષયની માફક ભૂગોળના વિષયમાં પણ ઘણો ફેરફાર હાલમાં થયો છે. તેથી પ્રથમ આપણે ભૂગોળ એ શું છે અને તેનો પ્રદેશ કેવો છે તેનો વિચાર કરીશું, કારણકે તે ઉપરથી તે વિષયનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ રીતે નક્કી થઈ શકશે સાધારણ રીતે એમ સમજવામાં આવે છે કે 'ભૂગોળ

એટલે પૃથ્વી સબંધી જ્ઞાન, પણ જો આપણે ભૂગોળનું આ લક્ષણ સ્વીકારીએ તો તેમાં તેની સાથે સબંધ ધરાવતી અનેક વિદ્યાનો સમાવેશ થાય છે ભૂગોળને, ખગોળ, પ્રાણી, વનસ્પતિ, ભૂસ્તર, ઇતિહાસ, અને સમાજ વગેરે શાસ્ત્ર સાથે સબંધ છે આ જુદી જુદી વિદ્યાનો 'ભૂગોળ'ની સાથે કેવા પ્રકારનો સબંધ હોવો જોઈએ તે જો સ્પષ્ટ થાય તો તેનો પ્રદેશ આપણાથી સારી રીતે સમજી શકાય

ભૂગોળ એટલે પૃથ્વીનું જ્ઞાન એ ખરૂં પણ તે જ્ઞાન કેવી જાતનું હોવુ જોઈએ એ પ્રશ્નનો નિર્ણય, પૃથ્વી ઉપર મનુષ્ય વસે છે અને તે તેની આસપાસના સજોગોમા, તેને અનુકૂળ ફેરફાર કરે છે એ દૃષ્ટિબિંદુ ધ્યાનમા રાખવાથી, સહેલાઈથી થઈ શકે છે આ પૃથ્વી ઉપર મનુષ્ય એ મુખ્ય પ્રાણી છે, અને તેની જરૂરીઆતો તથા સુખને માટે આપણી જુદી જુદી પ્રવૃત્તિ થાય છે એ વિચાર હાલના ભૂગોળશાસ્ત્રમા પ્રધાન છે, અને તે હેતુ લક્ષમા રાખી ભૂગોળનાં પુસ્તકો તથા તે શીખવવાની પદ્ધતિનું નિરૂપણ કરવામા આવે છે જો આ પ્રમાણે ભૂગોળના વિષયમા માનુષ તત્ત્વ દાખલ કરીએ તો તેની શિક્ષણપદ્ધતિમા એક મોટો ફેરફાર ફલિત થાય છે

પ્રથમ તો ઘણી નકામી બાબતો જેવી કે શહેર તથા દેશની વસ્તી, તેનું ક્ષેત્રફળ, પર્વતની ઉંચાઈ, નદીના વહેણની લબાઈ, ભૂશિર અને અખાતના નામ તથા ગામની ગોખણપટ્ટી જેવી વિદ્યાર્થીને નિરુપયોગી બાબતને તિલાંજલિ મળે છે

આજથી પચીસ વર્ષ ઉપર જે વિદ્યાર્થીને ઇગ્લડની ભૂગોળ શીખવાની હતી, તેને તેના બધા વિભાગ તથા તેના શહેર મોઢે કરવા પડતા અને તે નકશામા બરોબર રીતે બતાવવામા આવે તો તેનુ જ્ઞાન સારૂ ગણાતુ આવી રીતે વિદ્યાર્થીને ઘણી નકામી બાબતો શીખવી પડતી હતી, તેનુ મુખ્ય કારણ એ છે કે તે શીખવાનો શો હેતુ છે તે બરોબર સમજવામા આવતો નહિ, પણ હાલમા પૃથ્વી એ મનુષ્યનુ રહેઠાણ છે એ વિચાર દૃષ્ટિથી તેમાની ઘણી હકીકત મૂકી દેવામા આવે છે જે બાબત મનુષ્યના સુખ કે તેની જરૂરીઆતો ઉપર અસર કરતી હોય નહિ, તે જાણવાથી તેને શો લાભ છે એ પ્રશ્ન સહજ ઉદ્દભવે છે જુની પદ્ધતિ મુજબ વિદ્યાર્થીને ઘણી નિરુપયોગી અને તેથી નિરસ બાબતો ગોખીગોખીને યાદ રાખવી પડતી તેનાથી તેની વિચારશક્તિ તેમજ વહેવારૂ બુદ્ધિને કાંઈ લાભ થતો હતો એમ જણાતુ નથી ખરી રીતે તો જે બાબત મનુષ્યના આત્મવિકાસ તથા તેના જીવન કલહમા ઉપયોગી થઈ પડે તેજ અભ્યાસક્રમમા દાખલ

કરવી જોઈએ અભ્યાસ સબધી આવુ દષ્ટિબિંદુ ધ્યાનમા રાખવાથી વિદ્યાર્થીને તેના વિષયમા રસ પડે છે, કારણકે તે સ્વાભાવિક રીતે જ્ઞાન મેળવે છે

ભૂગોળના વિષયનો આ પ્રમાણે વિચાર કરવાથી તેની શિક્ષણપદ્ધતિમા એક મહાન્ ફેરફાર થાય છે પ્રથમ તો હાલમા બાળકને તે વિષયના આરભમા આપણે તેના ગામની સીમા, તેની ભૂમિરચના વગેરે ક્રમથી શીખવીએ છીએ, પણ તે પહેલા આપણે તેનામા તે વિષયની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ, અને તેને માટે બાળકને તેની પરિસ્થિતિનું જે કુદરતી જ્ઞાન હોય છે, તેની મદદથી અન્ય સ્થળનુ વર્ણન કરવુ જોઈએ. આવી રીતે આરભ કરવાથી તેને ભૂગોળના વિષયમા રસ પડશે

બાળકના જ્ઞાનનો આરભ પ્રથમ વસ્તુની ઝાખી કે અસ્પષ્ટ છાપથી થાય છે પછી જ્યારે તેની વિશેષ હકીકતનુ જ્ઞાન તેને મળે છે, ત્યારે તેને તે પદાર્થનું સ્પષ્ટ અને સારૂ જ્ઞાન પ્રાપ્ત થાય છે આ નિયમને અનુસરી પ્રથમ આપણે બાળકને તે જે પૃથ્વી ઉપર રહે છે, તેનો થોડોક ખ્યાન આપવો જોઈએ અને તે ઉપરથી બાળક તેના ગામનુ શુ સ્થાન છે તે જાણી શકશે પૃથ્વી સાથે સરખાવતા વિદ્યાર્થીના ગામનું સ્થાન શુ છે તે શીખવવાને માટે ફક્ત તેના ભાગ બતાવી જવાથી તેને બરોબર સમજણ પડતી નથી તેવુ જ્ઞાન શુષ્ક હોવાથી તેને તેમા રસ પડતો નથી આ કારણને લીધે હાલમા બીજા દેશના લોક, તેમની રહેણીકહેણી, તેમનો ધધો, ખોરાક, રમતગમત વગેરે બાબતની હકીકત વાર્તારૂપ બાળકને કહેવામા આવે છે આવી વાર્તામા માનુષ તત્ત્વ હોવાથી સ્વાભાવિક રીતે તેની જિજ્ઞાસા ઉદ્દીપ્ત થાય છે અને તેથી તેમા તેને રસ પડે છે વાર્તાની શૈલી તેમજ હકીકતનુ નિરૂપણ બાળકને રસ પડે તેવુ હોય છે જો વિશેષમા ચિત્રનો ઉપયોગ કરવામા આવે તો તેની છાપ આબેહૂબ અને સ્પષ્ટ પડે છે આ પ્રમાણે ધ્રુવ ઠડો અને સમશીતોષ્ણ મુલક, ઉષ્ણકટિબધ અને ઘાસના મેદાન તેમજ મોન્સુન પ્રદેશ, અને રણ જેવા જુદા જુદા પ્રદેશના લોકનુ ઉપર જણાવ્યા મુજબ વર્ણન કરવામા આવે, તો બાળકની વિચારસૃષ્ટિ વિસ્તૃત થાય છે અને તેમનો ધધો, રહેણીકહેણી વગેરેની હકીકતમા તેમને રસ પડે છે આવી રીતે પૃથ્વીના મુખ્ય પ્રદેશની ઝાખી વાર્તાદ્વારા બાળકને કરાવ્યા પછી જો તેના ગામની ભૂગોળ શીખવવામા આવે તો તેની જિજ્ઞાસા અને વિવેકબુદ્ધિને લીધે તેને તેમા વધારે રસ પડવાનો સભવ છે

# "શિક્ષક કેવો હોવો જોઈએ?"

## (એ વિષે એક પ્રાચીન વિચાર.)



ઈ સ. ના ૮ મા અને ૧૪ મા સૈકાની વચ્ચેના ગાળાના સમયમા મદ્રાસ ઇલાકામા મદુરા નામે શહેર છે તેની પાસે સનકપુર નામે નાના ગામડામા એક જૈન વિદ્વાન રહેતા હતા, તે પ્રખ્યાત ગ્રન્થકાર અને વૈયાકરણી હતા તેમણે "શિક્ષક કેવો હોવો જોઈએ?" તે વિષે પોતાના વિચારો જણાવ્યા છે તેનું સક્ષેપમા નિરૂપણ ગદ્યચિન્તામણિ નામના એક ગ્રન્થમાં કર્યું છે તેનું મરાઠીમા ભાષાન્તર પશ્ચિમ ખાનદેશની એક શાળાના શિક્ષકે ગયા ઑગસ્ટ માસના 'મરાઠી શિક્ષક'મા લખી પ્રગટ કર્યું છે તે વિચારો શિક્ષકવર્ગને મનનીય હોવાથી, અમે અત્રે આપીએ છીએ —

૧ 'શિક્ષક'ની સજ્ઞા પ્રાપ્ત કરવાની ઉમેદ ધરાવનાર મનુષ્યે નીચે જણાવેલા ગુણો અંગીકાર કરેલા હોવા જોઈએ —

(अ) દયાળુપણું અને મમતા

(ब) ઈશ્વર ઉપર શ્રદ્ધા

(च) સભ્યતા

(ड) વિદ્વત્તાભર્યું, આરસા જેવુ ચકચકિત, સ્વચ્છ અને પ્રકાશવાળુ મન.

(इ) અધ્યાપન અને ગ્રન્થરચના માટે યોગ્યતા

(फ) ઉત્તમ વ્યાવહારિક જ્ઞાન

(ग) ષડ્રિપુ પર વિજય (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ મનુષ્યના વિકારો—દુશ્મનો છે)

૨. શિક્ષકનો સ્વભાવ

(अ) પૃથ્વી, (ब) પર્વત, (च) ત્રાજવુ અને (ड) પુષ્પ એની બરાબરી કરે એવો હોવો જોઈએ

(अ) શિક્ષક પૃથ્વી સરખો જોઈએ એટલે શુ? તેમનું જ્ઞાન પૃથ્વી જેટલુ અગાધ, અને અપૂર્વ તેમજ વિશાળ હોવુ જોઈએ પૃથ્વી જે પ્રમાણે વજન સહન કરી શકે છે તે પ્રમાણે શિક્ષકે પ્રતિપક્ષીના હલ્લાઓ સહન કરવાના છે અને જે પ્રમાણે પૃથ્વીને કોઈ ખોદે છે તે તે સહન કરે છે તે પ્રમાણે વિદ્યાર્થી શિક્ષકને ત્રાસદાયક અને ઉલટસુલટ (આડા અવળા) પ્રશ્ન પૂછે તો તેથી તે ગુસ્સે થતા નથી પણ તે શાંત મને સાભળે છે

(च) પર્વત જેવો જોઈએ એટલે શું ? પર્વતનો વિસ્તાર જે પ્રમાણે વધારે (ધનફળ વાળો) છે તે પ્રમાણે તેનો જ્ઞાનનો વિસ્તાર પણ વધારે હોવો જોઈએ. પર્વતના પેટામા-અંદરના ભાગમા-જે પ્રમાણે અનેક મૂલ્યવાન ધાતુઓ અને રત્નો હોય છે, તે પ્રમાણે શિક્ષકના મનમા-મગજમાં-વિચારરત્ન હોવા જોઈએ. જેમ પર્વત પ્રતિસ્પર્ધી પવન અથવા વાયુના અને વરસાદના હલ્લાની સામે ટક્કર ઝીલે છે તેમ શિક્ષક પણ નિશ્ચલ રહે છે. વિપદ્ સામે ધૈર્ય ધારણ કરે છે. અને પર્વતનાં ઊંચાં, શિખરો જે પ્રમાણે ઊંચા આકાશ સુધી પહોંચીને ઘણે દૂરથી પણ તે દેખાય છે તેમ શિક્ષકની જ્ઞાનની અને ઉત્તમ ગુરુત્વની કીર્તિ દૂર સુધી પહોંચી જાય છે. અને જેવી રીતે પર્વત ભર ઉનાળામા-તાપના સમયે-ઝરમર વહેતા અને પછીથી નદીરૂપ બનતા પ્રવાહથી-તૃષાતુર મનુષ્યાદિકની તૃષા રૂપી સંકટ ટાળે છે, તેમ શિક્ષકો જ્ઞાનરૂપી નદીનું પાણી સતત વહેવરાવી તેના ઉદક-અમૃતપાન વડે આબાલવૃદ્ધ માણસ સર્વને સંતુષ્ટ કરે છે.

(क) શિક્ષક ત્રાજવા જેવો હોવો જોઈએ એટલે શું ? અર્થાત્ પદાર્થનું વજન કેટલું છે તે શંકા જેમ ત્રાજવું ટાળે છે, તે પ્રમાણે જિજ્ઞાસુ મનુષ્યની શંકા શિક્ષક ટાળે છે, અને જેમ ત્રાજવાનો કાંટો મધ્યમા રહી સમતોલપણું સૂચવે છે તેમ વિદ્યા સંબંધી કોઈ પણ વાદ પરત્વે મધ્યસ્થ રહી નિષ્પક્ષપાત દૃષ્ટિથી તે વાદનો તે નિર્ણય કરે છે.

(ड) શિક્ષકની પુષ્પની સાથે તુલના કરી છે એટલે શિક્ષક પુષ્પની પેઠે આનન્દદાયક અને ચિત્તાકર્ષક હોવો જોઈએ. જેમ નવી વેલનું ખીલેલુ પુષ્પ સુંદર હોય છે તેમ શિક્ષકનો સ્વભાવ પણ પ્રફુલ્લિત હોય છે. જેમ દરેક સારા પ્રસંગે પુષ્પ અવશ્ય જોઈએ તેમ ગુરુ પણ સર્વ પ્રસંગે અવશ્ય હાજર હોય છે.

૩. શિક્ષક થવાની લાયકાત ન હોય તેવો મનુષ્ય કેવી ખામીવાળો હોય છે તે નીચે વર્ણવી છે.—

(अ) તે બીજાને પોતાના મનની વાત સ્પષ્ટ રીતે સમજાવી શકતો નથી.

(ब) તે હલકા મનનો છે.

(क) તે બીજાને શીખવે છે તે વખતે એમ માને છે કે મારું જ્ઞાન બીજો શીખી જશે અને તેથી મારા જેટલો કે મારાથી અધિક જ્ઞાની થઈ જશે એવી તેનામા માન્યતા-દ્વેષ-મત્સર બુદ્ધિ થશે.

(ड) તેનો સ્વભાવ બીજાને ફસાવે-ખાડામાં નાખે તેવો છે.

(इ) તેનો સ્વભાવ બહુ તીખો-ચીઢીઓ-છે.

(फ) તે પોતાને વિદ્યાર્થી શકા પૂછે ત્યારે તેની પર ગુસ્સે થઈ જવામાં પોતાની યોગ્યતા વધી છે એમ માને છે.

(ग) તે (૧) સ્ફટિક મણિથી ભરેલા વાસણ જેવો,

(૨) ખડબચડા લાકડાવાળા તાડના વૃક્ષ જેવો,

(૩) કપાસથી ભરેલા વાસણ જેવો,

અને (૪) નાળીએરના વાકા ઝાડ જેવો

(સમજુતી)

(૧) એકાદ વાસણમા જેમ સ્ફટિક મણિ નાખીએ છીએ ને ફરીથી બહાર કાઢતી વખતે તે ક્રમે બહાર તેને કાઢી શકાતા નથી, તેમ એકજ મનુષ્યે મેળવેલું જ્ઞાન તે ગમે તેમ ક્રમે બીજાને આપી શકતો નથી, અને ઘણા વિષયો તેના મનમાં ખોસે છે. એવા મનુષ્યની સ્ફટિક મણિના જેવી તુલના કરી છે. એટલે શિક્ષણના ધધાને તે લાયક નથી.

(૨) જેમ એક ખડબચડી સપાટીવાળું તાડનું ઝાડ તેના પર ચડનારને અનેક રીતે વિઘ્નકર્તા છે, તેની ખડબચડી પૃષ્ઠ ભૂમિકા અનિયમિત અને વાકી છે તેમ તેના તરફથી મળતા જ્ઞાનનો માર્ગ અતિ વિષમ છે. આવો પુરુષ શિક્ષક થવા માટે નાલાયક છે.

(૩) એકાદ માણુસ કનેથી વાસણમા રૂ ભરાવી લેઈએ. થોડા દિવસ તેને રહેવા દેઈ પછી કાઢવા જઈએ તો એકદમ તે નીકળતુ નથી, તેમ તેનામા રહેલુ જ્ઞાન બહુ દિવસથી ભરેલુ દાટેલા ધન જેવું છે તે વિદ્યાર્થીને કષ્ટસાધ્ય છે ને બહાર કાઢતા વિદ્યાર્થીને શિક્ષકને સારા માર્ક અપાવી શકતા નથી.

(૪) નાળીએરનુ ઝાડ મોટું ઊંચું છે ને તેને પાણી પાયાથી જેમ તે ગમે તેને બીજાને ફળ આપે છે તેમ એકાદ માણુસ યોગ્ય ગુરુ કને વિદ્યા શીખી તે અયોગ્ય મનુષ્યને શીખવે છે તેવો મનુષ્ય શિક્ષક થવાને નાલાયક છે.

# ચિત્રવિદ્યા

" શિક્ષકોના દોરથી શાળાઓને મુક્ત કરો.' શાળાઓનું સ્વરૂપ બદલાવું જોઈએ-તેમને બાગરૂપ બનાવો. પ્રભુના બાગમાં પુષ્પો ખીલે છે તેની માફક શાળારૂપ બાગોમાં બાલરૂપ પુષ્પો ખીલી શકે. શિક્ષકે દેવદૂતની માફક અદૃશ્ય રૂપે રહીને જરૂર પડે ત્યારે પોતાના વિદ્યાર્થીને ઉત્તેજિત કરવાને તત્પર રહેવું જોઈએ, પણ તેણે દબાણ કરવું જોઈએ નહિ."

" ચિત્રવિદ્યાના સંબંધમાં બાળકને અમુક રીતેજ દોરવાને ફરજ પાડવી એ પાપ છે."

" બાળકોને તેમના પોતાના નિયમો હોય છે તે પ્રમાણે તેમણે વર્તવુંજ જોઈએ. વચ્ચે ડખલ કરવાને મોટાઓને શો હક્ક છે? બાળકોએ પોતાની સમજ અથવા લાગણી પ્રમાણે ચીતરવું જોઈએ."

" જ્યારે બાળક પહેલી વાર મારી પાસે આવે છે ત્યારે શું કરવું તે હું તેને કહેતો નથી. તેને વસ્તુઓના ભંડારગૃહમા લેઇ જાઉં છું અને તેને મારી સઘળી વસ્તુઓનો ભંડાર જોવા ફરવા દઉં છું. રંગ, પીછીઓ, ચાક, કેન્વાસ વગેરે તે જુએ છે, કાતરકામનું અને વહેરવાનું લાકડું જુએ છે, માટીના નમુના બનાવવાની માટી અને કાપવાના કામના રંગીન કાગળ જુએ છે, આ સઘળી વસ્તુઓને અને બીજાં છોકરાઓને તેનો ઉપયોગ કરતા જુએ છે. જે ઉપરથી શું કરવું તેની તેને સમજ પડે છે. અને તે કામ કરવા લાગે છે."

' " હું ઢાંકણું ઉઘાડી દઉં છું-ઉપાડી લેઉં છું-અને બીજા ચિત્રકલા શિક્ષકો ઢાંકણું દઇ દે છે-એજ ફકત તફાવત છે."

આ ઉપરથી સમજાશે કે ચિત્રને ઉપયોગી વસ્તુ ભંડાર હોવો જોઈએ. આના માટે વિના મૂલ્યે મળી શકે એવી વસ્તુઓનો સારો સંગ્રહ કરવો; જેમકે જુદી જુદી જાતનાં સુકા ફળો, પીછાંઓ, પક્ષીના માળાઓ, શંખલા કોડા, છીપોલા વગેરે; ઘરગથ્થુ જુની નિરુપયોગી વસ્તુઓ, ખાલી ડબ્બા, પેનનાં, દીવાસળીના ખાલી ખોખાં, સીગારના, દવાઓના, સાબુનાં કાર્ડ-બોર્ડનાં ખાલી બોખા વગેરે, દુકાનોમાંથી દરરોજ ફેંકી દેવાતી વસ્તુઓ. કુદરતી પાન, ફુલ, ફળ એકજ જાતનાં બધાં જોઈએ એમ નથી. પાન દોરવામાં બધા બાળકો એકજ દોરે એમ નહિ, પણ બેચાર જાતનાં પાન મુકવાં, સૌ સૌની મરજી પ્રમાણે ચીતરે. તેવી રીતે ફળ ફુલ વગેરેમાં સમજવું.

વસ્તુસંગ્રહ કરવામા બાળકો ઘણી મદદ કરી શકે છે. પણ તેમા પ્રેરણાની જરૂર છે. એકેક વસ્તુ બાળકો સહેલાઇથી લાવી શકે, અને એવી રીતે બાળકોનું સંગ્રહસ્થાન બનાવી શકાય. પૈસા ખરચવાથી મળી શકે એવી વસ્તુ હોય તો તે જ્યારે જોઇએ તે અગાઉથી બાળકોમાના જે લાવી શકે તેને કહેવાથી વસ્તુ મેળવી શકાય અને તે ચીતરાવ્યા પછી પાછી મોકલાવાય. આ રીતે કિંમતી વસ્તુઓ ચીતરાવી શકાય.

અમુકજ જાતની નોટ કે કાગળ જોઈએ એવુ નથી. રદ્દી છાપાના કાગળોપર દેશી શાહીથી અને હાથે બનાવેલી પીછી વડે પિંછચિત્રો "માસ ડ્રોઇંગ" સરળતાથી દોરાવી શકાય. રૂપરેખા ચિત્રને રંગ પુરીએ અને જેવો દેખાવ થાય તેના ચિત્રો રૂપરેખામા ચીતર્યા વગર પીંછીવડે શાહી અગર કોઇપણ રંગથી બનાવાય તેને પિંછચિત્રો કહે છે.

રંગ કરવામા અમુકજ રંગો જોઈએ અને તે વગર કામ ન થાય એવુ નથી. જે રંગો સહેલાઇથી મળી શકે તેથી ચલાવી લેવુ પરદેશી કિંમતી રંગો હોય તોજ કામ થાય નહિંતો નહિ એમ કરી અટકી બેસવાનું નથી. જન્મોત્રીઓ, પ્રશ્નોત્રીઓ વગેરે બનાવવામા દેશી રંગો હાથે બનાવીને વાપરતા રંગો શોધી કાઢવા અને તે વાપરવા. બધી જાતના રંગો ન મળી શકે તો જે થોડા મળી શકે તે વડે ચલાવી લેવુ જેમકે સફેદ માટે ખડી, કાળા રંગ માટે શાહી, લાલ માટે રંગી, પીળા માટે પીળી માટી અથવા મુલતાની માટી વગેરે.

ચિત્રવિદ્યાનો પ્રાથમિક ઉદ્દેશ અવલોકનશક્તિ, આકાર અને પ્રમાણની સમજશક્તિ કેળવવાનો છે. સ્વચ્છતા તથા બારીક ચોકસાઈ ધીમે ધીમે આગળપર આવતી જાય છે. ખુદ વસ્તુ પરથી અવલોકન કરીને પોતાની સ્ફુરણા પ્રમાણે દોરેલા ચિત્રો, શિક્ષકના ચિત્રપરથી યાંત્રિક રીતે દોરેલા સ્વચ્છ અને ચોક્કસ ચિત્રો કરતા હજાર દરજ્જે ઉત્તમ છે.

પ્રે. રા. ટ્રે. કૉલેજ. અમદાવાદ.

પુંજાભાઈ ઇચ્છારામ (લુહાર), ડ્રૉઇંગ માસ્તર.

# "આપણાં બાળકોને શું શીખવીશું?"

(અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૨૮)

ટુંકામાં અભ્યાસક્રમ એવી રીતે યોજવો જોઈએ કે ગામડાનું જીવન, ગામડાનો સમાજ, અને તેના ઉદ્યોગોનો અભ્યાસ એજ તેનું મુખ્ય લક્ષ્ય રહે બાળક શાળામાં પ્રવેશ કરે ત્યારે પ્રથમ તો તેને કેટલેક અંશે પોતાના ઘરની બાબતો અને કાર્યોનો રસ ચાલુ રહેશે ખેતર, ઢોર, તેમનો ઉછેર અને જતન, બાગકામ, નાના નાના ગૃહઉદ્યોગો–વગેરે બાબતોમાં તેને ખાસ રસ રહેશે પરંતુ શાળામાં દાખલ થતાં અગાઉ અને દાખલ થયા પછી આ રસમાં અગત્યનો તફાવત હોય છે, અગાઉ તેને આ બધી બાબતોનો છુટક છુટક ખ્યાલ હોય છે. હવે તેને તે બધી બાબતો સંબંધપૂર્વક જોડાએલી અને કોઈ ખાસ અંતિમ હેતુ અર્થે યોજેલી જણાશે. પરંતુ કોઈ પ્રશ્ન કરશે કે વાચન, લેખન, ગણિત વગેરે વિષયોનું શું ? તેનો ઉત્તર એ કે આ વિષયોને આપણી પદ્ધતિમાં યોગ્ય મહત્ત્વ આપવામાં આવે છે, પણ તે પ્રત્યેકનો સંબંધ ઘરની બાબતોના અભ્યાસ સાથે જોડવામાં આવે છે અને ઘરના નિત્યજીવનના વિષયોના અભ્યાસને અંગેજ આ વિષયો શીખવવામાં આવે છે આ બધા વિષયો, બાળકને જેમ જેમ તેની જરૂર જણાતી જાય છે તેમ તેમ, અને તેમાં રસ પડતો જાય છે તેમ તેમ, દાખલ કરવામાં આવે છે આ વિષયો (વાચન, લેખન વગેરે જે વિદ્યાર્થીઓના સામાન્ય નિત્ય અનુભવની બહારના છે તે)નું શિક્ષણ આપતાં અગાઉ શિક્ષક તેમાં વિદ્યાર્થીઓનો રસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે અને તે એવી રીતે રજુ કરે છે કે વિદ્યાર્થીના સામાન્ય અનુભવને તે સંબંધપૂર્વક જોડાએલા હોઈ તેને આકર્ષક લાગે છે દાખલા તરીકે વિદ્યાર્થીના અનુભવમાં આવેલા ખેતર, વનસ્પતિ અને પશુપક્ષીઓની વાર્તાઓ, શિક્ષક વિદ્યાર્થીને કહે છે તે એવી રીતે રજુ કરે છે કે, તેમને સ્વાભાવિક રીતે એમ સમજાય કે અમુક ચિહ્નો વડે તે બીજાને લખી સમજાવી શકાય છે અને તે બીજા પાસેથી જાણી શકાય છે આ રીતે વાચતાં અને લખતાં શીખવાની તેમની પોતાની તરફથીજ માગણી થાય છે નિત્ય વ્યવહારની ચીજો લાવવામાં તેના માપ તોલ વગેરેનું બહુ સામાન્ય ભાન કરાવી આંકડા અને ગણિતની શરૂઆત વિદ્યાર્થીઓને પોતાની મેળેજ કરવાનો અવકાશ મળે છે. એજ રીતે આરોગ્યવિદ્યા, ધર્મ, નીતિશિક્ષણ, હસ્તકામ, સૃષ્ટિજ્ઞાન વગેરે વિષયો, ગૃહકાર્ય અને ઘરને લગતી બાબતોની માહીતી તથા

જ્ઞાન મેળવતાં આપોઆપ નીકળી આવે છે અને તેનો અભ્યાસ મુખ્ય વિષય સાથે તેમજ એક બીજા સાથે સંકળાઈ જાય છે. તેને જે આરોગ્યના નિયમોનું ભાન કરાવવામાં આવે છે તે ઘર તથા ઘરમાં વસનારાંનાં આરોગ્ય અને સુખાકારીના નિત્ય પાળવાના નિયમો બને છે. ઘરના ઉપયોગની ચીજો બનાવવા માટે હસ્તકાર્યનું શિક્ષણ ઉપયોગમાં આવે છે. ઘરશણગાર માટેના ઉપયોગી ફુલપાન, તેમજ ઘરમા પાળેલાં પ્રાણીઓની બરદાસ માટે સૃષ્ટિજ્ઞાનનો ઉપયોગ થાય છે. આ પ્રમાણે પ્રત્યેક વિષયનો વ્યવહારમા ઉપયોગ રાખવાનું દૃષ્ટિબિન્દુ સચવાય છે. આ યોજનાથી વિવિધ વિષયોનું એકીકરણ બહુ સારી રીતે થાય છે. વિદ્યાર્થીઓ માત્ર 'ઘર' વિષે શીખતા હોય એમ લાગે છે; છતાં, તેમના નિત્યજીવન માટેની તૈયારી માટે ઉપયોગી સર્વ બાબતોનો અભ્યાસ સાથે સાથેજ, અજાણ્યુનાંજ, થતો જાય છે. હાલની પદ્ધતિ મુજબ, અનેક વિષયો એક બીજાની સાથે સંબંધ જોડયા વિના શીખવાતા હોવાથી, વિદ્યાર્થીને તે નીરસ અને કંટાળાભરેલા તેમજ ગુંચવણભરેલા લાગે છે. આ નવી પદ્ધતિથી છોકરાં પોતાના અભ્યાસના વિષયો નિત્ય વ્યવહારના ઉપયોગમાં શરૂઆતથી મૂકી શકે છે.

કયા વિષયો શીખવવા અને તેમનો પરસ્પર સંબંધ કેવી રીતે જોડવો તેનો વિચાર કર્યા પછી એ વિષયો શીખવવાની પદ્ધતિ વિષે વિચાર કરવાની જરૂર છે. સંસારવ્યવહારમાં અનેક પ્રકારનો વ્યવસાય ચલાવતા મનુષ્યો આપણે જોઈએ છીએ, ત્યારે જણાય છે કે પ્રથમ તો તેઓને અમુક કામ કરવાની વૃત્તિ થાય છે અને તેથી તે કામ કરવાનો મનથી ઠરાવ કરે છે. ત્યારપછી તે પાર પાડવાના સાધનોની યોજના કરે છે. તે પછી તે યોજના અનુસાર કાર્ય કરવા માંડે છે. કામ પુરૂં થયે છેવટે તે બરાબર થયું છે કે નહિ તે તપાસી જુએ છે. કામ બરાબર ન થયું હોય તો કયાં ભૂલ છે તે બાબત તપાસ કરે છે. બારીકીથી જોઈશું તો જણાશે કે મનુષ્યો પ્રત્યેક કાર્યમાં (૧) મનથી ઠરાવ (૨) સાધનની યોજના (૩) યોજનાનો અમલ અને (૪) થએલા કાર્યની પરીક્ષા તથા તુલના એ ચાર ક્રમ અનુસરે છે. વ્યવહારમાં સર્વત્ર આ પદ્ધતિ જોવામાં આવે છે તો શાળામાં પણ એજ મુજબ અભ્યાસક્રમ ગોઠવવો જરૂરનો છે. આ પદ્ધતિથી પોતાની કાર્ય કરવાની શક્તિ માટે વિશ્વાસ ઉત્પન્ન થાય છે, જાતે કાર્ય શરૂ કરવાની વૃત્તિ ખીલે છે, કાર્ય કરીને તે શીખવાનો નિયમ અમલમાં મૂકાય છે, વિદ્યાર્થીને પોતાની મેળે વિચાર કરવાની ટેવ પડે છે અને કાર્યની

સફળતાનો નિર્ણય કરવાની શક્તિ ખીલે છે. કદાચ એવો વાંધો લાવવામા આવે કે પ્રત્યેક વિષયમા આ પદ્ધતિ ચાલી શકે નહિ અને એ પદ્ધતિ અનુસાર કામ કરવાથી વખતનો ઘણો વ્યય થવાથી સરકારી અભ્યાસક્રમ પૂરો થઈ શકે નહિ. આ વાંધાનો ઉત્તર એજ કે જે વિષયમા આ પદ્ધતિ બંધ બેસતી ન જણાય તે ઘણે ભાગે અવ્યાવહારિક અને કેટલેક અંશે નિરુપયોગી વિષય હશે વખતના વ્યયની બાબતમા એ ઉત્તર આપી શકાય કે આ પદ્ધતિમા જે વિશેષ વખતનો વ્યય થાય છે તેનો બદલો વિદ્યાર્થીને જે ઉત્તમ અને કાયમના સંસ્કાર પડે છે તેનાથી વળી રહે છે.

છેવટમા જનસમાજના કલ્યાણ માટે તથા ધર્મના સિદ્ધાન્તોના પાલન માટે જરૂરના ચારિત્ર્યના અંશો જે અભ્યાસક્રમની યોજનાથી ખીલવી શકાય તેજ ખરી રીતે ઉત્તમ અભ્યાસક્રમ ગણાય. ઉપર જણાવેલી પદ્ધતિથી નીચે બતાવ્યા મુજબ ઉત્તમ ચારિત્ર્યના અંશો ખીલે છે.

(अ) પરસ્પર સહકાર કરવાની વૃત્તિ. યોજનાનુ ઘણુ કામ વિદ્યાર્થીઓને સાથે મળીને કરવાનું હોવાથી, સહકારવૃત્તિ, બીજાની સગવડ અગવડ ધ્યાનમા રાખવાની ટેવ, પોતાના હલકા સ્વાર્થ અને નાના નાના મતભેદ ભૂલી જવાની ટેવ, બને તેટલો પ્રયત્ન કરી કાર્યને સફળ કરવાની વૃત્તિ, વધુ મતને માન આપી ચાલવાની ટેવ, પોતાની સાથે કામ કરનારમા પોતે કોઈ રીતે હલકો ન પડે તે સાચવવાની ટેવ એવા એવા ગુણો ખીલે છે.

(ब) પોતાની કાર્ય કરવાની શક્તિ માટે વિશ્વાસ ઉત્પન્ન થાય છે. બીજા ઉપર આધાર ન રાખતા, પોતાનાજ બળ ઉપર વિશ્વાસ રાખી વ્યવહારનું સર્વ કાર્ય માથે લેવું એ ટેવ અતિ અગત્યની છે. શિક્ષક અગર માબાપ બાળકને ઘણુ કામ કરી આપતા હોવાથી આ ટેવ આપણા બાળકોમા બહુ ઓછી જોવામા આવે છે. આ યોજના મુજબ, પ્રત્યેક બાળક પોતપોતાના કામમા એટલુ રોકાએલું રહે છે કે બીજાનું કામ કરી આપવાની તેને ફુરસદ ભાગ્યેજ હોય છે. વળી પોતાના ગોઠીઆઓમા પોતે કામ કરવાની ઓછી આવડતવાળો કે અશક્ત છે એવુ પણ બાળકને જણાવવું ગમતું નથી. આ કારણથી "પોતાનાજ પગ ઉપર ઉભા રહેતા" શીખવાની તેને ટેવ પડે છે.

(क) કાર્યની યોજના પોતે જાતે વિચારી લેવાની તેને ટેવ પડે છે. વળી તે યોજના સફળ કરવા માટેની ઉત્તમ પદ્ધતિનો પણ પોતે જાતે વિચાર કરતાં શીખે છે.

(ઇ) પોતાની જાતની અને સામાજિક જવાબદારીની સમજણ એ ચારિત્ર્યનો બહુ અગત્યનો અંશ છે છોકરાને જ્યા સુધી કાઈ પણ કાર્ય પુરેપુરૂ સોપવામા ન આવે ત્યા સુધી આ ગુણ ખીલી શકતો નથી આપણે બતાવેલી યોજનામા છોકરાને પોતાને માથેજ બધી જવાબદારી હોવાથી એ ગુણ ખીલવવાની બહુ સારી તક મળે છે નાનામા નાના કામ માટે પોતે જાતે અને આખો વર્ગ અગર ટુકડી જવાબદાર છે એવુ તેમને સતત ભાન રહે છે અને ચારિત્ર્યનો આ ઉત્તમ અંશ ખીલવવાનું એ રીતે બની શકે છે

(ઈ) સત્યપ્રિયતા, નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ, પ્રમાણિકતા, સ્વચ્છતા, ન્યાયદષ્ટિ બાધછોડ કરવાની ટેવ, વિનય-આ ગુણો શાળામા ખાસ ખીલવાજ જોઈએ પ્રત્યક્ષ ધાર્મિક શિક્ષણ શાળામાં અપાતું હોય તો આ ગુણો વિષે ઉપદેશ આપી શકાય છે પરતુ એવા ઉપદેશ કરતા વર્ગના સામાન્ય અભ્યાસક્રમની યોજનાથી આ ગુણોના બીજ રોપવાનો પ્રયત્ન વધારે લાભકારક થવાનો અને ઊડી જડ ઘાલવાનો સભવ છે એ કાર્ય આ યોજનાથી સર્વાશે થઈ શકે છે

(ફ) શારીરિક મહેનત અગર મજુરી માટે માનવૃત્તિ તેમજ સતત મડયા રહેવાનો ગુણ આ યોજનાથી બહુ સારી રીતે ખીલે છે પુષ્કળ હસ્તકાર્ય કરવાનુ હોવાથી અને નાનામા નાના કાર્યનો છેવટની સિદ્ધિ સાથે ઘાડો સબધ હોવાથી તેને માટે કાળજી રાખવાની હોવાથી, આ બન્ને ગુણો બહુ સારી રીતે આ યોજનાદ્વારા ખીલી શકે છે

(ગ) આ સર્વ ઉપરાત વર્ગમા પરસ્પર મદદ કરવાની અને સેવાની વૃત્તિ ખીલવવાનો આ યોજનામા ઘણો અવકાશ છે શાળા માટે તેમજ પોતાના સોબતીઓની મદદ માટે ઉપકાર વૃત્તિમાથી મદદની અને સેવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે

આ સર્વ ઉપરથી એ સિદ્ધ થાય છે કે જે અભ્યાસક્રમથી, વિદ્યાર્થીઓના નિત્યજીવનને ઉપયોગી માહીતી મળવા ઉપરાત તે માહીતી જીવનવ્યવહારના નિત્યના ધોરણ અનુસાર આપવામા આવે, એટલુજ નહિ પરતુ વિદ્યાર્થી ભવિષ્યમા ઉપયોગી અને નિસ્વાર્થ જીવન ગાળી પોતાની જાતને અને સમાજને આવશ્યક સર્વ ગુણો ખીલવી શકે, તે અભ્યાસક્રમ સર્વથી વધારે ઉત્તમ ગણાય આ સર્વ ગુણો ખીલવવાના ઉત્તમ અંશો આ યોજનામા સમાએલા છે એમ જણાય છે

આ બધી બાબત ધ્યાનમા રાખીને પ્રાથમિક શાળાના પહેલા ધોરણ માટેની "યોજના"ના અભ્યાસક્રમ વિષે વિસ્તારથી વિચાર કરીએ

આ યોજનામા "ગામડાનુ ઘર" અભ્યાસનો મુખ્ય વિષય બને છે, અને એ અભ્યાસમાથી મોઢાનો નિબંધ, આરોગ્યશાસ્ત્ર, ધાર્મિક શિક્ષણ, વાચન, લેખન, સંખ્યાશિક્ષણ, હસ્તકાર્ય, સૃષ્ટિજ્ઞાન, નાટ્ય, સંગીત, રમતગમત વગેરે વિષયોનું શિક્ષણ આપવાનો અવકાશ મળે છે.

(અ) શરૂઆતઃ—શિક્ષકે પ્રથમ પોતાના વિદ્યાર્થીઓ વિષેની માહીતી મેળવવી અને વિદ્યાર્થીઓને એક બીજાના પરિચયમા લાવવા. પોતપોતાના ઘર વિષે નિખાલસપણે અને વિના સકોચે વિદ્યાર્થીઓ વાતચીત કરે એમ કરવું. નિશાળથી છુટી આપણે ક્યા જઈએ છીએ ? શા માટે ? ઘરના માણસો, માતાપિતા, ભાઈ ભાડુ વગેરે—આ વાતચીત અને સવાલ જવાબમા **મોઢાના નિબંધનો** સમાવેશ થાય છે.

ઘરમા કેટલાં માણસ છે ? છોકરા કેટલા ? વર્ગમા કેટલા છોકરા છે ? આ પ્રકારની વાતચીતમા **સંખ્યાનો** પ્રથમ ખ્યાલ આપી શકાય છે.

મા ઘરમા શુ શુ કામ કરે છે ? પિતાને માટે, બીજાં ભાઈભાડુ માટે, ઘર માટે તે શા શા કામ કરે છે ? ઘરમા નાનુ બાળક છે ? એ બાળક માટે શુ શુ કરે છે ? તમે બધા બાળક ઉપર પ્રેમ રાખો છો ? કેમ જાણ્યુ ? કુટુબના દરેક જણ માટે પિતા શુ શુ કરે છે ? તમે બધા છોકરા કુટુંબના કામમા શી શી મદદ કરી શકો ? મહેનતની વહેંચણી, પ્રત્યેકે પોતપોતાનુ કાર્ય જાતે કરવુ, બાળકોનુ માબાપ પ્રત્યેનુ વર્તન, કુટુબસ્નેહ, આજ્ઞાંકિતપણુ, માનની લાગણી, પરસ્પર મદદની લાગણી—આ બધુ **સામાજિક વૃત્તિ ખીલવવાનું** શિક્ષણ છે.

આ વાતચીત દરમિઆન શિક્ષક બાળકને સ્નેહાળ કુટુબની કોઈક વાર્તા ધર્મપુસ્તકમાથી કહે છે. આ રીતે **ધાર્મિક શિક્ષણનો** અવકાશ મળે છે.

ઘરના ઢોરઢાખર, કુતરા, બિલાડા, પાળેલા પોપટ કે કબુતરના ખોરાક, સભાળ ઉપયોગ વગેરે, તેમજ પાળેલા પ્રાણીઓનું નિરીક્ષણ, તેમની જાતે સભાળ લેવાની ટેવ વગેરે પ્રત્યક્ષ કરાવી **સૃષ્ટિજ્ઞાનના** મૂળતત્ત્વોનું શિક્ષણ અપાય.

આ વાતચીત દરમિઆન એકાદ પખી કે પશુની વાર્તા, બાળકને તેમની પોતાની જિજ્ઞાસા જાગૃત કરી, સભળાવવી એ નાની વાર્તા ઉપરથી *વાર્તા દ્વારા વાચન પદ્ધતિથી તેમને **વાચનની શરૂઆત** કરી શકાય.

આ **વાર્તા ભજવી** શકાય. એ રીતે ક્રિયાત્મક શિક્ષણ આપી છોકરાને તે વિષયમા વધારે રસ લેતા કરી શકાય.

* વાર્તાદ્વારા વાચન પદ્ધતિ વિષે બીજે પ્રસગે ચર્ચા કરવામા આવશે.

ઘરના ટોરઢાખરની આકૃતિ દર્શાવવા કાગળના પુતળા કાપવાનું અને માટીના આકાર બનાવવાનું કામ કરાવી શકાય ઘરના વાસણકુસણ-ઘડો, તપેલી વગેરેના માટીના આકાર બનાવી શકાય. વળી ખેતરમા ઉપયોગની વસ્તુઓ, જેવી કે હળ વગેરેના પણ માટીના આકાર બનાવી શકાય. આ બધી આકૃતિઓ કાગળની, કાગળના માવાની, માટીની અગર કાર્ડબોર્ડની બનાવી તેને રંગી શકાય, અગર તે જાતના ચિત્રો ચોપાનીઆ કે ન્યૂસપેપરમાથી છોકરા કાપી શકે આ આકૃતિના ચિત્રો કાળા પાટીઆ ઉપર પણ દોરાવી શકાય બાળકને આ રીતે હસ્તઉદ્યોગનો વિષય શીખવી શકાય અને માત્ર હકીકત કહેવાથી જે નિરસતા થવાનો સંભવ છે તે ટાળી શકાય

આને લગતી, પ્રાણીઓના સબધની, કોઈ પ્રકારની રમત રમાડી શકાય પ્રાણીના નામ ધારવાની કે છોકરાને અમુક પ્રાણીના નામ આપી તેમને પકડવાની-વગેરે અનેક પ્રકારની રમતો યોજી શકાય

આ વિષય સાથે સંબધ ધરાવતુ, ધાર્મિક અગર રમતગમતનું, કોઈ ગીત પણ છોકરાને શીખવી શકાય

"પ્રૉજેક્ટ" (યોજના) —વર્ગના છોકરા પાસે ગામડાના ઘરનો નમુનો બનાવવા વિષે.

હેતુ અને પ્રથમ રચના—છોકરા સાથે સામાન્ય વાતચીત દ્વારા તેમના વિચારને એવી દિશામા વાળવા કે તેઓ પોતેજ ગામડાનુ ઘર બનાવવાની માગણી કરે એ બાબત સૌથી વધારે અગત્યની છે છોકરા પોતે જેની માગણી કરે તે યોજના-પ્રૉજેક્ટ-બનાવવામા તેમને, શિક્ષક રજુ કરેલી યોજના કરતા, વધારે રસ પડશે શિક્ષકે યોજનાનુ કાર્ય બાળકો પાસે કરાવવુ હોય તો તેને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે દાખલા તરીકે વર્ગમા અગર નિશાળના વાડામા થોડી છોરા લાવીને નાખી હોય, અગર નિશાળમા નાના સાદા ગામડાના ઘરનું ચિત્ર હોય તો તે સંબધી બાળકો પ્રશ્નો પૂછવાનાજ આ પ્રશ્નોત્તરદ્વારા એવુ નાનું ઘર બાધવાની તેમની પોતાની પાસે માગણી કરાવવાનું બની શકશે, અને છોકરા બહુ આતુરતાથી તે કામ ઉપાડી લેશે બાળકોએ બનાવેલા કાગળના પુતળા અગર ઢોરના માટીના આકાર વિષે વાતચીત કરતા, એ બધાને રાખવાના સ્થાનનો સવાલ ઉત્પન્ન કરી શકાશે અને એ રીતે ઘર બાધવાની જરૂર બાળકોને પોતાને જણાશે

ઘર બાંધવાની જરુરિઆત વિષે વાતચીત દ્વારા છોકરાંની ખાત્રી થયા પછી તે ઘર શાનું બાધવુ એ પ્રશ્ન ઉભો થશે. કાચી અને પાકી ઈંટો, લાકડું, કામડા, માટી આ બધા વિષે ચર્ચા કરવી. આ દરેક પ્રકારના ઘરના ફાયદા ગેરફાયદા વિષે નિખાલસપણે છોકરા શિક્ષક સાથે વાતચીત કરશે. અમુક જાતના ઘરના ઘણા પૈસા પડે, અમુકના થોડા પડે એવો પણ ઝાખો ખ્યાલ તેમને આપવો. બે ચાર જુદી જુદી જાતના ઘર પ્રત્યક્ષ બતાવી તેમને તે વિષે વધારે સારો ખ્યાલ આપવો. છોકરાને ઈંટ પાડવાની જગા બતાવી ઈંટ પાડવાનું કામ અથથી ઇતિ સુધી બરાબર બતાવવું. કડીઆનું કામ, તેનાં ઓજાર, ઈંટોની ભઠ્ઠી બતાવી ગારો કરવાનું, તેના બીબા વડે ઈંટો પાડવાનું કામ વગેરે બતાવવું. કામડાના ઘરની રચના, તે ગોઠવવાનું, બાધવાનું વગેરે કામ પણ પ્રત્યક્ષ અવલોકન કરાવી બતાવવું. આ બધુ જોયા પછી, કેવા પ્રકારનું ઘર બાધવું છે તે વિષે છોકરા જાતે નિર્ણય કરશે. ઇંટ માટી વગેરે સારાં ટકાઉ જોઈએ, તે ઓળખવાની રીત, દુકાનદારો અને વેપારીઓ સારો માલ સાચાઈ અને પ્રમાણિકતાથી આપે તેની આવશ્યકતાના સૂચનદ્વારા સામાજિક ગુણોની ખીલવણીની કાંઈક શરૂઆત કરાશે.

ઘરનું કદ અને રચના (પ્લૅન)—ઘરમા માત્ર એકજ ખંડ ચાલશે કે વધારે જોઈશે તે બાબત ચર્ચા થશે. એટલાની જરૂર છે કે નહિ તે વિષે પ્રશ્નોત્તર થશે. છોકરાને પોતાને કેટલાક ખંડનું અને કેવી જાતનું ઘર જોઈએ તે બાબત ચર્ચા કરી નક્કી કરવા દેવું. શિક્ષકે એ ચર્ચાને એવી દિશામા વાળવી કે જેથી ઘરમા રહેનારની બધી સામાન્ય જરૂરીઆતોનો તેમા સમાવેશ અને સગવડનો છોકરાને બરાબર ખ્યાલ આવે. ઘરના માણસો અને દોરદાખરની ઉંચાઈના ખ્યાલ ઉપરથી ઘરની ઉંચાઈનો તેમજ તેમાં જોઈતા હવા અજવાળાનો ખ્યાલ આપી શકાશે છોકરા જે ઘર બાધવાના છે તે તો નમુનાનું નાનું ઘર છે, પણ તેમા પાચ ૭ વર્ષનું છોકરૂ ખુલ્લાસે ઉભું રહી શકે અને તેમાં બારી અગર જાળી પણ મૂકી શકાય એટલે કે ૪×૩×૨ફૂ એ માપનું તો તે બનવુ જોઈએ. આ બધી બાબતની વાતચીત-દ્વારા **મુખ્યનિબંધનો** વિષય શીખવાશે.

**હસ્તકાર્ય:**—છાપા અગર ચોપાનીઆમાથી વિદ્યાર્થીઓ પાસે ઘરના નમુનાના ચિત્રો કપાવી તે કાર્ડબોર્ડ ઉપર ચોઢાવવા. પોતાના ઘરનું અગર તેમને જે ઘરની આકૃતિ યાદ હોય તેનું ચિત્ર તેમની પોતાની પાસે-જેવું આવડે તેવું-દોરાવવું. રંગ મળી શકે એમ હોય તો આ ઘરનાં ચિત્રોમાં રંગ પુરાવવા.

એક ફૂટ લઈ તેની લબાઈ, પહોળાઈ તથા ઉંચાઈ છોકરા પાસે મપાવવી તે કેટલી છે તે સખ્યા છોકરા જાણતા નથી પણ દોરીથી તેનું માપ કરી શકશે લાકડાના બીબા બનાવી ઓરડા પાસે માટીના ગારાની તે બીબા વડે કાચી ઈટો પડાવવી કાગળ ઉપર અગર નિશાળના વાડાની જમીન ઉપર ધૂળમા ઘરના ભોય તળીઆનો નકશો (પ્લેન) છોકરા પાસે કરાવવો ઓરડાની તેમજ ઓટલાની હદ બતાવવા રેતીનો આકો કરવો અગર કાગળની કાપલી મૂકવી જુદા જુદા દેશના ઘરોના નમુનાના ચિત્રોવાળા પોસ્ટકાર્ડ અગર ચિત્રો એકઠા કરવાનુ કામ શિક્ષકે તેમજ છોકરાએ જ્યારે જ્યારે બને ત્યારે કરતા રહેવુ (પ્રાણીઓનો રહેઠાણ અગર પક્ષીના માળાના ચિત્રો પણ, સરખામણી ખાતર, એકઠા કરાવવા)

**આરોગ્ય શાસ્ત્ર.**—હસ્તકાર્ય કર્યા પછી છોકરા હાથ ધોયા વગર ચોતાના વર્ગમા આવે તો શિક્ષકે તેમને પૂછવુ કે આવા બગડેલા હાથે ચોપડીઓ કે કાગળને અડકી શકાશે ? આ પ્રશ્ન ઉપરથી હાથ ક્યારે ધોવાની જરૂર છે તે બાબત ચર્ચા થશે કામ કર્યા પછી, ખાધા પહેલા, પાણી પીતા પહેલા, શૌચ પછી, સવારમા ઉઠીને, કોઈ માદા માણસની સારવાર કરીને-વગેરે પ્રસગે હાથ ધોવાની અગત્યનુ બહુ સચોટ ભાન છોકરાને પ્રશ્નોત્તર દ્વારા કરી શકાશે સ્વચ્છતા સબધી વાર્તા કહીને અગર તેવી વાર્તા ભજવીને આ બાબતનુ ભાન વધારે દઢ કરી શકાશે હાથ કેવી રીતે ધોવા તે પણ છોકરાને પ્રત્યક્ષ કરી બતાવવુ પ્રત્યેક બાળકને આ પ્રમાણે સ્વચ્છ હાથ રાખવાની ટેવ આરોગ્યની દૃષ્ટિએ પડે એ બાબતની શિક્ષકે ખૂબ કાળજી રાખવી છોકરાના હાથ પ્રત્યેક સવારે તપાસવા અને વારે વારે, કામને અ તે, તે ધોઈ સ્વચ્છ રાખે તેની તપાસ રાખતા રહેવું

**સૃષ્ટિજ્ઞાન**—નિશાળમા પાળેલા મરઘા અગર બતક તથા તેના બચ્ચા સબધી વિશેષ અભ્યાસ બચ્ચાને મરઘી કેવી રીતે ખવડાવે છે, કેવી રીતે તેનુ જતન કરે છે, તે કેવી રીતે સુવે છે એ બાબતનુ નિરીક્ષણ તેને કયો ખોરાક સૌથી વધારે અનુકૂળ છે તેનો અભ્યાસ મરઘીના મોઢાનું તથા તે કેવી રીતે ખાય છે તેનુ નિરીક્ષણ

**વાચન**—જે વાર્તા (પ્રાણી અગર પખી વિષેની) છોકરાને કહેવામા આવી હોય તેના વાક્યોનું (વાર્તા દ્વારા વાચન પદ્ધતિ મુજબ) વાચન ચાલુ રાખવુ આખા વાક્ય તેમજ આખા શબ્દો સાથે વાચના આનંદે તેમજ શુદ્ધ ઉચ્ચાર કરે તે તરફ ધ્યાન રાખવુ છોકરાને કાગળની કાપ-

લીમા વાક્યો અગર શબ્દો લખીને પોતાની જગાએ બેસી તે ગોઠવવાનું કામ કરાવવું. જુદા જુદા છોકરાને જુદા જુદા શબ્દો આપી તેના આખા વાક્ય ભેગા મળી બનાવવાનું કાર્ય કરાવવું બને, તો નાની નાની વાર્તાઓની ચિત્રોવાળી ચોપડીઓ વર્ગમા ગખી મૂકવી, આમ કરવાનો હેતુ એ છે કે છોકરાને તે વાચવાની અગર તેમાની વાર્તાઓ સાભળવાની ઈંતેજારી થાય. છોકરા એ વાર્તાઓ સાભળવાની માગણી કરે તો શિક્ષકે તે પુરી પાડવી.

**લેખન**—કોણીથી તેમજ ખભેથી આખા હાથની હલનચલન ક્રિયા થાય એ બાબત પ્રથમથીજ લક્ષ રાખવું-માત્ર આગળાની કે કાડાની હાલવાની ક્રિયા થાય તે બસ નથી. છોકરા ઘર બનાવે તેમાનો એકાદ શબ્દ શિક્ષકે પસદ કરવો અને તે લખના શીખનાની ઇતેજારી બાળકોમાજ ઉત્પન્ન કરવી, પાટીઆ ઉપર મોટા અક્ષરે લખેલા શબ્દ ઉપર છોકરા બરાબર આગળી ફેરવે, તેના ઉપર કનુકા અગર મણુકા ગોઠવે; એ શબ્દની આકૃતિ મુજબ છોકરા હવામા આકૃતિ દોરે-પ્રથમ ઉઘાડી આખે અને પછી આખો મીચીને, વતરણા વડે ધૂળમા તે આકૃતિ દોરે ( આ કાર્ય રમત રમતા હોય એવી રીતે ચલાવવુ ). છેવટે છોકરાને તે આખો શબ્દ પાટીઆ ઉપર બરાબર ધ્યાનપૂર્વક તપાસવા કહેવુ. પછી તે ભૂસી નાખવો, અને પોતાની યાદદાસ્તીથી રેતીમા અગર આટીઆ ઉપર તેમની પાસે તે લખાવવો. આખો હાથ ખભાથી હલાવીને અને મોટા અક્ષર લખે એ ખાસ ધ્યાનમા રાખવુ ( આપણી શાળાઓમા પ્રત્યેક છૂટા અક્ષરો લખતા શીખવવાનો ક્રમ લગભગ આ મુજબજ હોય છે, આ પદ્ધતિમા વાચન તેમજ લેખનમા આખો શબ્દ સાથે શીખવવાનો છે. )

**સંખ્યા શિક્ષણ**—ગણતરીનો વધુ અભ્યાસ તૈયાર કરેની ઈંટોની સખ્યા, પાણીના ઘડાની સખ્યા, કાગળ ઉપર દોરેલા ઘરોની સખ્યા, નિશાળના વિદ્યાર્થીઓની સખ્યા, કન્યાઓની સખ્યા-વગેરે ગણાવવુ. છોકરાને વીસ સુધી ગણતા આવડવુ જોઈએ. સાથે સાથે જુદી જુદી સંખ્યાની સરખામણી કરાવવી. જેમકે છોકરા અને છોકરીઓની સખ્યા. હવે આ સખ્યા નોધાય-લખાય-શી રીતે તે પ્રશ્ન છોકરાં પાસેજ ચર્ચા કરી ઉત્પન્ન કરવો છોકરાને પોતાને એનો ખુલાસો કરવા માટે વિચાર કરવા દેવો. કદાચ કોઈ છોકરા, સખ્યા જેટલા લીટા કરવાનું કહે તો તે રીત પણ માન્ય કરવી. આગળ જતા તેમને બતાવી શકાશે કે આઠ અગર નવ લીટા કરતા ઘણો વખત જાય છે તેને બદલે તે સખ્યાનુ સાકેતિક

ચિહ્ન કરવાનું વધારે સરળ છે. સંખ્યાના ચિહ્ન હંમેશાં વસ્તુઓ સાથે જોડવાં અને એ રીતે પ્રત્યેક સંખ્યાનું ચિહ્ન તેટલી વસ્તુઓ બતાવનારૂં સાંકેતિક ચિહ્ન છે એ ભાન સતત રહેવું જોઈએ. સંખ્યા લખતાં શીખવતે સીધી લીટીથી લખાતી સંખ્યા પ્રથમ શીખવવી. જેમકે પાચ; ત્યારપછી અર્ધગોળ તથા સીધી લીટીવાળી જેમકે આઠ, નવ, ચાર, એક; અને છેવટે ત્રણ તથા છ જેવી સંખ્યા શીખવવી. શબ્દ શીખવતે જેમ પદ્ધતિ યોજવાની બતાવી છે તેજ સંખ્યા શીખતે પણ વાપરવી. પ્રત્યેક સંખ્યાની કિંમત અને એકબીજા સાથેનો સંબંધ શીખવતા જવું. "કેટલું" અને "કેટલા" અર્થાત્ માપ તોલ, અને સંખ્યા ઉપર ગણિતની રચના છે, માટે છોકરાને ઘર બનાવતે, અગર ઇંટ વગેરેનું માપ પ્રત્યક્ષ ફૂટપટીથી માપ કરાવી તેના ઇંચ વગેરે ગણાવવા. માપ કરતી વખતે તેમજ સંખ્યા ગણતે અનેક પ્રકારના ગણિતના પ્રશ્નો જેવા કે પ્રમાણના વગેરે ઉત્પન્ન થશે. આ સર્વ પ્રશ્નોનો શિક્ષકે લાભ લેતા જવું.

**સંગીતઃ—**માતા વિષે, ઘર અને તેના સુખ સગવડ વિષે નાના ગીત શીખવવા.

**રમતગમતઃ—**પ્રાણીઓના નામ પાડવાની અગર એવા પ્રકારની ગમે તે સાદી રમત રમાડવી.*

ગટુલાલ ગોપીલાલ ધ્રુ

---

* "વિલેજ ટીચર્સ જર્નલ"મા આ યોજનાપદ્ધતિની લેખમાળા આવેલી છે. અંગ્રેજી જાણનાર શિક્ષક તે આખી વાચી જઈ શકે તો ઘણો લાભ થશે. સને ૧૯૨૧ ના મે, ઑગસ્ટ, સપ્ટેમ્બર તથા નવેમ્બરના અંકોમા એ પ્રસિદ્ધ થએલી છે શાળાપત્રના વાચકોને માટે એ યોજનાની રૂપરેખાનો અત્રે થોડો નિર્દેશ માત્ર કરવામા આવ્યો છે પંજાબમા મોગાની શાળા તરફથી પ્રસિદ્ધ થતા એ માસિકમાંથી ભાષાન્તર કરવાની પરવાનગી આપવા માટે તેના તંત્રીનો હું આભારી છું. પ્રોજેક્ટ પદ્ધતિ મુજબ કેટલીક ખ્રિસ્તિ શાળાઓમાં કામ ચાલે છે. એ યોજના આપણા દેશમાં જાણીતી અને પ્રચલિત કરવાનું માન મિ. ડબ્લ્યુ. જે. મૅકી એમ. એ. પી. ઇ. ને ઘટે છે.

ગ. ગો. ધ્રુ.

# ગોધરા મિશન ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં બાળપોથી શીખવવાની દાખલ કરેલી નવી રીત.

ઘનાકાની પ્રાથમિક શાળાઓમા બાળપોથી શીખવવાનુ કામ એવી રીતે ચાલે છે કે બાળકોને તેમા કઈ રસ પડતો નથી, શિક્ષકો જે પદ્ધતિએ હાલ કામ કરે છે તેના પગથીયા નીચે પ્રમાણે છે —

૧ લુ પગથીઉં —નગારાનો ન, તડબુચનો ત, મગરનો મ, વગેરે બોલીને અક્ષરો ઓળખાવવા પ્રયત્ન ચાલે છે કકાનુ સાદુ પતુ કે સચિત્ર મૂળાક્ષર કે પછીથી બાળપોથીમા આપેના ચિત્રોની મદદથી આ કામ કરવામા આવે છે

૨ જુ પગથીઉં —વ ચાવેલા મૂળાક્ષરોને સ્લેટ ઉપર ઘુટાવી તે તેમને લખતા શીખવે છે

૩ જુ પગથીઉં —પછીથી ક ને કાનો કા, કને હસ્વઈ કિ, વગેરે બોલી બારાખડી બોલાવવામા અને લખાવવામા આવે છે આ પ્રમાણે બધા વ્યજનની બારાખડી શીખવવામા આવે છે

૪ થુ પગથીઉં —બાળપોથી વાચવાનુ શરૂ કરવામા આવે છે આમ કરવાથી પહેલા ૭ સાત માસ સુધી બાળકને જે કામમા તેને કઈ રસ નથી પડતો તે કામ ન છુટકે કરવુ પડે છે તે ૧૨ સ્વર, ૩૬ વ્યજન અને ૪૩૨ બારાખડીના અક્ષરો ગોખી ઘુગીને કટાળી જાય છે, અને તેથી નિશાળ તેને અપ્રિય થઈ પડે છે આ રીતથી ઘણા છોકરા તો છેકજ પાછળ રહી જાય છે ને બે વરસે પણ બાળપોથી પૂરી કરી શકતા નથી

જો શિક્ષક કાંઈ કેળવાયેલા હોય, તો તે બાળપોથીમા આપેલા ક્રમ પ્રમાણે કામ લે છે પણ તેમા એ પ્રથમ અક્ષરો, પછીથી તે અક્ષરોના સાદા શબ્દો, ને વાક્યો, પછીથી એક પછી એક બારાખડીના ભાગો ને તેની મદદથી થતા શબ્દો ને વાકો શીખવે છે તેઓ પણ છેવટે બધી બારાખડી ઘુટાવે છે

આ બન્ને રીતનો એકાક અક્ષર હોવાથી બાળકોને ફકત અક્ષરજ્ઞાન થાય છે, ને જ્યારે તેઓ વાચે છે ત્યારે ધીરે ધીરે મનમા કે મોટેથી આ એકાકોનુ એકીકરણ કરતા કરતા વાચે છે ઘણી વખતે તે ક ને કાનો કા ર ને માથે રે ને લ ને કાનોમીંડુ લા, કા આ આ રે એ એ લા એમ વાચે છે આખા શબ્દની છાપ તેમના મગજ પર એકદમ ચોકખી પડતી નથી અને તેથી કરીને તેમનુ વાચન સરલ હોવાને બદલે, અચકાતું અચકાતું હોય છે

આમ ન થાય તેને સારૂ ઘણા પ્રયત્નો થાય છે, ને બાળકોના કામમાં રસ લેનારા માણસો નવા નવા અખતરાઓ કરે છે. તે પૈકી એક અખતરો મિશનની નિશાળોના મેનેજરોએ કરેલો છે. તેની નિશાળો પૈકીની મુખ્ય નિશાળોમા દાખલ એક નવીન પદ્ધતિ દાખલ કરવામા આવી છે. ગુજરાતમા ગોધરા મિશન ફિમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રે. સ્કૂલમા તે રીત પ્રમાણે કામ લેવાય છે અને ત્યા જઈ જોઈ આવેલા શિક્ષકો પૈકી એક શિક્ષિકા અમદાવાદમા ભદ્રની નિશાળમા તે પ્રમાણે કામ લે છે

## ગોધરામાં નીચે પ્રમાણે કામ થાય છે

(૧) નવા આવેલા બાળકો અને શિક્ષક વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય અને બાળકોના મનમાથી ભય જેવી ચીજ નીકળી જાય તેને સારૂં શિક્ષક તેમની સાથે વાતો કરે છે અને તેમને આનદ પડે તેવી એક નાની વાર્તા કહે છે. આ વાર્તા તેમને કહ્યા બાદ તે સંબધી તેમની સાથે વાત કરવામા આવે છે. શિક્ષક પ્રશ્ન પૂછે છે અને બાળકો જવાબ આપે છે આમ કરવાથી બાળકને કામમા ગુંચાઈજવાની ટેવ પડે છે અને વળી ચાલેલી વાર્તા બાળકના મનમા રમી રહે છે. વાર્તા કહેતી વખતે શિક્ષકના હાવભાવ અને સ્વરનુ ઉંચા નીચા થવુ વગેરે એવા હોય છે કે સામા માણસને એમજ લાગે કે તે પોતે તે વાતમા ઘણોજ રસ લે છે આવી રીતે વાર્તા કહેવાથી બાળકોનું મન તે વાત તરફ ખાસ આકર્ષાય છે ને તેમને પણ તેમા રસ પેદા થાય છે.

(૨) બાળકોને વાર્તા સાભળવાનુ મન થાય અને વાર્તામા તેઓ રસ લેતા થાય એટલે એ વાર્તા વાચી શકાય તો કેવું સારૂં એવી ઇચ્છા તેમના મનમા પેદા કરવામા આવે છે, આથી વાચવાને આતુર થએલા બાળકો બેધ્યાન રહેતા નથી

(૩) જે વાર્તા તેમને ચાલા ગઈ છે તે વાર્તા પર સવાલ પૂછી પહેલુ વાકય કઢાવવામા આવે છે. આ વાકય થોડીક વાર શિક્ષક બોલે છે ને છોકરા તેમની સાથે સાથે તે વાકય બોલે છે પછીથી તે વાકય પાટીઆ ઉપર ચોકખા અક્ષરે લખવામા આવે છે. બાળકના મગજ પર દરેક શબ્દની છાપ જુદી જુદી અને ચોકખી પાડવી છે, તેથી શબ્દો છૂટા છૂટા લખવામા આવે છે, અને અક્ષર જરાક ભાર દઈને લખવામા આવે છે કે તે બરાબર તરી આવે પછીથી તે વાકય શિક્ષક વાચે છે અને તેમની સાથે બાળકો પણ વાચે છે.

(૪) પછીથી શિક્ષક જે બાળકનું નામ દે તે બાળક તે વાક્ય વાંચી જાય છે, અને બીજા બાળકો તે પર ધ્યાન આપે છે.

બાળકોમાં રસ ઉત્પન્ન કરવા સારૂ સફેદ કે રંગીન ચાક વતી તે વાક્યમાં આવેલો ભાવ દેખાડનારૂં સારૂં ચિત્ર પાટીઆ ઉપર દોરવામાં આવે છે. નવાં બાળકોને એથી વાંચવામાં વધારે રસ પડે છે.

(૫) પછીથી શબ્દે શબ્દ છૂટો પાડી દરેક શબ્દ આગળ સહેજ અટકીને તે વાક્ય શિક્ષક વાંચે છે, અને બાળકો પણ સાથે સાથે તેમ વાંચે છે.

(૬) ઉપર મુજબ ચાર પાંચ વાર વાક્ય વંચાવ્યા બાદ શિક્ષક શબ્દ ઉપર પોઇન્ટર મૂકે છે, અને પછી બાળકો તે શબ્દ વાંચે છે.

(૭) પછીથી એક પછી એક બાળક પાસે તે વાક્ય તેજ પ્રમાણે વંચાવવામાં આવે છે.

(૮) પછીથી વાક્યના એક શબ્દ નીચે લીટી દોરીને કયો શબ્દ છે તે બાળકો ઓળખી કાઢે છે કે કેમ તે જોવામા આવે છે.

(૯) ત્યારબાદ વાક્યમા આવેલા શબ્દોની નીચે તેજ શબ્દો એક પછી એક લખી બાળકોને તે શું છે તે ઓળખવા કહે છે, જેથી તેમના મગજ પર કેટલી છાપ પડી છે તેની પરીક્ષા થાય છે. આ રીતેથી આખા શબ્દની છાપ બાળકોના મગજ પર બરાબર પાડવામાં આવે છે.

(૧૦) પછીથી તે છાપ બરાબર પડી છે કે કેમ તેની તપાસ કરવા સારૂ તેજ વાક્યની નીચે ઉપર જે શબ્દ હોય તેથી જુદો શબ્દ મૂકી તે બાળકો પાસે વંચાવવામા આવે છે. જેમ જેમ શબ્દો મૂકાય તેમ તેમ બાળકો વાંચે છે. પછીથી એક પછી એક બાળકોને એકેક શબ્દ આમ વંચાવવામાં આવે છે, પણ જો કોઈ ભૂલ કરે તો ઉપલા વાક્ય તરફ તેમનું ધ્યાન દોરી એવું કંઈ તેમાંથી ખોળી કાઢવાનું છે એમ કહેવામા આવે છે અને જો તે બાળક ખોળી કાઢે એટલે તે વાક્ય વાંચી તે શબ્દનો ત્યાં શો ઉચ્ચાર કર્યો છે તે પર તેનું લક્ષ દોરવામા આવે છે.

કોઈ વખત બીજા બાળકને પૂછી તે શબ્દનો ઉચ્ચાર શો છે તે કરાવી ભૂલ કરેલા બાળકની પાસે તે શબ્દ ફરીથી બોલાવવામાં પણ આવે છે. પણ જો પહેલી રીત ગ્રહણ કરવામાં આવે તો તે વધારે સારી છે.

(૮) (૯) ને (૧૦) કેવી રીતે કરવામાં આવે છે તેનો દાખલો નીચે આપુ છું. જે વાક્યો ક્લાસમાં ચાલ્યાં હતાં તે પૈકી પહેલું વાક્ય લઉ છું:—

(૮) એક ડોસીને સાત છોકરાં હતાં.
(૯) એક ડોસીને સાત છોકરાં હતાં.
(૧૦) ડોસીને હતાં છોકરાં એક સાત

(૧૧) આ રીતે પાટીઆ ઉપર એના એ શબ્દો ત્રણ ચાર વાર લખાય એટલે એક પછી એક બાળકને અમુક શબ્દો ખોળી કાઢવા કહેવામાં આવે છે, અને તે પાટીઆ પાસે આવી જેમ નકશામાં આવેલા ગામો વગેરેનાં નામ બતાવે છે તેમ પૂછેલા શબ્દો બતાવે છે.

(૧૨) ઉપર શીખી ગએલા વાક્યના શબ્દોને ઉભી લીટીમાં એક નીચે એક એમ લખવામાં આવે છે અને બધાં બાળકો તે શબ્દો જેમ જેમ લખાતા જાય તેમ તેમ વાંચે છે. પ્રથમ તો વાક્યમાં જે અનુક્રમે શબ્દો હોય તેજ અનુક્રમે ઉભી હારમાં શબ્દો લખાય છે. પણ બીજી હારમાં તે અનુક્રમ બદલાય છે. ત્રીજી હારમાં વળી બીજો જ અનુક્રમ આવે છે. આમ શિક્ષક બે ત્રણ કે ચાર ઉભી હારો કરે છે. તેવી હારોનો એક નમુનો નીચે આપ્યો છેઃ.........

| | | | |
|---|---|---|---|
| એક | ડોસીને | સાત | છોકરાં |
| ડોસીને | સાત | છોકરાં | હતાં |
| સાત | છોકરાં | હતાં | એક |
| છોકરાં | હતાં | એક | ડોસીને |
| હતાં | એક | ડોસીને | સાત |

(૧૩) આ બધી શબ્દ ડ્રિલ કરાવી તે શબ્દની છાપ બાળકોના મગજ પર પૂરી પાડવામાં આવે છે, અને ત્યારબાદ મોટાં કાર્ડો ઉપર તે વાક્યોના શબ્દો લખેલા હોય છે તે કાર્ડો એક પછી એક બાળકો આગળ ધરી તે શું છે તે ઓળખવા તેમને કહેવામાં આવે છે. તે કાર્ડ પાટીઆની ઉપર લખેલા શબ્દની નીચે ગોઠવવામાં આવે છે. જો એક ખાંભણુ વાળી લાકડાની ચીપ હોય તો આ શબ્દો તેમાં ઉભા ગોઠવવા ઠીક પડશે, તેના અભાવે પાટીઆની નીચે તે શબ્દો ગોઠવી શકાય.

(૧૪) પછી શિક્ષક પોતાને ફાવે તે શબ્દ બોલી એક પછી એક બાળકને બોલાવી તે શબ્દ વાળું પત્તું ગોઠવેલા પત્તામાંથી લઈ પોતાને આપવા કહે છે. તે પત્તું તે પાછું તેની અસલ જગાએ મૂકી દે છે.

(૧૫) પછીથી તે વાક્ય પર સવાલો પૂછી જે શબ્દ જવાબમાં આવે તે શબ્દ વાળું પત્તું ઓળખી કાઢવા અમુક બાળકને કહેવામાં આવે છે. કેટલીક વખત એકાદ શબ્દ પાટીઆ ઉપર લખી બાળકોને

મનમા વાચી જવાનું કહે છે, ને જેના તરફ શિક્ષક આગળી કરે તે બાળક તેનો ઉચ્ચાર કરે છે

(૧૬) પછીથી ગમે તે શબ્દવાળુ પત્તુ શિક્ષક લઈ બાળકો તરફ થોડીકજ વાર ધરી તેને લઈ લઈ કયો શબ્દ હતો તે બોલવા વર્ગને કહે છે તેમ કર્યા પછીથી તે ગમે તે બાળકને તે ઓળખવા કહે છે ઘણી થોડી-વારજ પત્તુ જોઈને ઓળખવાથી જે શબ્દ ઉપર બાળકોની નજર થોડીકજ વાર પડે તે શબ્દ ઓળખવાની તેમને ટેવ પડે છે, એટલે તેમનુ મગજ તીવ્ર બને છે અને જે જુએ તેની છાપ તેમનુ મગજ તરત ગ્રહણ કરી શકે છે.

(૧૭) તે વાકયના શબ્દો નાના એટલે ઇચ જેટલા કાર્ડના કકડા ઉપર લખીને કાપલીઓ તૈયાર કરી હોય છે. તેવી કાપલીઓ દરેક બાળકને આપવામા આવે છે વર્ગમા જેટલા બાળક હોય તે બધાને તે વાકયના શબ્દની કાપલીઓ મળે છે આ કાપલીઓ સ્લેટ પર ગોઠવી દરેક બાળક પોતાની મેળે શીખવેલુ વાક્ય બનાવે છે અને શિક્ષકને તે બતાવી જાય છે જો તેમા કઈ ભૂલ હોય તો શરૂઆતમા કયા ભૂલ છે તે બતલાવી પોતાની મેળે તે ભૂલ સુધારી લાવવાનું કહેવામા આવે છે, પણ પાછળથી તો "જુઓ સહેજ ભૂલ છે તે ખોળી કાઢશો" એમ કહી બાળકને પોતાની જાતે ભૂલ ખોળી કાઢી તે સુધારવા કહેવામા આવે છે દરેક બાળકને આપેલી કાપલીઓની છૂટી છૂટી પડીકાઓ કરેલી હોય છે તેથી તે વહેચવી ઠીક પડે છે જ્યારે કામ પતે ત્યારે બાળકો પોતાની કાપલીઓ પાછી પડીકીમા એકઠી કરી આપી જાય છે આથી વળી વ્યવસ્થિત રીતે કામ કરવાની તેમને ટેવ પડે છે

(૧૮) આટલુ કામ થયા બાદ શીખવેલા વાકયના કોઇક શબ્દો મૂકી દઈ કે તે શબ્દોને આડા અવળી ગોઠવી નવા વાકય બનાવી તે વચાવવામા આવે છે દાખલા તરીકે. એક ડોસીને સાત છોકરા હતા તે વાકયમાથી નીચેના વાકયો બનાવી વચાવવામા આવે છે ....

| | | | |
|---|---|---|---|
| એક | ડોસીને | છોકરા | હતા |
| ડાસીને | સાત | છોકરા | હતા |
| સાત | છોકરા | ડોસીને | હતા |

જો બાળકો ઘણા વાકયો શીખ્યા હોયતો પાછના વાકયના લાગુ પડતા શબ્દો નવા વાકયના શબ્દો સાથે ગોવી નવા નવા વાકયો બનાવી તે વચાવવામા આવે છે જેમકે, "તરસ્યા કાગડાની વાતમા"—" તે

વાડામાં ગયો” એ વાક્ય શીખવ્યા પછી “કાગડો વાડામા ગયો” એ વાક્ય બનાવી વચાવવામા આવે છે

(૧૯) ધીમે ધીમે જે ભાવ વાક્યમાઆવતો હોય તે ભાવ દેખાડનારા ચિત્રો બાળકો પાસે ચેરાવવામા આવે છે દરેક બાળક તે કામ કરે છે કેટલાક પાટીઆ ઉપર ચાક વતી, તો કેટલાક સ્લેટ ઉપર પેન વતી, તો કેટલાક જમીન ઉપર રેતી પાથરી આગળી વતી તેવા ચિત્રો દોરે છે આ ચિત્રોમા કઈ બધો આકાર બરાબર આવતો નથી પણ જેનું ચિત્ર હોય તેના મુખ્ય અવયવો આવે એવુ ચિત્ર હોય છે રોટલીનુ ચિત્ર એક ગોળાકાર જેવુ, ઘોડાનુ ચિત્ર દોરવુ હોયતો, લબગોળ તે તેનુ પેટ, તેની પાછળ એક પૂછડી, પેટ નીચે આગળ બે ને પાછળ બે લીટા તે તેના પગ, વગેરે દોરી બનાવી લેવામા આવે છે બાળચિત્ર તરીકે આવા ચિત્રો ઘણા સારા ગણાય, અને તે દોરવામા તેમને ઘણો આનંદ પડે છે આમ કરવાથી બાળકો વાર્તામા શુ છે તે પૂરે પૂરૂ સમજી જાય છે

પહેલા નાના અને સાદા શબ્દોના વાક્યો આવે છે, પણ થોડાજ દિવસમા ત્રણ અને કદી ચાર અક્ષરના શબ્દો તથા જોડાક્ષર વાળા પણ શબ્દો આવે એવા વાક્યો ચનાવવામા આવે છે બાળકોને તેથી કઈ અઘરૂં પડતુ નથી પહેલી વાતા પૂરી કરતા એકાદ માસ થાય છે, પણ પછીથી બાળકો રોજ એક વાક્ય શીખી શકે છે ને કામ જલદીથી ચાલે છે આ ઉપરાત બધા બાળકો કામમા ગુથાયલા રહે છે આ રીતથી છોકરા પહેલેથીજ વાક્ય અને વાક્યના ભાગ શબ્દો, જેનો અર્થ તેઓ સમજતા હોય છે, તે વાચતા શીખે છે તેથી તેમના આનદનો પાર રહેતો નથી વળી તેમને જે વાર્તા મોઢેચઢેલી છે, તેજ વાર્તા વાચતા પણ શીખે છે, તેથી તેમને તેમના કામમા ઘણો રસ પડે છે જેમ બને તેમ બધા બાળકોને કામમા ગુથેલા રાખવામા આવે છે, તેથી કોઈને નવરા બેસી રહેવાની ટેવ પડતી નથી ને કોઈ સુસ્ત બનતુ નથી તેમને પહેલેથીજ આખા શબ્દ અને શબ્દના બનેલા નાના વાક્યની છાપ એકી વખતે મગજ પર પાડવાની ટેવ પડી ગએલી હોવાથી તેમનું વાચન સરળ થાય છે પણ જે બાળકોને અક્ષરો ને તેમની બારાખડી અને છેવટે બારાખડીના થોડાક અક્ષરો ગોઠવી બનાવેલા શબ્દો વાચવાની ટેવ પડી હોય છે તેમના મગજ પર એકી વખતે આખા શબ્દની છાપ પડતી નથી તેથી તેઓ ઘણો લાંબો વખત સુધી મનમા કે મોટેથી જોડણી કરી અચકાતા અચકાતા વાચે છે આ રીતે શીખવવાથી દરેકે દરેક બાળક એક વરસમા બાળપોથી પૂરી કરી ઉપર ચઢી જાય છે

## મૂળાક્ષરો તથા બારાખડી શીખવવાની રીત

વાચતા શીખ્યા પછી મૂળાક્ષરો અને બારાખડી આવે છે. જ્યારે થોડાક શબ્દો આવડે ત્યારે તેમાંથી એક અક્ષરથી શરૂ થતા કે તે અક્ષર છેડે આવે એવા થોડાક શબ્દો ચુંટી કાઢી તેને એક નીચે એક ગોઠવી સામાન્ય અક્ષરના ઉપર બાળકોનું ધ્યાન ખેંચવામાં આવે છે. તે મૂળાક્ષરનો આકાર અને ઉચ્ચાર તેને શીખવવામાં આવે છે. જેમકે—

| | | | |
|---|---|---|---|
| ચ । ર | મ । ગન | પા । લ | ગ । મતું |
| ઘા । ર | મ । ગર | ગા । લ | ગ । ણું |
| ઓ । ર | મ । ન | લા । લ | ગ । જવું |
| ચો । ર | મ । રૂચા | મા । લ | ગ । જ |

એમ મૂકી ર, મ, લા, ગ વગેરે શીખવાય છે. ક્રમેક્રમે એમ મૂળાક્ષરો શીખવાય છે. કોઇકિ કોઇકિ વખત કોઇકિ જાનવરનો અવાજ કરી તે અવાજ નો અક્ષર પણ લખવામા આવે છે જેમકે બિલાડી આવી ત્યારે મરઘીએ 'ક ક ક ક ક' કર્યું કહી ક લખવો ને ઉચ્ચાર કરાવવો. આ પ્રમાણે બાળકો રમતા રમતાં મૂળાક્ષરો શીખતા જાય છે.

પછીથી એ મૂળાક્ષરોની છાપ મનમા બરાબર રહે અને શબ્દજ્ઞાન ચાલુ રહે તેટલા સારૂ ગમત સાથે જ્ઞાન આપવાની રૂઢિ તેમા દાખલ કરી છે. એક લાબા જાડા પત્તા પર શરૂઆતમા જે મૂળાક્ષર હોય તો તે છોડી દઈને કે અંત્યાક્ષર મૂળાક્ષર હોય તો તે છોડી દઈને ઘણા એકજ અક્ષરથી શરૂ થતા કે પુરા થતા શબ્દો એકનીચે એક લખવામા આવે છે. અને તેની આજુ બાજુ આવી રહે અને સરળતાથી સરી શકે એવી એક ચપટી કડીમા તે પત્તાને પરોવવામા આવે છે. આ કડીમા વચ્ચે એક કાણું રાખ્યું હોય છે જેને છેડે કે પહેલે એવો સામાન્ય મૂળાક્ષર લખવામા આવે છે કડીમાનુ કાણુ એટલુ મોટુ હોય છે કે તેમાથી ઉભી હાર પૈકી શબ્દોના બાકીના અક્ષરો વાચી શકાય. પછી તે કડી સેરવીને જ્યા રાખવામા આવે ત્યા આગળના અક્ષરો અને પેલો સામાન્ય મૂળાક્ષર મળી જે શબ્દ થાય તે બાળકો વાચે છે. આના ઘણા પત્તા તૈયાર કરવામા આવે છે ને તેથી કામ ઘણું સરળ અને સારૂ થાય છે. કેટલીક વખતે આગળી વતી હવામા અક્ષર લખી તે પારખવાને કહેવામા આવે છે

થોડાક મૂળાક્ષરો શીખાય એટલે સાથે સાથે બારાખડીનું કામ પણ ચાલે છે. ત્યા કને કાનો કા, ક ને હ્રસ્વઈ કિ, એમ શીખવવામા નથી આવતું પણ વાતમા ને વાનમા બારાખડી શીખવાય છે. દાખલા તરીકે

મૂળાક્ષરને આ જોડવાની વાત શીખવવી હોય તો નીચે પ્રમાણે કામ થાય છે પહેલા એક સાધારણ બાળવાર્તા જોડીને શિક્ષક કામ શરૂ કરે છે ...એક દહાડો, "આ" ભાઈ ને "ક" ભાઈ બે બહાર ફરવા ગયા. "આ" ભાઈ નાના હતા અને વળી તેમની પાસે ભાર હતો "આ" ભાઈ થાકી ગયા એટલે "ક" ભાઈ એ કહ્યુ કે તમે ભારને મૂકી દઈ મારી પાસે આવી ઉભા રહો તો થાક ઉતરશે. (અ) ા ભાઇ પોતાનો ભાર (ભારને કુંડાળું કરી બતાવ્યો તે) મૂકી દઈ "ક" ભાઈ પાસે આવ્યા તો કા ભાઈ થયા. આ પછી પ્રશ્નો પૂછાય છે કે જો "મ" ભાઈ પાસે આવ્યો હોત તો શુ થાત? "પ" ભાઈ પાસે આવ્યો હોત તો શુ થાત? આમ ન કરે અને ફક્ત એમજ કહે કે "ક" ની આગળ લીટી દોરી તો "કા" થાય, મની આગળ લીટી દોરી તો મા થાય, વગેરે કહીને કામ ચલાવે તો તે ચાલે. પણ ઉપલી વાર્તામા જે રસ છે તે આથી આવતો નથી આ કામ પાકે પાયે કરાવાના ઇરાદાથી સ્વરચક્ર યોજેલુ છે. દશ ઇંચ વ્યાસ વાળુ એક ગોળ કાર્ડબોર્ડ કાપી કાઢી તેની અંદર વ્યાસો દોરી આઠ દશ, કે બાર ખાનાં પાડવામા આવે છે. તે દરેક ખાને એકેકો અક્ષર મૂકવામા આવે છે. પછીથી તેની નીચે તે ચક્રના મધ્ય બિંદુમાથી નીકળતી ચક્રની ત્રિજ્યા કરતા લાંબી એક પટી જોડવામાં આવે છે આ પટીનો થોડોક ભાગ ચક્રની બહાર આવી રહે એમ કરવામા આવે છે આ બહારના ભાગમા કાનો વગેરે ચીતરેલો હોય છે. જો ા, ે, ુ વગેરે ચીતરવા હોયતો બહારનો ભાગ એવડો રાખી ા, ે, , , , , , એ બરાબર સ્થળ પર આવી રહે એવી ગોઠવણ રાખી હોય છે, ને િ ને માટે એવી પટી નાની રાખી તેને સ્વરચક્રના ઉપલા ભાગમા ચોઢવામા આવે છે. અને તેથી કરીને િ ચક્રના અક્ષરની પાછળ આવી જાય છે આવી યોજનાથી બાળકો રમતમા અને રમતમા બારાખડી જોઈ જોઈને વાચે છે ને પાકી કરે છે

આ રમતવાળા કામ કરવાથી બાળકને કટાળો આવતો નથી.

લખવાનુ કામ —જ્યારે વાચવાનું કામ થોડું થયું એટલે લખવાનુ કામ શરૂ કરવામા આવે છે જૂની રૂઢિ પ્રમાણે ક, ખ, ગ, એમ ઘુટાવવામા આવતું નથી પોતે હમેશા રમતા હોય એમ બાળકોને લાગે છે તેમને ઝાડ, કટોરા, વગેરે ચીતરતા શીખવે છે બે પાસે પાસે ઉભી લીટીઓ તે થડ, તેને જોડેલી ત્રાસી લીટીઓ તે ડાળાં, ગોળ કુંડાળુ તે પૈડું, દડો, કે રોટલી, અર્ધ ગોળાકાર તે ટોપી કે વાડકી એમ તેઓ ચીતરે છે. પછી એકજ જાતની બે આકૃતિઓ કે જુદી જુદી જાતની બે

આકૃતિઓ પાસે પાસે મૂકાવી ચિત્રકામ કરે છે. આથી તેમને જેમ વાંકી, ગોળ, સીધી, અને ત્રાંસી કડીઓ ગોઠવી અક્ષર અને આંકડા બનાવતા શીખવવામાં આવે છે તેમ એવા આકારો દોરી તેમને ચિત્રકામ શીખવવામાં આવે છે. આવું ચિત્રકામ કરતાં કરતાં તેઓ ઘણા મૂળાક્ષર અને આંકડાના આકારો દોરતાં શીખી જાય છે, આવા બાળચિત્રના નમુના નીચે આપ્યા છે.




આવા ચિત્રો દોરતા આવડે એટલે તેમને મૂળાક્ષરોનાં પત્તાં આપી તેનું ચિત્ર દોરવાનું કહેવામા આવે છે. આ ચિત્રકામ વાચન કામની સાથે સાથે થતું હોવાથી તેઓ મૂળાક્ષરો શીખવા માંડે તે પહેલા પણ કેટલાક મૂળાક્ષરોનાં ચિત્રો દોરી ગયા હોય છે. પણ તે વખતે આ અમુક મૂળાક્ષર છે એમ તેને ઓળખાવવામા આવતું નથી. પછીથી જ્યારે મૂળાક્ષરો શીખવવામાં આવે ત્યારે તે લખવાનું કામ તેમને સહેલું થઈ પડે છે અને જેને તેઓ ચિત્ર ધારતા હતા તેજ મૂળાક્ષર છે એમ માલમ પડવાથી તેમના આનંદનો પાર રહેતો નથી.

વળી મૂળાક્ષરોના આકાર પાકા કરાવવા સારૂં ઉપસાવેલા અક્ષરો વાળા કાર્ડ, સ્લેટ અને પાટીઆ ઉપર આંગળા ફેરવાવી ઉપર લખવું અને છોકરાઓ પાસે લખાવવું. આવી અને બીજી યુક્તિઓને ટ્રેનિંગ કૉલેજમા અને સારી પ્રાથમિક શાળાઓમાં કામે લગાડે છે. તેનો ઉપયોગ કરી ને ઉપર બાળકોની પાસે આગળા ફેરવવામા આવે છે.

જે પદો ઉપર આપી ગયો છું તેનો સાર હવે આપી હું બંધ કરીશ.

૧. વાર્તા કહેવી, બની શકે ત્યાં સુધી ચિત્ર દોરવાં..........
૨. વાર્તા વિષે સવાલ જવાબ................
૩. વાર્તાનું પહેલું વાક્ય કહાવવું..............
૪. તેવા વાક્ય બોલતા જવું ને પાટીઆ ઉપર સારે અક્ષરે લખતા જવું.
૫. આખું વાક્ય બોલાવવું.................
૬. શબ્દે શબ્દ અટકીને બોલાવવુ.................
૭. શબ્દ નીચે લીટી દોરીને બોલાવવુ.........
૮. શબ્દ નીચે તેજ શબ્દ લખીને શબ્દજ્ઞાન પાકુ કરાવવું......
૯. શબ્દ નીચે બીજો શબ્દ લખીને વંચાવવુ.........
૧૦. સીઠી માફક લખવું..............
૧૧. શબ્દનાં મોટા પત્તાની રમત......... .....
૧૨. શબ્દના નાના પત્તા દરેક બાળકો પાસે ગોઠવાવી વાક્ય બનાવવું.
૧૩. શબ્દના પત્તા ઓળખાવવા ને રમત...........

**મૂળાક્ષરઃ**—બાળચિત્ર ને પેન પકડવાનો મહાવરો........

૧. મૂળાક્ષરો કહાવવા............. .....
૨. ઉચ્ચારનું ચિત્ર....................
૩. અવાજના કાર્ડઃ ખાડાવાળા, ઉપસાવેલા, કડીઓ વગેરે વાપરવી.....................
૪. પાટીઆ ઉપર લખવું..............
૫. હવામા લખવું અને પારખવા કહેવું...... .. ..
૬. બાળચિત્રો દોરવા ને દોરાવવા............
૭. કાકરા વગેરેથી આકાર બનાવવો............
૮. પાટીઆ ઉપર છોકરાઓ પાસે લખાવવુ........
૯. સ્લેટ ઉપર છોકરાઓ પાસે લખાવવું...........

બારાખડીઃ—વાર્તાથી.

આ રીત જે શિક્ષકને એકલો બાળવર્ગ કે બાળવર્ગ સાથે બીજો એક વર્ગ હોય તેમણે અજમાવવા જેવી છે. આથી કામ સરળ થાય છે અને બાળકો બધા સહેલાઈથી વાંચતા થઈ જાય છે. જે શિક્ષક આ રીતે કામ લે તેમણે યાદ રાખવું કે એક પાઠ વીસથી ત્રીસ મિનિટજ ચાલે. તે વખત પૂરો થયા બાદ તેમની પાસે બીજુ કામ કરાવવું. [illegible] ચિતરવાનું કે ગાવાનું એમ યોજના કરવી કે એના-એ કામથી બાળકને કંટાળો ન આવે

---

# ઉત્તર અને મુંબઈ ભાગમાં કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા–

## તેમાં બેઠેલાં ઉમેદવારોએ લખેલા ઉત્તરો સંબંધી થોડુંક વિવેચન.

---

૧ ભાષા:—ઉત્તર અને મુંબઈ ભાગમા કન્યાઓ માટેની વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા છેલ્લા બે વર્ષો દરમિઆન લેવામા આવેલી તેમા ઉમેદવારોએ જવાબો લખતી વખતે કેટલાક દોષ કરેલા હતા તેમા નીચેના દોષ સામાન્ય પ્રકારના હોવાથી પરીક્ષકોએ તે તરફ અમારૂ ધ્યાન રિપોર્ટ દ્વારા વિવેચન રૂપે ખેચેલુ હતુ તેનો શિક્ષકવર્ગની તેમજ વિદ્યાર્થીવર્ગની માહીતી માટે અમે અત્રે સક્ષેપમા ઉલ્લેખ કરીશુ:—

૧. બધા સ્થળ કરતા બોરસદ, ગોધરા અને આણુંદ સ્થળનો અભ્યાસ ઘણો વધારે સારો હતો

૨. અમદાવાદ તળનો અભ્યાસ બહુ નિર્માલ્ય હતો.

૩ ભરૂચ અને અમદાવાદ સરખા હતા.

૪. સુરત તળનો અને પારડી સ્થળનો મધ્યમ હતો

૫ કરાચીમા કંઈ શીખવાયુ હોય એમ લાગ્યુ ન હતુ

૬. સામાન્ય રીતે ઇન્ડિઅન ક્રિશ્ચીઅન બાળાઓના અક્ષર બહુજ સારા, લેખનશૈલી સારી, જ્ઞાન રીતસર, જ્ઞાનનો પાયો દૃઢ, વગેરે ગુણ તેમનામા જણાયા હતા

૭ 'પરાજ્ય', 'ખાદીબંધ', 'આકર્ષણ', 'આસ્તિકપણુ' એવા સાધારણ શબ્દોના અર્થ પણ ઘણાને આવડયા નથી.

૮. વ્યાકરણ તો ઘણુજ કાચુ હતું ઉ 'દીઠ' શબ્દનું વ્યાકરણ ઘણીજ છોકરીઓએ નામ અને ક્રિયાવિશેષણ કર્યું હતું 'હરિ'ને ભાવવાચક નામ તરીકે લખ્યુ હતુ. ક્રિયાપદમા કાળ કે પ્રયોગનુ' જ્ઞાન ન હતું.

બાદાની બાદબાકી અને બાગ ઉછેર સબંધી પાઠોનુ જ્ઞાન બાળાઓને આવશ્યક હતું, છતા તે પર વધારે ચોકસાઈથી લક્ષ આપવામા આવેલ ન હતું. પરીક્ષાના જવાબ કેમ લખવા તેની પદ્ધતિનુ જ્ઞાન ન મળેલું હોવાથી ઘણી છોકરીઓએ ગોથા ખાધેના તે ખામી દૂર કરવાનો એક ઇલાજ વર્ગમા બે ચાર વાર પરીક્ષા લેવી એ છે.

સુરત જિલ્લામાં એકાદ બે છોકરીઓનું જ્ઞાન ઍન્ગ્લોઇન્ડિયન-ક્રિશ્ચિઅન છોકરીઓના જ્ઞાન સાથે હરીફાઈ કરે તેવું જણાયું હતું. પણ સામાન્ય રીતે ઘણી છોકરીઓનું તેવું કામ ન હતું.

ભૂગોળ:—આણંદ સ્થળમાં બેઠેલી વિદ્યાર્થીનીઓના નકશા ઉત્તમ હતા. બોરસદ સ્થળમાં ભૂગોળનું જ્ઞાન અન્ય સ્થળની વિદ્યાર્થીનીઓનાં જ્ઞાન કરતાં વિશેષ પરિપક્વ હતું-સંપૂર્ણ-હતું, પરંતુ જવાબ લખવા માટે કાગળો ભરવામાં વધારે કુશળતા તેમણે દેખાડી હતી!

ગોધરા સ્થળમાં કેટલીક કન્યાઓ તો પાસ માર્ક પણ મેળવી શકી નહતી.

એકંદર ઘણે ખરે સ્થળે થોડાક ઉમેદવારોએ હાંસીયામાં ઉત્તરના નંબરોનો અંક પણ લખ્યો ન હતો. આ ઉપરથી અઠવાડિક પરીક્ષાઓ લઈ તેમને આ બાબતનો મહાવરો આપવાની આવશ્યકતા સ્પષ્ટ થાય છે.

મુંબઈ સુધીનાં રેલ્વે સ્ટેશનોનાં નામ કેટલાંક આપી શક્યાં ન હતાં. કેટલાંકે ક્રમ સાચવ્યો ન હતો; ત્યારે બીજાં કેટલાંકે ગુજરાતની હદની બહાર આવેલાં સ્ટેશનોનાં નામ ગણાવ્યાં હતાં. નકશો ઘણાંએ બહુજ ખરાબ-બેડોળ-દેખાય તેમ ચીતર્યો હતો. હિન્દુસ્તાનનો આકાર ઈંડા જેવો દર્શાવવામાં આવ્યો હતો! નકશો કે એટલાસ વિના ભૂગોળનું શિક્ષણ અપાતું હોવાથી આવી ગેરસમજુતી થાય છે. નકશો કે એટલાસ ન હોય તો નીચે જણાવેલી સૂચનાનુસાર કામ કર્યાથી ભૂગોળનું શિક્ષણ સફળ નીવડી શકશે:—

કાર્ડબોર્ડ કે બ્રાઉનપેપર નકશાના આકારનો કાતરી આપેલો હોય તે કોરા કાગળપર મુકીને તે કાગળપર તેની હદ કાપેલા નકશાની ચારે તરફ પેન્સીલ ફેરવી પાડવી. પછી, તેમાં નહેરો-પર્વતો-નદીઓ-વગેરે દર્શાવવાં. ચારે તરફ લીટી દોરી હદ દર્શાવ્યાથી નકશાનો આકાર બાળકના મનપર સારી પેઠે ઠસશે.

# ઇનામ પત્રક

| ગામ | તાલુકો | નામ | કિંમત | હેતુ |
|---|---|---|---|---|
| | | **ભરૂચ જિલ્લો.** | | |
| ઉમેર— | જંબુસર | મિ હીમતસંગ રૂપસંગ સીધા | ૫૧—૦—૦ | બંને સ્કૂલો જમાડી |
| | | પટેલ ત્રીકમભાઇ દેસાઇભાઇ | ૫૧—૦—૦ | ” ” |
| | | તલાટી દાભાઇ જીભાઇ | ૫૧—૦—૦ | ” ” |
| આકોટ— | વાગરા | મિ દુલ્લવ રૂઘનાથ | ૨૦—૦—૦ | સ્કૂલ જમાડી |
| | | મિ ગોપાળ રૂઘનાથ | ૨૦—૦—૦ | ” ” |
| | | મિ અંબાઇદાસ ભીખાભાઈ | ૨૦—૦—૦ | ” ” |
| | | મિ. પ્રતાપસંગ રતનસંગ | ૨૦—૦—૦ | ” ” |
| | | મિ ઇશ્વરભાઈ વરધભાઇ | ૨૦—૦—૦ | ” ” |
| ઓરા— | વાગરા | મિ. દીપસંગ અમરસંગ રજપુત | ૧૫—૦—૦ | ” ” |
| | | મિ. હમીરસંગ વજેસંગ રજપુત | ૧૫—૦—૦ | ” ” |
| નાવલી— | જંબુસર | પા. ઇશ્વરદાસ કુબેરદાસ | ૩૫—૦—૦ | ” ” |
| પાલેજ— | ભરૂચ | શાહ સાકરચંદ નથુભાઇ | ૪—૦—૦ | મિઠાઈ વહેંચી |
| | | શાહ નાથાભાઇ ખેચરભાઇ | ૩—૦—૦ | ” ” |
| દાદાપુર— | આમોદ | મહેતાજી છોટાલાલ ધીરજરામ | ૧૧—૦—૦ | સ્કૂલ જમાડી |
| | | બાઇ જેકોર શેઠ ત્રીભોવન અમરચંદની વિધવા | ૧૧—૦—૦ | ” ” |

| | | | | |
|---|---|---|---|---|
| સીમરથા— | , | પા ઝવેરભાઈ કાળીદાસે પોતાની માતુશ્રીની સામાપાચમ તથા દુર્ગાષ્ટમી કરી તે દિવસે | ૧૭–૦–૦ | ,, ,, |
| ,, | ,, | પોલીસ પટેલ દેસાઇભાઇ છજીભાઇએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાડીને | ૧૭–૮–૦ | સ્કૂલ જમાડી તથા સાકર વહેંચી |
| કારેલા— | ભરૂચ | પા હીરાભાઇ હરિભાઇ | ૩૦–૦–૦ | સ્કૂલ જમાડી તથા દરેકને એક |
| | | પા હરિભાઇ મુળજીભાઇ | ૩૦–૦–૦ | એક પૈસો દક્ષિણા આપી |
| | | પા પરાગભાઈ કાશીભાઈ | ૩૦–૦–૦ | ,, |
| સેગપુર— | અંકલેશ્વર | સ્કૂલ કમિટિના મેમ્બર મિ રાયજી લખા | ૫–૦–૦ | મિઠાઈ તથા ચોપડીઓ વહેંચી |
| દાદાપુર— | આમોદ | પટેલ કાળીદાસ માધવભાઇ | ૧૧–૦–૦ | સ્કૂલ જમાડી |
| નોધણા— | જી ભરૂચ | અમીન ઝવેરભાઇ મથુરભાઇ | ૪૦–૦–૦ | સીવવાનો સંચો વાપરવા માટે આપ્યા અને |
| | | ગામલોકો તરફથી | ૬૦–૦–૦ | બાકીના મળ્યા |
| | | પા નાથાભાઇ ગરબડ | ૬૦–૦–૦ | સ્કૂલ તથા કન્યાશાળા જમાડી |
| | | પા છગનલાલ ગોરધનભાઇ અમીન | ૫૦–૦–૦ | સ્કૂલ તથા કન્યાશાળા જમાડી |
| ઓરા— | વાગ। | રાણા પરબતસંગ માવસંગ તથા રાજ-મેઘરાજ માવસંગ | ૧૫–૦–૦ | સ્કૂલ જમાડી |
| ધતુરીઆ— | ભરૂચ | માછી દાજીભાઇ ભાણાભાઇ | ૨૬–૫–૦ | , ,, |
| કારેલા— | ભરૂચ | પા ત્રિકમભાઇ દાજીભાઇ | ૩૦–૦–૦ | ,, ,, |
| | | પા હીરાભાઈ હરિભાઇ | ૩૦–૦–૦ | , ,, |
| | | પા પરાગભાઇ પરભુભાઇ | ૩૦–૦–૦ | ,, ,, |
| પાલેજ— | ભરૂચ | બારોટ પરભુભાઇ શંકરભાઇ | ૬–૪–૦ | સ્કૂલના છોકરાને તથા કન્યાશાળાની છોકરીઓને દૂધ પાયું |
| | | શાહ નાથાભાઈ બહેચરભાઇ | ૩–૦–૦ | ચણા વહેંચ્યા |

# સને ૧૯૨૬ ની સાલની એન-પી-વકીલ-સ્કોલરશીપની પરીક્ષાનું પરિણામ.

| નંબર. | નામ | ઉમ્મર. | કઈ શાળામાં ભણે છે | માસિક સ્કોલરશીપની રકમ. |
|---|---|---|---|---|
| | અ વર્ગ | | | |
| ૧ | શાહેન-મોઝીઝર્ | ૧૩ | ગર્લ્સ-હાઇસ્કૂલ-અમદાવાદ | ૪ |
| | બ વર્ગ | | | |
| ૨ | ખોરશેદ-એચ મેડોરા | ૧૪ | ડી—તો | ૫ |
| | ક વર્ગ | | | |
| ૩ | હીરામણી-જે-મહેત | ૧૫ | ડી—તો | ૬ |
| | ड વર્ગ | | | |
| ૪ | તરંગીની-આર-નીલકંઠ | ૧૬ | ડી—તો | ૭ |

મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ હાઇસ્કૂલો માટે
ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલો

# ઇંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ.

( ૧૪૮૫-૧૯૨૫ )

કર્તા,

**પરશુરામ હરિ બર્વે.**

અને

ભાષાન્તર કર્તા,

**નદસુખરામ હરિહરરામ મહેતા.**

૧૯૨૬

કિંમત રૂ ૨-૮-૦

---

આ પુસ્તક મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સરકારી હાઇસ્કૂલોમા ધોરણ ૬ અને ૭ માટે ટેક્સ્ટબુક તરીકે દાખલ કર્યું છે આ પુસ્તક સ્કૂલ લીવિંગ અને મેટ્રિક્યુલેશન પરીક્ષાના અભ્યાસક્રમને અનુસરીને લખવામા આવ્યું છે, જેથી એ પરીક્ષા માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમા મદદ મળી શકે. શિક્ષકોને પણ એજ કારણથી પુસ્તક ઉપયોગી થઈ પડે તેવુ છે, એમા પુષ્કળ નકશા, ચિત્રો વગેરે દાખલ કર્યા છે વળી, એમા ઇંગ્લંડની 'રાજ્યઘટના' વિષે અને 'બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા' વિષે પ્રકરણો દાખલ કર્યાં છે, તે પણ શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને ખરેખર ઉપયોગી થઈ પડે તેવા છે

---

પ્રસિદ્ધ કર્તા—મૅકમીલન એન્ડ કંપની લિમિટેડ,
હૉર્નબી રોડ,—મુંબઈ

# સ્ત્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

| | |
|---|---|
| અમરચરિત ભાગ ૧-૨-૩-૪ ... | ૧૬—૦ |
| સરસ્વતીચંદ્ર ભાગ ૧-૨-૩-૪ ... | ૧૨-૧૨ |
| સતીધર્મ પતિસેવા ભા ૧-૨ | ૫—૮ |
| પતિવ્રતા સતીઓ (સચિત્ર) .. | ૩—૮ |
| પકવાન્ન ચોથી અથવા પાકશાસ્ત્ર (વેજીટેરીઅન) ... | ૩—૦ |
| વેતરવા તથા સીવવાની કળા. | ૨—૦ |
| ગુંથણ કળા ભાગ ૨ જો તથા ૩ જો | ૫—૦ |
| ઝાસીની રાણી . | ૩—૦ |
| ગુજરાતની જુની વાર્તા .. | ૩—૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચાદબરદાઇ ... | ૩—૦ |
| સતીમંડળ ભા. ૧-૨... | ૭—૦ |
| સ્ત્રીરત્ન ગીતા ... ... | ૧—૮ |
| સ્ત્રી હિત શિક્ષક ... | ૪—૦ |
| વનિતા વિનોદ ... | ૨—૮ |
| કુસુમાવલી ... . | ૧-૧૨ |
| અરેબીયન નાઇટસ ... | ૧૦—૦ |
| કરણઘેલો .. ... | ૨—૮ |
| નવલગંગા ભા ૧-૨ ... | ૪—૦ |
| મણી અને મોહન ... | ૨—૮ |
| વર્માની વિવિધ વાર્તા (સચિત્ર) ... | ૨—૦ |
| કાવ્ય માધુર્ય ... ... | ૨—૮ |
| પંખીકગણ .. ... | ૨—૦ |
| નીલમ માણેક ભા ૧ થી ૮ | ૧૨—૦ |
| મેઘદૂત ... ... | ૩—૦ |
| હિન્દુસ્તાનની તીર્થ યાત્રા. | ૭—૦ |
| ભર્તૃહરી નાટક (સચિત્ર). | ૨—૮ |
| કૈલાસ માન સરોવર ... | ૨—૮ |
| મધુ ગણી ... ... | ૩—૮ |
| પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) ... | ૪—૮ |
| નીલમ માણેકની સંતતિ ભાગ ૧ થી ૮ ... | ૪—૮ |
| ચક્રવર્તી હમીર ... | ૩—૮ |
| વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ .. | ૧૬—૦ |
| ભારત લોકકથા ભાગ ૧ થી ૧૦ . | ૧૮—૦ |
| વીર અને વીરપૂજા ... | ૨—૮ |
| વિવિધ સુખાભાસ .. | ૩—૦ |
| ભીષ્મ ચરિત્ર ભાગ ૧-૨. | ૬—૦ |
| વહેમી વનિતા .. | ૨—૮ |
| મોહબત કે મુશીબત (સચિત્ર) ... | ૫—૦ |
| કલાપીનો કેકારાવ . | ૪—૦ |
| શ્રીમતિ વિજયા .. | ૩—૦ |
| મણીકાન્ત કાવ્યમાલા ... | ૩—૦ |
| મોતીગૌરી ... . | ૨—૮ |
| સતી ત્રિવેણી .. .. | ૧—૮ |
| દુખીના દિલાસો ભાગ ૧ થી ૮ ... | ૬—૦ |
| ગુલીસ્તાનનું ગુલ ... | ૫—૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનિ,**

બુકસેલર્સ, પબ્લીશર્સ, એન્ડ કમીશન એજન્ટ્સ,
કાલબાદેવી રોડ, મુંબઈ.

# સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે તાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

**૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું.** છાપવા માટેનું લખાણ કાગળની એકજ બુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ દ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો **પાછા મોકલવામાં આવશે નહિ.**

**૩. લેખકને ઉત્તેજન**—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

**૪. લવાજમ**—વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા. ૦-૨-૬;(ટપાલ ખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

**૫. મનિઑર્ડર-કુપનપર** ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

**૬. જાહેરખબરના દર—**

| મુદ્દત | એકપાન | અડધુંપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| છ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. ૨૦) | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધઃ—નાણાં અગાઉથીજ લેવામાં આવશે.

**આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.**

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ.

**તંત્રી.**

Registered No. B. 43.

પુસ્તક ૬૫ ] [ અંક ૧૧-૧૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

નવેમ્બર–ડિસેમ્બર, સને ૧૯૨૬.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં

-મરીઅ દેવીદાસ છગનલાલે છાપ્યું-

સલાપોસ રોડ–અમદાવાદ.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૫]નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૬.[અંક ૧૧-૧૨

## ભૂગોળનું શિક્ષણ

( ૨ )

### સ્થાનિક ભૂગોળ.

બાળકને પ્રથમ ચિત્ર અને વર્ણન દ્વારા પૃથ્વીના જુદા જુદા પ્રદેશોનો ખ્યાલ આવ્યા પછી તેને તેના ગામની ભૂગોળ સારી રીતે શીખવવી જોઈએ. ભૂગોળના વિષયમાં શિક્ષકને ડગલે ડગલે કલ્પનાશક્તિનો ઉપયોગ કરવો પડે છે. બાળકનું જે પ્રત્યક્ષજ્ઞાન હોય છે તેના આધારે તે દૂરનાં સ્થળ અને અજાણી બાબતનું મનમા ચિત્ર ઉપજાવી શકે છે. જો તેનું વસ્તુજ્ઞાન થોડું અને અયથાર્થ હોય છે તો તે દૂરના પ્રદેશની હકીકત અને અપરિચિત બાબતો બરાબર સમજી શકતું નથી. જેટલા પ્રમાણમાં આપણું પ્રત્યક્ષજ્ઞાન સારૂં અને વિશાળ હોય છે, તેટલા પ્રમાણમાં આપણી બુદ્ધિ અને કલ્પના દ્વારા આપણે અજાણી અને નહિ અનુભવેલી બાબતનો ખ્યાલ મનમાં ઉપજાવી શકીએ છીએ. આ કારણને લીધે બાળકનું પ્રત્યક્ષજ્ઞાન વધારે અને ચોક્કસ હોવું જોઈએ. આપણી સર્વ માનસિક ક્રિયાનો આધાર કોઈપણ રીતે પ્રત્યક્ષજ્ઞાન ઉપર હોય છે.

આ હેતુ લક્ષમાં રાખી શિક્ષકે આરંભમાં કોઈ દિવસ ચોપડીમાંથી ભૂગોળ શીખવવી જોઈએ નહિ. વિદ્યાર્થીઓ જો શરૂઆતમાંજ ચોપડીમાંની

હકીકત યાદ રાખે તો, તેને તેમાં બરાબર સમજણ પડતી નથી, અને તેથી તેને તે ગોખવાની જરૂર પડે છે. ભૂગોળના વિષય ઉપર બાળકને કંટાળો આવે છે અને તેમને તે લુખો લાગે છે, તેનું મુખ્ય કારણ તે શીખવવાની ખોટી પદ્ધતિ છે. આ કારણને લીધે શિક્ષકે પ્રથમ તેની શાળાની આસપાસની સ્થિતિનું બાળક પાસે અવલોકન કરાવવું જોઈએ. તેને જાતે જોવાનું ઘણું ગમે છે, તેથી શિક્ષકે તેની **આસપાસના દેખાવ** ઉપર તેનું લક્ષ ખેંચવું જોઈએ. કુદરતમાં બનતા ફેરફારનું બરાબર જ્ઞાન આપવા માટે શિક્ષકે તેની ઇન્દ્રિયોનો ઉપયોગ કરવો અને તેની અવલોકનશક્તિ કેળવવી જોઈએ.

આ પ્રમાણે ભૂગોળના જ્ઞાનનું પ્રથમ પગથીઉં બાળકની **શાળાની પરિસ્થિતિનું** અવલોકન છે. નિશાળની આસપાસ જે જે કુદરતી દેખાવ હોય તેનું બરાબર પ્રત્યક્ષજ્ઞાન શિક્ષકે આપવું જોઈએ વિદ્યાર્થીઓ જે બાબતનું અવલોકન કરે તેનું શિક્ષકે વર્ગમાં વાતચીત દ્વારા વર્ણન કરાવવું અને તેમના વિચારોમાં જે ખામી માલમ પડે તે તેણે સુધારવી જોઈએ આવી રીતે બાળકનો ખ્યાલ સ્પષ્ટ અને સુરેખ કરવાની જરૂર છે. જ્યાં સુધી તેને તેની આસપાસની સ્થિતિનું ચોક્કસ અને યથાર્થ જ્ઞાન હોય નહિ ત્યાં સુધી તે ભૂગોળના આગળના પાઠ સમજી શકશે નહિ જો અવલોકન દ્વારા બાળકને તેની પરિસ્થિતિ જાણવાની ઇચ્છા થાય તો તેની મદદથી તે ભૂગોળનું વર્ણન બરાબર સમજી શકશે.

શાળાની આસપાસની સ્થિતિનું અવલોકન કરાવ્યા પછી તેને બહાર ખેતર કે મેદાનમાં લઈ જવા જોઈએ, અને ત્યાં તેમને જમીનનું તળ કેવા પ્રકારનું છે, જમીન ઉંચી, નીચી કે સપાટ છે, ત્યાં ડુંગર, પર્વત, ખીણ, ખડક, નદી, તળાવ વગેરે જે દેખાવ હોય તે બાબતનું નિરીક્ષણ કરાવવું જોઈએ. ત્યાર પછી હવામાં થતા ફેરફાર—ગરમી, ઠંડી, વાદળ, વરસાદ, વગેરેનું પ્રત્યક્ષજ્ઞાન આપવું જોઈએ. આકાશ તરફ તેમનું લક્ષ ખેંચવું જોઈએ. અને ચંદ્ર અને સૂર્યની ગતિ કેવી રીતે થાય છે તે સમજાવવું જોઈએ વળી તે જગામાં ઉગતા છોડ, ઝાડ વગેરે વનસ્પતિ અને ત્યાં જોવામાં આવતાં જંતુ, પશુ, પક્ષી, તથા ત્યાં વસતા લોક અને તેમના ધંધાનું જ્ઞાન શિક્ષકે આપવું જોઈએ.

આવી રીતે સૃષ્ટિજ્ઞાન અને પદાર્થ પાઠની મદદથી બાળકના **સ્થળની પ્રાકૃતિક ભૂગોળનું** જ્ઞાન અવલોકન દ્વારા આપવાની ખાસ જરૂર છે આ હેતુ લક્ષમાં રાખી શિક્ષકે તેના જુદા જુદા પાઠનો કાર્યક્રમ ઘડી કાઢવો

અને બાળકને બહાર ફરવા લઈ જઈ તેનું જ્ઞાન આપવુ જોઈએ અને તેમાં તેણે વાતચિત દ્વારા ઉમેરો કરવો જોઈએ. જ્યાંસુધી વિદ્યાર્થીને પ્રત્યક્ષ જ્ઞાનથી ભૂગોળની સંજ્ઞાઓ તેમજ તે વિષયના મૂલ વિચારો સમજાવવામા આવે નહિ, ત્યાં સુધી તેને આગળ ઉપરના પાઠનો ખ્યાલ બરાબર આવી શકશે નહિ. અને તેથીજ બાળકની આસપાસની પરિસ્થિતિનું જ્ઞાન પાકું કરાવવું જોઈએ; કારણ કે જ્યારે દૂરના દેશની અજાણી બાબત તેને શીખવાની હોય છે, ત્યારે તે તેના સ્થળના અનુભવની મદદથી તે સમજવા પ્રયત્ન કરશે, એટલે ટુંકામાં શિક્ષકે ઉપર જણાવ્યા મુજબ **તેના રહેઠાણની ભૂગોળ** પાકી કરાવવી જોઈએ.

બાળકને તેની શાળાની આસપાસની સ્થિતિનું અવલોકન કરાવ્યા પછી તેના માટીના નમુના તૈયાર કરાવવા જોઈએ. બાળકને કામ કરવાનું ઘણું ગમે છે, તેથી જે જે બાબતનું તે નિરીક્ષણ કરે તેનો નમુનો તેણે તૈયાર કરવો જોઈએ. આવી રીતે હસ્તકાર્યને લીધે તેના મગજમા સચોટ છાપ પડે છે એટલુંજ નહિ પણ અવલોકન કરેલી બાબતના આકારો નાના માપ પ્રમાણે કેવી રીતે કાઢી શકાય તેનું ભાન તેને થાય છે. આ પ્રમાણે કુદરતી રચના અને તેના જુદા જુદા દેખાવનુ પ્રત્યક્ષ જ્ઞાન આપ્યા પછી તેના ગામની રચના, ત્યા જાણવા લાયક જે મકાન, સ્થળ, કે ઉદ્યોગ હોય તેનું પણ જ્ઞાન બાળકને આપવુ જોઈએ. આવી રીતે બાળકની શાળાની આસપાસની સ્થિતિ અને ગામની હકીકત શીખવ્યા પછી તેનાથી દૂરની બાબત શીખવતી વખતે આપણે નકશાનો ઉપયોગ કરીએ છીએ. તેથી નકશો શું છે અને તેને કેવી રીતે જોવો જોઈએ એ બાળકને શીખવવુ જોઈએ.

બાળકની વિચારસૃષ્ટિ ઘણી સંકુચિત હોય છે. જ્યારે આપણે તેને ભૂગોળનું જ્ઞાન આપીએ છીએ ત્યારે તેને તેની કલ્પના શક્તિથી તે બાબતનો ખ્યાલ લાવવો પડે છે, તેટલાજ માટે ભૂગોળના આરંભમાં પ્રાકૃતિક દેખાવના પ્રત્યક્ષજ્ઞાનની ખાસ જરૂર બતાવી છે. આવી રીતે તેના સ્થળની ભૂગોળ અવલોકન દ્વારા શીખવ્યા પછી, જ્યારે તાલુકાની ભૂગોળ શરૂ કરવામાં આવે છે ત્યારે તેના મો આગળ નકશો મૂકવામાં આવે છે; પણ બાળક તે શું છે તે કંઈ જાણતું હોતુ નથી, અને તેથી તે ગુંચવાય છે. નકશામા જુદી જુદી વસ્તુઓ બતાવવાને માટે જુદા જુદા ચિહ્નો મૂકયાં હોય છે પણ તે શાને માટે છે તે વિદ્યાર્થી સમજતો નથી એટલે તેનાં નામ તેને ગોખવા પડે છે.

બાળક જે વસ્તુ જુએ છે તે નક્કર હોય છે એટલે તે લાંબી પહોળી અને ઉંચી હોય છે અને તેમા વળી રંગ, આકાર, કદ વગેરે ગુણુ હોય છે પણ નકશામા તો બધુ સપાટ માલમ પડે છે અને ; ફક્ત તેમા રેખાકૃતિ હોય છે, તેથી નકશો એ શું છે અને તે કેવી રીતે જોવો જોઈએ એ બાબતનું જ્ઞાન વિદ્યાર્થીને ઘણુ જરૂરનું છે. ભૂગોળના વિષયમા ઉપર જણુાવ્યા મુજબ ડગલે ડગલે કલ્પના કરવી પડે છે પણુ કલ્પનાશક્તિના આધાર માટે થોડું ઘણું તો પ્રત્યક્ષ જ્ઞાન આવશ્યક છે, આ કારણુથી બાળકની સન્મુખ નકશો રાખવામા આવે છે કે તે તેની મદદથી ભૂગોળની હકીકત સમજી શકે.

---

## શિક્ષણુ સંબંધી ઉપયોગી સૂચના

પાઠની નોંધ સ્વચ્છ, સંભાળપૂર્વક લખેલી, અને સંપૂર્ણ જોઈએ પણ તે અમુક શૈલીમાજ લખાએલી–રૂઢ શૈલીવાળી–ન હોવી જોઈએ. પાઠ આપતી વખતે શિક્ષકમા દઢતા, ઉત્સાહ અને તીવ્ર કલ્પના હોવી જોઈએ. પાઠ આપતી વખતે આરંભમા વર્ગમા બધુ બરાબર છે કે નહિ તે જોઈ લેવાની શિક્ષકે કાળજી રાખવી જોઈએ; કારણુ છોકરા વાતો કરતા હોય કે પેન્સીલની રમત કરતાં હોય તે વખતે વ્યવસ્થા કર્યાં વિના પાઠની શરૂઆત કરવી તે નિરર્થક ગણાશે

પાઠ આપતી વખતે વિષય બદલાતો હોય ત્યારે નવુ કામ આરંભતા પહેલા બાળકોને સ્હેજ આરામ આપવો અતિશય ઢીલ અને મંદતા એ બે વચ્ચેનો વચલો માર્ગ સ્વીકારવો અર્ધા વર્ગને ભણાવવો ને તે હોશીઆર ને, અને બાકીના બાળક ઉપર ધ્યાન આપવુ નહિ એ ભૂલ ભરેલું ગણાય.

મંદ કે આળસુ બાળક પ્રાસે જુદી જુદી યુક્તિ વાપરી શિક્ષકે જવાબ કઢાવવા જોઈએ અને, તેમની વિચારશક્તિ ખીલે એવા પ્રયત્ન કરવા જોઈએ.

પાઠ આપતી વખતે એક પદ્ધતિ નિષ્ફળ નીવડી તો તુરતજ બીજી પદ્ધતિનો ઉપયોગ કરી–બાળકોને પ્રશ્નો પૂછી તેમની કનેથી ઉત્તરો કઢાવવાની કળા દરેક સારા શિક્ષકમા હોવી જોઈએ, અર્થાત્ શિક્ષકનામા સમયસૂચકતા હોવી જોઈએ નોધમા જણુાવ્યા મુજબજ ઉત્તરો ન મળ્યા હોય તો તે સ્વીકારતા આનાકાની ન કરવી જોઈએ। પણુ વિદ્યાર્થીના ઉત્તરો તો થોડાઘણુા ખરા હોય તો તે સ્વીકારી લેવા આને લીધે શક્તિ અને વખતનો નકામો વ્યય થતો નથી. નોધ પ્રમાણે બાળકો પાસેથી

જવાબની આશા રાખવી એ શિક્ષકની સાધારણ બુદ્ધિની ખામી બતાવે છે. ગભરાટથી ઘણીવાર પાઠ બગડે છે. કાળા પાટીઆને કયા રાખવું, ચિત્રનો ઉપયોગ કેવી રીતે કરવો, વગેરે ઝીણી ઝીણી બાબતો પર લક્ષ આપવું.

શિક્ષણમા બને ત્યા સુધી આખનો ઉપયોગ કરવો. ઘણા શિક્ષક ફક્ત મોઢેથી હકીકત કહી જાય છે એટલે વિદ્યાર્થીના કાનનોજ ઉપયોગ થાય છે.

કાળા પાટીઆનો ઉપયોગ કરવાથી મગજમા છાપ આમેહુબ અને સ્પષ્ટ પડે છે.

---

## " દક્ષિણામૂર્તિભવન બાલમંદિર, " ભાવનગર.

આ સ્થાન ભાવનગર શહેરની બહાર દક્ષિણ દિશાએ એકાંત સ્થળમા આવેલુ છે. એક ઉંચી ટેકરી ઉપર આ બાલમંદિરનું મકાન બાધવામા આવેલુ છે આ મકાનની બહારની બાજુથી અવલોકન કરતા દક્ષિણ દિશા તરફ દરિઆના પટનો કંઈક દેખાવ, બાજુમા ઘોઘાની કંઈક ઝીણી રૂપરેખા, બીજી બાજુએ ખેતરો, રસ્તાઓ વગેરે નજરે પડે છે

બાલમંદિરનું મકાન ટેકરી ઉપર ઘાટદાર છે તેમજ સગવડવાળુ આવેલુ છે તે મકાનની ચારે બાજુ ફરતી દિવાલ બાધેલી છે તેની વચ્ચે બાગ છે અને બાગકામની શરૂઆત થએલી જણાતી હતી. મકાનની બે બાજુએ નીચે બે નાના લબચોરસ ઓરડા છે.

અમે પ્રથમ વાર્તાનુ શિક્ષણ ચાલતું હતું તે ઓરડામા ગયા. ત્યા એક શિક્ષિકા વાર્તા કહેતા હતા બાળકીઓની ઉમર લગભગ ૩ થી ૬ વર્ષની હતી બે ત્રણ બાળકીઓ શિક્ષિકા ઉપર લગભગ **અડધું અંગ નાખીને** બેઠેલી હતી સાત આઠ બાળકીઓ શિક્ષિકાની સામે બેઠેલી હતી. એક બાળકી પીઠ કરીને બેઠેલી હતી, અને બે બાળકીઓ બારણા આગળ ઉભેલી હતી. ઉપર પ્રમાણે **વિના અંકુશે સ્વતંત્ર રીતે** બાળકીઓ બેઠેલી હતી, અને વાર્તા શ્રવણ કરતી હતી. વિષય કેવળ રસમય હતો.

શિક્ષિકા આદર્શમય હતા, અને વાર્તા કહેતા શોક વખતે શોકની, આનંદ વખતે આનંદની, ઊંઘ વખતે ઊંઘની આબેહુબ ચેષ્ટા કરતા હતા. શુ તેમનો માયાળુ સ્વભાવ ? શુ તેમની આનંદી આકૃતિ ? શુ તેમની ચેષ્ટા ? શું તેમની વક્તૃત્વશક્તિ ? શુ તેમનો મધુર અવાજ ? શુ તેમની વાર્તા કહેવાની શૈલી ? આ બધું જોતા મને એમ લાગતુ કે ભારતમાતાનો ઉદ્ધાર કેવળ આવી શિક્ષિકા અને શિક્ષકો ઉપરજ તોજ થાય. ભારતમાતાના બાળકોને શિક્ષણ આપવા આવાજ શિક્ષકો જોઈએ.

આ સંસ્થામાં નાનામાં નાના ત્રણ વરસની ઉંમરનાં બાળકોને દાખલ કરવામાં આવે છે. ઓરડામાં એક બાજુએ પાણી, સાબુ, રૂમાલ, કાંસકી, દર્પણ વગેરે શરીર શુદ્ધિનાં સાધનો મૂકવામાં આવેલાં હોય છે. શરૂઆતમાં બાળકો પોતાનું હાથ, મોં વગેરે ગંદુ હોય તે દર્પણદ્વારા તપાસી પાણીથી ધોઈ નાખે છે. તેમજ કાંસકી, દર્પણ વગેરેનો ઉપયોગ કરી વાળ વગેરે વ્યવસ્થિત કરે છે. તેમજ પહેરેલા કપડાંમાં ખામી હોય તો તે ખામી પોતાની મેળે દૂર કરે છે. આ પ્રમાણે પ્રથમ શરીરશુદ્ધિની ગોઠવણ રાખવામાં આવી છે.

ત્યાર બાદ બાળકો વ્યવસ્થાપૂર્વક પોતાનું વજન જાળવી નિયમસર ચાલે તેટલા માટે ઓરડામાં જોઈએ તે પ્રમાણેની પહોળાઈની લંબગોળ, ગોળ, વાંકી, સીધી એવી બેવડી રંગીન લીટીઓ દોરેલી છે. આ લીટીઓ ઉપર બાળકો પોતાનું વજન જાળવી યોગ્ય પ્રમાણમાં પગલાં ભરી વ્યવસ્થાપૂર્વક ચાલતાં શીખે છે. આને બાળકોની શારીરિક કેળવણી કહી શકાય. બાળકોનાં આ કાર્ય વખતે સંગીત પણ ચાલે છે, જેથી જે બાળકો આ કર્તવ્યમાં ભાગ લેવા ન આવતા હોય, તે પણ આવે છે. કારણ કે સંગીત કોને પ્રિય ન હોય? બાળકોની ઉંમર નાની હોવાથી તેમને શરૂઆતમાં સ્પર્શેન્દ્રિયદ્વારા શિક્ષણ અપાય છે. એમાં આંખે પાટા બાંધી દરેક વસ્તુ તેમના હાથમાં આપવામાં આવે છે જેમ કે માટીની કેરી બનાવેલી હોય તો તે આપી આ શું છે? એમ પૂછે છે. બાળકો હાથ ફેરવી એ વસ્તુનું નામ આપે છે. એ પ્રમાણે બીજી વસ્તુઓ આપી પ્રથમ સ્પર્શેન્દ્રિયને કેળવે છે.

ત્યાર બાદ નાના મોટા, લાંબા ટુંકા, જાડા પાતળા એવા ડાટા ક્રમસર એક ખાનામાં ગોઠવેલા હતા. બાળકો આ ડાટા પોતાની સ્વેચ્છાનુસાર ઉઠાવી રમત કરે છે, અને તે પોતાની તુલના શક્તિથી ઉંચું, નીચું, લાંબું ટુંકું, જાડું, પાતળું વગેરે પોતાની મેળે શોધી કાઢે છે, અને પારખી શકે છે. વળી તેજ ડાટાઓ યોગ્ય સ્થળે ખાનામાં ગોઠવવા પ્રયત્ન કરે છે, અને કેટલાક બાળકો તો તે કામ ઝડપથી કરે છે. બાળકો અહીં સ્વપ્રયાસ બહુ કરે છે. આ કામ આગળ જતાં બાળકોને પાટા બાંધી કરાવવામાં આવે છે, જેથી તેમની સ્પર્શેન્દ્રિય સતેજ થાય છે અને તે સારી રીતે કેળવાય છે; કારણ કે બીજી ઇંદ્રિયોની ક્રિયા બંધ કરવાથી એકજ ઇંદ્રિય વધારે તીવ્ર રીતે કામ કરે છે.

લીસુંકરકરૂ ઓળખાવનારૂં એક પાટીઉં હતું. તે ઉપર બાળકો હાથ ફેરવી લીસુકરકરૂં તપાસી શકે છે. આ કામ પણ આગળ જતાં ઉપર જણાવેલા નિયમ પ્રમાણે આંખે પાટા બાંધી કરાવવામા આવે છે.

જુદા જુદા અવાજની રંગીન ડબ્બીઓ હતી. દરેક જાતના અવાજની બે રાખેલી હતી જેથી બાળક તેના જેવાજ અવાજની ડબ્બી ખોળી શકે છે. આ માટે જુદા જુદા અવાજની ઘંટડીઓ પણ રાખેલી હોય છે. આથી બાળકની કર્ણેન્દ્રિય કેળવી શકાય છે.

રંગ વડે નેત્ર કેળવવામાં આવે છે. સા જુદા જુદા રંગનાં પત્તા છે. તે વડે ભિન્ન ભિન્ન રંગ પરખાવવામા આવે છે. રગ સંબંધી વિશેષ જ્ઞાન મેળવ્યા પછી એકજ જાતના આછા, ઘેરા, વધારે ઘેરા એવા પત્તા નાખવામા આવે છે, અને તે પત્તાને બાળકો રગના ચઢતા ક્રમ પ્રમાણે ગોઠવે છે. આવી રીતે જુદા જુદા રગ ખોળી કાઢવાની શક્તિ ખીલ્યા પછી તે રગના નામ પણ બાળકને કહેવામા આવે છે.

ભૂમિતિની આકૃતિઓ પતરાની કાપેલી હતી તેના જેવાજ આકારના તેના જેવડાજ ખાનાવાળુ એક ખોખું હતુ. બાળકો આ આકૃતિઓ લઈ તેની બાજુઓ તપાસે છે, અને તે ખોખામા ગોઠવે છે ત્યાર બાદ બાજુઓ પ્રમાણે નામ આપવામા આવે છે, જેમકે ચોરસ, લબચોરસ, ગોળ, ત્રિકોણ વગેરે. આ કામ આગળ જતા બાળકોને પાટા બાંધી કરાવવામા આવે છે.

**મૂળાક્ષર** માટે જુદા જુદા પત્તા રાખવામા આવ્યા છે. દરેક અક્ષરના રેતીવાળા પત્તા છે. એ અક્ષરો બાળકો આંખો બધ કરી હાથ ફેરવી ઓળખે છે. એવી રીતે અક્ષર 'કાનો' 'માત્રા' વગેરેનુ જ્ઞાન થયા પછી શબ્દ અને વાક્યનું જ્ઞાન આપવામા આવે છે. બાળકો ટૂંકા, સહેલા, અને સાદા વાક્યોમા નાની નાની વાર્તાઓ લખે છે. આ વાર્તાના સંગ્રહનું એક પુસ્તક બનાવેલુ હતું તેવા ૨૦ થી ૨૫ પુસ્તકો હતા.

અંકશિક્ષણ બાળકોને મણકા, સળીઆ તેમજ તેને લગતા બીજા સાધનો વડે આપવામા આવે છે તેમજ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે આવાજ સાધનો વડે શીખવી શકાય છે.

ત્યારબાદ બાળકો નાના મોટા ચોરસો વડે મિનારો, ખુરશી, ટેબલ, પૂલ વગેરે બનાવે છે લાબી ચોરસ ચીપો વડે સીડી વગેરે બનાવી શકે છે. જેથી તેને અમુક અમુક પદાર્થોનુ જ્ઞાન થાય છે.

ચિત્રકામ માટે સારી યોજના અને સાધનો રાખવામા આવેલા હતા

પ્રથમ બાળકો ઉભી, આડી, ગોળ એવી લીટીઓ નિયમસર દોરી અમુક આકારો બનાવે છે આગળ જતા બાળકો ચિત્રકામ સારૂં કરે છે તેના નમુના અમને બતાવવામા આવ્યા હતા વળી ચિત્રસગ્રહનો એક જુદો ઓરડો રાખેલો હતો તેમા જુદી જુદી જાતના ચિત્રોનો સમાવેશ કરવામા આવ્યો હતો અને ત્યા ભીંત ઉપર જાણીતા પુરુષોની તસવીર હતી. નીચે શેતરજી પાથરેલી હતી. તે ઉપરાત વર્ગવાર ચિત્રો ગોઠવ્યા હતા. વળી નીચે બાળકોનું ચિત્રકામ પણ હતું બાળકોએ વેલ, ફૂલ, ઝાડ, આકૃતિ વગેરે કાઢેલી હતી ચિત્રમા રગ એવા સુદર રીતે પૂરેલા હતા કે જેથી આબેહુબ પદાર્થોજ હોય એમ તે દેખાતા હતા

આ વિભાગ પૂરો કરી અમો ઉદ્યોગ વિભાગમા ગયા ત્યા જાત જાતનું કામ નજરે પડયુ, સળીનુ કામ, કાગળ કામ, દોરા કામ, સાદડી ગુથવાનુ કામ વગેરે એમા ભિન્ન ભિન્ન તરેહ હતી નમુનાચિત્ર અને સાથીઆ કામ ઘણુજ આકર્ષક હતુ તે ઉપરાત શખ, કોડી, છીપ વગેરેથી બનાવેલા આકારો અને ચિત્રો જોઈ અમો આશ્ચર્ય પામી બહાર નીકળ્યા ત્યારે ત્યાના એક શિક્ષકે કહેલુ વાકય અત્રે ટાકુ છુ "સસ્થાની ઉન્નતિ કરવાની જેમનામા ધગશ હોય તેમની સસ્થા આગળજ થઈ જાય છે '

આ વાકય શિક્ષકોને મનન કરવા યોગ્ય છે અહીંના શિક્ષકોનો સ્વભાવ સહાનુભૂતિવાળો તેમજ માયાળુ હતો *

## બાળકની વિચારસૃષ્ટિ

બાળકની વિચારસૃષ્ટિના એક ખુણામા હું પ્રવેશ કરૂં એમ હું ઇચ્છુ છુ તેની સાથે વાત કરવાને માટે ગ્રહ અને તારાઓ છે અને આકાશમાના મેઘધનુષ્ય અને વાદળા તેને આનદ આપવાને તેના ગો સુધી નીચે નમી આવે છે એ હું જાણુ છુ જે વસ્તુ આપણને નિશ્ચેષ્ટ અને નિર્જીવ લાગે છે, તે એક થાળમા સુદર રમકડા અને વાર્તા સહિત તેની બારી આગળ ધીમે ધીમે આવે છે

બાળક તુ ધૂળમા કેવા આનદથી બેઠુ છુ અને કેવી મજાથી ભાગલી ડાળી જોડે આખી સવાર રમ્યા કરે છે ' નાની ડાળી સાથે તને આવી

* પ્રે રા કે કૉલેજના જે વિદ્યાર્થીઓ આનદપર્યટન માટે કાઠિઆવાડમા ગયા હતા તેમણે લખેલા નિબધનો સાર રૂપ આ લેખ છે

રીતે રમતાં જોઈ મને હસવું આવે છે. હું તો કલાકોના કલાક મારા ચોપડામાં હિસાબ લખ્યાં કરૂં છું. કદાચ તું મારી સ્હામું નજર કરી વિચાર કરતું હોઈ શકે, સવારના ખુશનુમા વખતે આવું કામ કરવું કેવું મૂર્ખાઈ ભરેલું છે! હે બાળક ધૂળ, કાંકરા, અને લાકડાના કકડાઓની રમતમાં ગર્ક રહી આનંદ ભોગવવાનું હું ભૂલી ગયો છું. હું તો કિમતી રમકડાં શોધ્યાં કરૂં છું અને સોના અને ચાંદીની પાટો સંઘરૂં છું. જે કોઈ વસ્તુ તને મળી આવે છે તેનાથી તું રમત રમી આનંદ ભોગવે છે પણ હું તો જે વસ્તુ મને મળી શકતી નથી તેને માટે મારા વખતનો તેમજ શકિતનો વ્યય કરૂં છું. (રવિન્દ્રનાથ ટાગોર કૃત બીજનો ચંદ્રમા).

આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ વિચારથી જેમ ખગોળ શાસ્ત્રમાં મહાન્ ફેરફાર થયો છે, તેમ હાલના સમયમાં બાળક એ કેળવણીનો મુખ્ય વિષય છે, એ વિચારથી શિક્ષણશાસ્ત્રમાં મોટું પરિવર્તન થયું છે. પહેલાંના વખતમાં શિક્ષક અને શીખવવાના વિષય એ કેળવણીમાં મુખ્ય બાબત ગણાતી હતી, પણ હાલમાં બાળક એ શિક્ષણનું ધ્યેય ગણાય છે અને તે વિચારને અનુસરી સર્વ વ્યવસ્થા થાય છે. આવી રીતે કેળવણીશાસ્ત્ર અને વિજ્ઞાનની શોધો મુજબ, બાળમન અને તેના વિકાસના નિયમને અનુસરી શિક્ષણ પદ્ધતિ યોજવામાં આવે છે. જ્યાં સુધી આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી બાળકને શીખવવામાં આવે નહિ ત્યાં સુધી તેની શકિતનો યોગ્ય વિકાસ થઈ શકે નહિ, એ નિઃસંશય છે. જેટલા પ્રમાણમાં શિક્ષક તેની વિચારસૃષ્ટિ અનુભવી શકે છે, તેટલા પ્રમાણમાં તેનું કામ સફળ થાય છે. આપણે ઘણી વખત સાંભળીએ છીએ કે બાળકને તેના કામમાં કંટાળો આવે છે, તેને શીખવામાં રસ પડતો નથી અને તેની શક્તિ નિશાળમાં કુંઠિત થઈ જાય છે. આ બધાનું મુખ્ય કારણ એ છે કે શિક્ષક બાળકના મનનું દૃષ્ટિબિંદુ જાણતો નથી. જ્યાં સુધી શિક્ષક અને શિષ્યના મન એક ભૂમિકા ઉપર હોય નહિ ત્યાં સુધી શિક્ષક બાળમનને અનુકૂળ શી રીતે શિક્ષણ આપી શકે અને તેને તેમાં શી રીતે રસ પડે? ખરી વાત તો એ છે કે વિદ્યાર્થીનો અધિકાર કેટલો છે તે પ્રથમ શિક્ષકે નક્કી કરવો જોઈએ અને તે પ્રમાણે તેણે શિક્ષણની સંકલના કરવી જોઈએ. આપણી શાળામાં બાળકની શારીરિક અને માનસિક શકિતનો જે દુર્વ્યય થાય છે, તેનું મુખ્ય કારણ આ છે. જ્યાં સુધી બાળકની વિચારસૃષ્ટિની સમજણ શિક્ષકને હોઈ નહિ ત્યાં સુધી એ કેવી રીતે બાળકને તેના કામમાં રસ ઉત્પન્ન કરી શકે? શિક્ષણનો મહાન્ દોષ કંટાળો છે. જ્યારે વર્ગમાં

વિદ્યાર્થીને કંટાળો આવે ત્યારે શિક્ષકે સમજવું જોઈએ કે તેની શિક્ષણ પદ્ધતિમાં કંઈક ખામી છે. જે વિષયમાં રસ પડે નહિ તેમાં ધ્યાન શી રીતે રહી શકે? જો ધ્યાન આપવામાં આવે નહિ, તો તે બાબત યાદ પણ શી રીતે રહે? ધ્યાનને લીધેજ સંસ્કારની છાપ સચોટ અને ઉંડી પડે છે; નહિ તો તે આછી અને અસ્પષ્ટ હોવાથી મગજમાં ગ્રહણ થઈ શકતી નથી.

આ કારણને લીધે શિક્ષકે હમેશાં બાળકની માનસિક ભૂમિકાનો અનુભવ કરી, તેને અનુરૂપ શિક્ષણ આપવું જોઈએ એ નિર્વિવાદ છે. તેને માટે શિક્ષકનામાં કલ્પના અને સહાનુભૂતિ આવશ્યક હોવા જોઈએ. આપણી વિચારસૃષ્ટિની બહાર શું થાય છે તે જાણવા માટે આ ગુણ ખાસ દરેક શિક્ષકનામાં હોવા જોઈએ. જ્યારે ચિત્રકાર કોઈ કુદરતી દૃશ્ય ચિતરે છે ત્યારે તેની માનસસ્થિતિ કેટલી બધી તદ્રૂપ હોય છે? જ્યાં સુધી તેની વૃત્તિ તદાકાર થતી નથી ત્યા સુધી તે યથાર્થ ચિત્ર કાઢી શકતો નથી; તેવીજ રીતે શિક્ષકે પોતાની અવસ્થાનો અનુભવ થોડો વખત ભૂલી જઈ બાળકની વિચારસૃષ્ટિમાં પ્રવેશ કરવો જોઈએ. તેના મનમા કેવા કેવા વેગ, લાગણી, અને વિચાર ઉદ્ભવે છે તેની પ્રથમ કલ્પના તેણે કરવી જોઈએ. તેણે પોતાનો બાળઅનુભવ તાજો કરવો જોઈએ અને યથાર્થ અવલોકનદ્વારા તેનું દૃષ્ટિબિંદુ પ્રાપ્ત કરવું જોઈએ. ઘણી વખત બાળકની પ્રેરણા તથા લાગણી કેવા પ્રકારની છે તે નહિ જાણવાથી આપણે તેને ઘણો અન્યાય કરીએ છીએ. શિક્ષકો તેમજ માબાપો જાણતા હશે કે બાળક કોઈ વખત કંઈ તોફાન કરે છે અથવા અણઘટતું બોલે છે ત્યારે તેની મનોવૃત્તિ બરોબર નહિ જાણવાથી આપણે તેને શિક્ષા કરીએ છીએ. ખરી રીતે તો બાળકનો ઇરાદો તોફાન કરવાનો કે ખોટું બોલવાનો હોતો નથી,- પણ આપણે આપણી દૃષ્ટિથી તેને તેવો ગણીએ છીએ. તેનામાં જે કુદરતી પ્રેરણા, વેગ અને લાગણી છે તેનો ખરો હેતુ આપણા જાણવામાં નહિ હોવાથી, આપણે તેને દબાવી દઈએ છીએ. અને તેથી તેના મનોના વિકાસને ઘણી હાની પહોચે છે. બાળકને રમવાનું ઘણું ગમે છે અને તેને આમતેમ ક્રિયા કરવાનો શોખ હોય છે એ ખુલ્લું છે. પણ જ્યારે તે શાળામા દાખલ થાય છે ત્યારે તેને એક ઠેકાણે ગોંધાઈ રહેવું પડે છે, અને તેની કુદરતી પ્રેરણાને જોઈતો અવકાશ મળતો નથી. આપણું શિક્ષણ બાળકની સ્વાભાવિક શક્તિને અનુસરતું હોતું નથી, તેથીજ તેને શિક્ષક તથા શાળા ઉપર કંટાળો આવે છે. જો આપણે આ સંબંધી બરાબર વિચાર કરીએ તો

આપણને સહજ માલમ પડશે કે જેમ ખાવાપીવામા અને રમવામા બાળકને આનંદ થાય છે તેમ જ્ઞાન મેળવવામા શા માટે આનંદ થવો જોઇએ નહિ ? ખરૂ કારણ તો એ છે કે આપણી શિક્ષણપદ્ધતિ કુદરતના નિયમને અનુસરતી હોતી નથી, એટલે તે બાળકના વિકાસને અનુકૂળ હોતી નથી

આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ માલમ પડે છે કે જેવી રીતે ચિત્રકાર પોતાના વિષયમા તન્મીન થાય છે તેમ શિક્ષકે પ્રથમ બાળરૂપ થવુ જોઈએ અને કલ્પનાશક્તિ અને સહાનુભૂતિની લાગણીવડે તેણે બાળકની વિચારસૃષ્ટિમા પ્રવેશ કરવો જોઈએ બાળક એ બાળક છે એમ તેણે સમજવુ જોઈએ બાળકને **તેની** વિચાર ભૂમિકા ઉપર જબરજસ્તીથી ખેચી લાવવાને બદલે તેણે **તેની** ભૂમિકા ઉપર આવવુ જોઈએ અને તેને જે બાબતમા રસ પડતો હોય તે બાબત લક્ષમા રાખી તેને શીખવવુ જોઇએ તેના શરીર અને મનનો વિકાસ કેવા ક્રમે થાય છે એ તેણે અવશ્ય જાણવુ જોઈએ જો આ બાબત ઉપર લક્ષ આપવામા આવે નહિ તો બાળકને અનુકૂળ શિક્ષણ કોઈ દિવસ આપી શકાય નહિ અને તેથી શિક્ષણ પણ રસિક થાય નહિ અને તે યાદ પણ રહી શકે નહિ નાના બાળકના મનની વિચારસૃષ્ટિ કેવા પ્રકારની હોય છે અને મોટી ઉમરના માણસનું દૃષ્ટિબિંદુ કેવી જાતનુ હોય છે તેનો સુંદર ખ્યાલ આપણા દેશના સુવિખ્યાત કવિ **રવિન્દ્રનાથ ટાગોરે** આ લેખના મથાળે ટાંકેલી લીટીમા આપ્યો છે, બાળકના મનમા કુદરતના દેખાવ જોવાથી કેવા અદ્ભુત તરંગ ઉપજે છે તથા તેના નિર્દોષ સ્વભાવને લીધે તેનામા કેવી અભેદની લાગણી હોય છે તે આપણે જાણવુ જોઈએ બાળક ધૂળમા-કાકરામા-રમે છે તે જોઈને આપણને તે ગંદુ હોય એમ જણાય છે, પણ તેને તો ખરી રીતે તેમા અનહદ આનંદ લાગે છે. તેવીજ રીતે બાળકની પ્રવૃત્તિ, તેની ક્રિયા, લાગણી અને આવેગનો વિચાર આપણે **તેની દૃષ્ટિથી** કરવો જોઈએ, અને તે ઉપરથી તેને યોગ્ય શિક્ષણ આપવુ જોઈએ ઘણી વખત વિદ્યાર્થીઓને તેમના પાઠમા સમજણ પડતી નથી તેનું મુખ્ય કારણ આ છે જો ઉપર બતાવેલી વિચારદૃષ્ટિથી શિક્ષક બાળકની સાથ વર્તે તો બાળકને તેગજ તેને લાભ થાય એમા સંશય નથી

---

# અભ્યાસ કરવાની રીત

## (૧)

હાલના જમાનામા દરરોજ એટલા બધા પુસ્તકો છપાય છે કે "શુ વાચવુ" અને "કેવી રીતે વાચવુ" એ ઘણા માણસોને મોટો સવાલ થઈ પડયોછે. આપણો યુગ વિદ્યુત્તો છે અને તેથી ભિન્ન ભિન્ન વિષય ઉપર વાચવાનું એટલુ બધુ સાહિત્ય સહેલાઇથી ઉત્પન્ન થાય છે કે કોઈ વખત સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શુ આપણે સવારથી સાઝ સુધી ચોપડીઓ, માસિક અને છાપાઓ વાચીને જ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે કે તે સિવાય બીજો કોઈ માર્ગ જ્ઞાન માટે છે ખરૂં જોતા તો આપણે કબુલ કરવુ જોઈએ કે અવલોકન–કુદરતનું તથા મનુષ્ય સ્વભાવનું અને તે ઉપરથી ઉદ્દભવતો સ્વાનુભવ એ યથાર્થ જ્ઞાન મેળવવાનો મુખ્ય માર્ગ છે, પણ હાલના વખતમા અવલોકન અને ચિંતનને બદલે આપણે અન્ય મનુષ્યોએ તેમના જે વિચાર ચોપડીઓદ્વાર પ્રસિદ્ધ કર્યા હોય છે, તે ઉપર આપણે ઘણો આધાર રાખીએ છીએ. આ કારણને લીધે આપણી નૈસર્ગિક બુદ્ધિ કુંઠિત થઈ જાય છે આપણે જાતે કોઈ પણ વિષય ઉપર મનન કરવાને તસ્દી લેતા નથી, તેનું તારતમ્ય શુ છે તે શોધવાને માટે આપણામા ધીરજ હોતી નથી, તેમજ જે કઈ વિચાર આપણે ગ્રહણ કરીએ છીએ, તે આપણા જીવનમા ઓતપ્રાત કરી શકતા નથી જ્યા આપણા જ્ઞાનની આવી સ્થિતિ હોય, ત્યા ચારિત્રમા બળ કે જોમ શી રીતે આવે? જે વિચાર આપણી માનસિકસૃષ્ટિમા અગભૂત થતો નથી તેનો અમલ આચારમા શી રીતે થઈ શકે? આવા નિર્જીવ અને નિર્માલ્ય વિચારને લીધે જ આપણામા આત્મવિશ્વાસ અને વિવેકબુદ્ધિની મોટી ખામી નજરે પડે છે ઘણું ખરૂ તો આપણુ જ્ઞાન ઉપલકીયુ હોય છે અને તે બીજાના વિચારોના સગ્રહરૂપ હોય છે. આવી વસ્તુસ્થિતિને લીધે આપણે નવી શોધખોળ કરી શકતા નથી, તેમજ ઉપયોગી સાહિત્ય ઉપજાવી શકતા નથી

જ્ઞાનનુ મુખ્ય સાધન આતર સ્ફુરણા છે, પણ તેના અભાવે આપણને બીજાના વિચાર જાણવાની જરૂર પડે છે, પણ પ્રશ્ન એ છે કે ગ્રંથકર્તાના વિચારો આપણે થોડી મહેનતે આપણા પોતાના કેવી રીતે કરી શકીએ? તેને માટે દરેક મનુષ્યે અભ્યાસ કરવાની શી રીત છે તે જાણવી જોઈએ હાલના વખતમા આપણને પુસ્તકો ઉપર એટલો બધો આધાર

રાખવો પડે છે કે આપણે વાચનની અવગણના કરી શકીએ એમ નથી, તેથી પુસ્તકના વાચનથી સારામા સારો લાભ આપણને શી રીતે મળે તેને માટે આપણે વિચાર કરવાની જરૂર છે.

અભ્યાસ એટલે શુ અને તેની પદ્ધતિ કેવી છે તે સંબંધી આપણામા ઘણી ગેરસમજ તથા અજ્ઞાન છે "અભ્યાસ" એટલે ફરી ફરીને અમુક કામ કરવુ એ તેનો વાચ્યાર્થ છે કારણ કે આપણે વારવાર સાભળીએ છીએ કે 'મને આ કામનો અભ્યાસ નથી.' 'અભ્યાસથી બધુ થઈ શકે'. આવી રીતનુ બોલવુ સાધારણ છે, પણ તેમાથી અભ્યાસનુ ખરૂ તત્ત્વ મળી આવતું નથી. કોઈપણ પુસ્તકના અભ્યાસમા વારવાર પુનરાવર્તનની જરૂર છે એ નિ:સશય છે, પણ તે તેનુ મુખ્ય અગ નથી. યાદદાસ્તી એ જ્ઞાનના ક્રમનું છેલ્લુ પગથીઉં છે. વસ્તુનું અવલોકન, તેનુ ચિંતન, અને છેવટે તેની યાદદાસ્તી એ જ્ઞાનનો ક્રમ સ્વાભાવિક છે આ દષ્ટિથી અભ્યાસનો રૂઢ અર્થ આપણા કામને માટે ઉપયોગી નીવડતો નથી, તેથી અભ્યાસનુ ખરૂ રહસ્ય શુ છે તે આપણે જોઈએ

મનુષ્યજાતિની પ્રવૃતિનુ આપણે પૃથક્કરણ કરીએ તો તેમા આપણને ત્રણ તત્ત્વો હાથ લાગે છે, (૧) હેતુ (૨) તેને અનુકૂળ ફેરફાર કરવાની શક્તિ (૩) અને વિવેચકબુદ્ધિ. આ કારણને લીધે જ્યારે આપણી સર્વ ક્રિયા હેતુપૂર્વક હોય છે તો આપણે અભ્યાસમા પણ શા માટે તે તત્ત્વનો અંગીકાર કરીએ નહિ ? ઘણુખરૂ તો આપણા વાચનમા સ્પષ્ટહેતુ હોતો નથી જો તે હોય છે તો તે સ્પષ્ટ અને આગળપડતો હોતો નથી એતો નિર્વિવાદ છે કે જેવો આપણો હેતુ હોય છે તે પ્રમાણે આપણે જ્ઞાન ગ્રહણ કરીએ છીએ. આપણી ધ્યાનશક્તિ મર્યાદિત છે એ નક્કી છે, અને તેની મર્યાદામા એકજ વખત અમુક બાબતો આવી શકે છે, અને બીજી બધી વસ્તુઓ આપણા મન ઉપર અસર કરી શકતી નથી જે હેતુ પૂર્વક આપણે કોઈ ક્રિયા કરીએ, તેટલી બાબતનુ આપણને જ્ઞાન પ્રાપ્ત થાય છે, બાકીની હકીકત ધ્યાનની મર્યાદા બહાર રહે છે. દા અમદાવાદ શહેરમા પાચ વિદેશી માણસો આવે છે. એકને તેની નગરરચના, બીજાને તેના લોકનો પહેરવેશ, ત્રીજાને તેમનો સ્વભાવ, ચોથાને તેમની રમતગમત, પાચમાને તેમની ધાર્મિકસ્થિતિ જોવાની છે દરેક વ્યક્તિના અવલોકનનો હેતુ જુદો છે જો કે તે પાચે મનુષ્યો સાથે સાથે રહે છે, હરે છે, ફરે છે, અને જુવે છે, તો પણ તેમના મન ઉપર જ્ઞાનની જુદી જુદી છાપ પડે છે, કારણ કે તેમની ગ્રાહકશક્તિ અમુક હેતુથી નિયમિત થઈ છે મ સાર

વહેવારમા હરઘડીએ આપણે આ સત્ય અનુભવીએ છીએ, તેથીજ લોકોક્તિ છે, કે "કપાળે કપાળે જુદી મતિ". જ્યારે આપણુ જ્ઞાન આવી રીતે અમુક પ્રયોજનથી નિર્ણિત થાય છે, ત્યારે આપણે કોઈપણ પુસ્તકનો અભ્યાસ કરતા પહેલાં આપણે તે શા માટે વાચીએ તેનો સ્પષ્ટ ધ્યાન આપણા મગજમા લાવવો જોઈએ, એટલે પ્રથમ આપણે જેનો અભ્યાસ કરવા માગતા હોઈએ તેનો સ્પષ્ટ હેતુ આપણે જાણવો જોઈએ. આવા હેતુની અભ્યાસમા શી જરૂર છે તે હવે આપણે જોઈએ

ગિબન નામના ઇતિહાસકાર વિષે એમ કહેવાય છે, કે જ્યારે તે કોઈપણ ચોપડી વાચતો તે પહેલા પ્રથમ તે એકાત જગામા જઈ તેનું મથાળુ જોતો, અને તે કેટલે દરજ્જે અર્થસૂચક છે તેનો વિચાર કરતો પછી તેની અનુક્રમણિકા ઉપરથી પુસ્તકના વિચારની સકલના તથા મતા સત્ય સબધી તે વિચાર કરતો, અને ત્યાર બાદ પોતાની નોંધપોથીમા ગ્રથકર્તાને શુ કહેવાનુ છે તે પોતે કલ્પી તેના મુદ્દા લખી લેતો, અને ચોપડીના જુદા પ્રકરણમા કેવા કેવા વિચારની ગુથણી કરી છે તે પણ પોતે વિચારતો, આવી રીતે પ્રથમ તૈયારી કર્યા પછીજ તે પુસ્તકનું વાચન શરૂ કરતો આ પ્રમાણે મનની પૂર્વ તૈયારીને લીધે આપણને અમુક બાબતો ઉપર ખાસ લક્ષ આપવુ પડે છે અને જે હકીકતને આપણા નક્કી કરેલા હેતુ સાથે સબધ હોતો નથી તેને આપણે મૂકી દઈએ છીએ

ઉપર જણાવ્યા મુજબ હેતુ ધ્યાનમા રાખીને અભ્યાસ કરવાથી મુખ્ય એ ફાયદો થાય છે કે જે મુદ્દાની આપણને જરૂર હોય છે તેજ આપણા લક્ષમા રહે છે, અને તેના ઉપર ધ્યાન એકાગ્ર થવાથી તે બાબત આપણા મગજમા સચોટ રીતે અસર કરે છે

હેતુપૂર્વકના વાચનને લીધે વાચનારના મનમા ચોપડીમા શુ હોવું જોઈએ અને તેમા શુ નથી એ બાબત સભાળપૂર્વક ધ્યાનમા રહે છે અને તેથી તેમા તેને રસ પડે છે આપણે સાધારણ રીતે એમ કહીએ છીએ કે આ વિષય મને ઘણો રસિક લાગે છે હવે આ બાબત ઉપર આપણે વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે જે વસ્તુની આપણને જરૂર હોય અને તે આપણને મળે તોજ આપણને તેમા આનદ પડે છે જે વસ્તુની મનમા ઇચ્છા ઉદ્‌ભવતી નથી તે પ્રાપ્ત થાય તોપણ આપણને તેનાથી આનદ થતો નથી ત્યારે હવે રસ કે આનદ મેળવવા માટે આપણા મનમા તેની વાસના થવી જોઈએ, અને જો તે તૃપ્ત થાય તો આપણને

આનંદ થાય છે એ સ્પષ્ટ છે. આવી રીતે રસનું મુખ્ય ; કારણ આંતર ઇચ્છા કે જરૂર છે અને જ્યારે આપણે અભ્યાસ કરતી વખતે તેનો હેતુ ધ્યાનમાં રાખીએ છીએ ત્યારે આપણને તેમા રસ ઉપજે છે.

જગતમાં જુદી જુદી વ્યક્તિઓના સુખનાં સાધન જુદા જુદા હોય છે, અને તેનું કારણ તેમની ભિન્ન ભિન્ન પ્રકારની ઇચ્છા છે; તેથી અભ્યાસમાં હેતુસ્પષ્ટ હોયતો તેને લીધે આપણને આનંદ થાય છે. આપણા અભ્યાસમાં વળી બળ અને ઓજસ્ ઉત્પન્ન થાય છે. વિશેષમાં જે નવી હકીકત કે વિચાર ગ્રંથકર્તાએ લખ્યાં હોય છે તે આપણે તરત ગ્રહણ કરીએ છીએ, કારણે કે પ્રથમથીજ તે ઉપર આપણું લક્ષ હોય છે, આવી રીતે આપણા જ્ઞાનના ભંડોળમાં સારો વધારો કરી શકાય છે. અને લેખકનો શો આશય હોય છે તે આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ; વળી ખાસ હેતુના સબબે આપણું ચિત્ત એકાગ્ર થાય છે અને અભ્યાસમાં સારો રસ જામે છે.

જ્યા સુધી વાચનાર પ્રથમ તેના મનનું નિરીક્ષણ કરીને અમુક પુસ્તકનો શા માટે તેને અભ્યાસ કરવાની જરૂર છે એ નક્કી કરે નહિ, ત્યાં સુધી તેનો અભ્યાસ ઉપયોગી નીવડતો નથી. ગ્રંથકાર આપણા વિચાર કે માહીતમાં શું ઉમેરો કરે છે, તે આ પ્રમાણે આપણે હેતુ લક્ષમાં રાખવાથી સહેલાઇથી મેળવી શકીએ છીએ. ઘણી વખત સખત અભ્યાસ કર્યા છતા તે ફળદ્રુપ નીવડતો નથી, તેનું કારણ પ્રયોજનની ખામી છે પણ જ્યારે અભ્યાસનો હેતુ લક્ષમાં રાખવામા આવે છે ત્યારે તેમા રસ પડે છે. ઉપયોગી હકીકત ઝટ આપણે ગ્રહણ કરીએ છીએ અને તેથી આપણી વિચારશક્તિને પ્રોત્સાહન મળે છે. જો શિક્ષક પેતાને શીખવવાનાં પાઠનો હેતુ સ્પષ્ટ જાણે નહિ તો તે સારી તૈયારી કરી શકે નહિ અને તેથી વિદ્યાર્થીનામાં પણ રસ ઉત્પન્ન કરી શકતો નથી. બાળકને પણ જે શીખવાનું હોય છે, તેનો હેતુ સ્પષ્ટ શબ્દમાં તેને કહેવો જોઇએ, કારણ કે તેથી તેઓ તેટલીજ બાબત ઉપર બરોબર ધ્યાન આપવાનું શીખે છે, અને તેથી તેમની માનસિકશકિત નકામી જતી નથી.

---

## બીકન પદ્ધતિ પ્રમાણે વાચનનું શિક્ષણ

### એક શિક્ષિકાનો અનુભવ.

આ પદ્ધતિ શિક્ષણ શાસ્ત્રના એક જાણીતા સિદ્ધાંત મુજબ યોજવામાં આવી છે. એ સિદ્ધાંત એ છે કે બાળકોને પરિચિત વસ્તુઓ ઉપરથી અપરિચિત વસ્તુઓ ઉપર લઈ જવાં. અર્થ વગરના અક્ષરો કરતાં વાર્તામાં આવતા શબ્દોથી બાળકો વધારે પરિચિત હોય છે. તેથી આવી જાતના શબ્દોદ્વારા બાળકોને વાચનનું શિક્ષણ આપવાની આ પદ્ધતિમાં યોજના કરવામાં આવી છે.

### શીખવવાની રીત.

આ પદ્ધતિથી વાચનનું શિક્ષણ હું બાળકોને નીચે પ્રમાણે આપું છું.

પ્રથમ હું બાળકોને સહેલી અને રસિક વાર્તા કહું છું. વાર્તા કહેવામાં ૧૦ મિનિટથી વધારે વખત હું લેતી નથી. વાર્તાની વસ્તુ સમજાવનારાં ચિત્રો હું પ્રથમથી દોરી રાખું છું. વાર્તા કહેતાં કહેતાં દોરેલાં ચિત્રો બતાવું છું. આથી શીખવા તરફ બાળકોને રુચિ ઉત્પન્ન થાય છે અને તેમને આનંદ તથા રસ પડે છે. આખી વાર્તા કહી ગયા પછી અને તેનાં ચિત્રો બતાવી રહ્યા પછી બાળકોને જે વાક્ય શીખવવાનું છે તેજ વાક્ય પ્રશ્નો પૂછી કઢાવું છું. પછી તે વાક્ય કાળા પાટીઆ પર લખું છું અને તે વાક્યનો દરેક શબ્દ બાળકોને વારંવાર બતાવી તે શબ્દની સંપૂર્ણ છાપ બાળકોના મન ઉપર પડે ત્યાંસુધી બાળકોને મદદ કરી તે શબ્દ તેમની પાસે વારંવાર વંચાવું છું. આ રીતે આખા વાક્યનું જુદાં જુદાં બાળકો પાસે આઠ દસ વખત વાચન કરાવ્યા પછી જુદા જુદા શબ્દો ઉપર આંગળી મૂકી તે શબ્દોનું વાચન જુદાં જુદાં બાળકો પાસે પાંચ સાત વખત કરાવું છું. ત્યાર પછી પહેલી લીટીમાં મૂકેલા શબ્દો નીચે તેજ શબ્દ એક પછી એક મૂકી બાળકો પાસે નવા લખાએલા શબ્દો વંચાવું છું. પછી શબ્દો ઉલટ સુલટ પાટીઆ ઉપર લખી બાળકો પાસે વંચાવું છું. બાળકોના મન ઉપર દરેક શબ્દની સચોટ છાપ પડી છે તેની ખાત્રી થયા પછી એ વાક્યમાં વપરાએલા શબ્દોનાં પત્તાં જે મેં પ્રથમથી તૈયાર કરી રાખેલાં હોય છે તેનો ઢગલો બાળકો સમક્ષ મૂકી બાળકોને વારાફરતી એક એક શબ્દનું પત્તું લઈ જવા કહું છું. બાળકો આવી રીતે બધા શબ્દોનાં પત્તાં લઈ જાય, ત્યાર પછી ઉલટ

સુલટ શબ્દોના પત્તાં બાળકો પાસે પાછા માગું છું. ત્યાર બાદ પત્તાંઓનો ફરી ઢગલો કરી બાળકોને એ પત્તાઓ અનુક્રમે ગોઠવી વાક્ય બનાવવાનું કહું છું. આવી રીતે રોજ હું બાળકોને ક્રમીમાં ક્રમી એક વાક્યનું વાચન ઘણી સારી રીતે શીખવી શકું છું. એક માસમાં એક વાર્તાનું વાચન બાળકો બહુજ સહેલાઈથી શીખી શકે છે, એટલે એક માસમા બાળકો ૩૦ થી ૪૦ શબ્દો કડકડાટ વાચી શકે છે, તેમજ એ શબ્દોથી બનેલાં ગમે તે વાક્યો પણ કડકડાટ વાચી શકે છે. આ પદ્ધતિમા વારંવાર **પુનરાવર્તન** કરવાની ઘણી જરૂર પડે છે અને તેને માટે મોટા તથા નાના પત્તાંનો ઉપયોગ વારંવાર કરવો પડે છે.

આ પદ્ધતિથી વાચન શીખવવાને માટે વાર્તા પસંદ કરવામાં ખાસ કાળજી રાખવાની જરૂર છે. વાર્તામાં બને ત્યાં સુધી થોડા શબ્દો આવે તેમ કરવું. અને એકનો એક શબ્દ વારંવાર આવે તો ઘણુંજ સારૂં. દાખલા તરીકે—

એક શિઆળ હતું.

એ શિઆળ ભૂખ્યું હતું.

એ ભૂખ્યું શિઆળ ઓરડી નીચે ગયું.

વાર્તાઓ દ્વારા વાચન એક બે માસ શીખવ્યા પછી જુદા જુદા મૂળાક્ષરોનું જ્ઞાન આપવા માટે તેમ એ મૂળાક્ષરોનો શુદ્ધ ઉચ્ચાર શીખવવાને માટે આવીજ રીતે મળતા શબ્દોનું વાચન બાળકોને શીખવું છું. જેમકે:-'લ' અક્ષરનુ જ્ઞાન આપવાને બાળકોને લાલ, વાલ, ચાલ, ગાલ વગેરે મળતા શબ્દોમાથી 'લ' ઉચ્ચાર અને 'લ' નું લેખન શીખવું છું. તેવી રીતે હાર, બાર, ચાર, માર વગેરે શબ્દોમાંથી 'ર' ઉચ્ચાર તથા 'ર'-નું લેખન શીખવું છું. આ રીતે શબ્દની સાથે અમુક છુટા અક્ષરોની છાપ પણ બાળકોના મગજ ઉપર પાડી શકાય છે.

શરૂઆતમા લેખન કરતા વાચન ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. અક્ષરના તેમ શબ્દના જુદા જુદા આકારોની છાપ બાળકોના મગજ-માં સચોટ પડે ત્યાર પછી બાળકો એ અક્ષરો અને એ શબ્દો બહુ સહેલાઈથી લખી શકે છે. જ્યારે બાળકોને ચિત્રકામ શીખવું છું ત્યારે મૂળાક્ષરોને લગતા જુદા જુદા આકારો દોરતા શીખવું છું. આ આકારો દોરતી વખતે તેનો સંબંધ કોઈ **પદાર્થચિત્ર** સાથે છે એવો ખ્યાલ બાળકો-ને આપવામા આવતો નથી. હું **અ, બ**, કે **ત** એવો અક્ષર ચિતરૂં છું. કે લખું છુ એ બાળકો જાણતા નથી. પણ આડકતરી રીતે ચિત્રકામ

શીખતી વખતે બાળક મૂળાક્ષર લખતાં શીખે છે, તેમ તેના સ્નાયુઓ પણ કેળવાય છે આની રીતે થોડો મહાવરો થવાથી ગમે તે અક્ષર સહેલાઈથી લખવાની બાળકને ટેવ પડે છે કોઈ કોઈ વાર તો આખો શબ્દ પણ શીખવવામાં આવે છે.

આખી વાર્તા બાળકોને શીખવ્યા પછી હું તે વાર્તાની મોટા અક્ષરે લખેલી એક ચોપડી બનાવું છું વર્ગમાં જેટલા બાળકો હોય તેટલી ચોપડીઓ બનાવી દરેક બાળકને એક એક ચોપડી આપું છું, ને તેની પાસે વંચાવું છું કેટલીકવાર તો વાર્તાના ચિત્રો બાળકોને આપી તેમને સહેજ સહાજ મદદ કરી આખી વાર્તા બોલાવ્યા પછી ચોપડીમાથી તેમની પાસે વચાવું છું આની રીતે વાચન શીખવ્યાથી બાળકો કડકડાટ વાચે છે અને તેમને આનંદ તથા રસ પડે છે એમ હું મારા પોતાના પ્રત્યક્ષ અનુભવ ઉપરથી કહી શકું છું.

કેટલાક શિક્ષકોને એમ લાગશે કે આ બધા સાધનો તૈયાર કરવામા બહુ મહેનત પડે તેમ છે. હા મહેનત પડે છે એ વાત ખરી છે, પણ પહેલા વર્ષમા મહેનત પડશે, પણ પછી નહિ પડે એક વખત આવી જાતની વાર્તાઓ તથા ચિત્રોનો સટ તૈયાર કર્યા પછી દર વર્ષે તે કામ લાગશે, કારણકે આ સાધનો બાળકોને થોડોજ વખત આપવાના છે. પછી શિક્ષકે પોતાની પાસેજ રાખી મૂકવાના છે એટલે તે બગડશે નહિ બનતા સુધી દરેક વાર્તા શિક્ષકે એક મોટા ડ્રાઇંગ પેપર ઉપર લખવી અને પુનરાવર્તન કરાવતી વખતે બાળકો પાસે તે વાર્તા વચાવવી

### શિક્ષણના મુખ્ય મુદ્દાઓ.

૧ બાળકોને વાર્તા કહેવી

૨ વાર્તાના ચિત્રો બાળકોને બનાવવા

૩ બાળકોને પ્રશ્નો પૂછી વાર્તાનુ એક વાક્ય કઢાવવુ

૪ વાક્ય પાટીઆ ઉપર લખતાં જવુ અને જે શબ્દ લખો તે શબ્દ બોલતા જવુ કાળા પાટીઆ ઉપરનુ લખાણ સારૂં, સાફ અને મરોડદાર હોવુ જોઈએ

૫ વાક્ય સળંગ અટક્યા વગર બાળકોને મદદ કરી તેમની પાસે વચાવવુ

૬ વાક્ય અટકીને વાચવુ અને દરેક બાળક પાસે વચાવવુ

૭ શબ્દ નીચે તેજ શબ્દ લખી બાળકો પાસે વચાવવો

૮. શબ્દ નીચે જુદા શબ્દ લખી બાળકો પાસે વંચાવવો.

૯. સીડીની માફક લખવું અને બાળકો પાસે વંચાવવું.

૧૦. શબ્દો માટે તૈયાર કરી રાખેલા પત્તાંના ઢગલામાંથી બાળકોને એક એક પત્તું લઈ જવા હુકમ કરવો.

૧૧. બાળકો પાસે શબ્દવાર પત્તાં પાછાં માંગી લેવાં.

૧૨. પત્તાંના ઢગલામાંથી બાળકો પાસેથી જુદા જુદા શબ્દોના પત્તાં કઢાવી તેમની પાસે આખું વાકય કઢાવી વંચાવવું.

૧૩. આ પ્રમાણે જુદાં જુદાં બાળકો પાસે પત્તાની મદદથી વાકય બનાવડાવવું અને મોટે સાદે વંચાવવું.

૧૪. વાર્તાનાં બાકીનાં વાકય ઉપર પ્રમાણે શીખવવા.

અમદાવાદ,
તા. ૬-૮-૨૬

મેરી સેમ્યુઅલ સોલંકી
આ-શિક્ષક જમાલપુર શાળા નં. ૬,
અમદાવાદ મ્યુનિસિપાલીટી

---

## મૂળાક્ષરશિક્ષણ

### શબ્દ પદ્ધતિ

**ટીપઃ**—બોરસદ મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં આ પદ્ધતિ પ્રયોગમા મૂકવામાં આવી છે અને તે સરલ જણાઈ છે; તેથી આ હકીકત શાળાપત્ર વાચનાર માટે લખવામાં આવી છે.

#### ક. શબ્દપરિચય.

બાળવર્ગના શિક્ષક ઘર, રથ, થડ, ફણસ, ઢગ, જહર, હળ, વડ, નટ, ખલ, ધમણ, ચમર, બગદ, ભમર, ઉતરડ, પણછ, છપર, ઝરણ, અજગર, કળશ ને ઋષભ, એવા ૨૧ ચિત્રો તૈયાર કરે છે અને તેની નીચે ચિત્રનું નામ મોટે ને સારે અક્ષરે લખે છે. હવે જે છોકરૂં શાળામાં આવે તેને આ ચિત્રો દેખાડે છે અને તેના નામ શીખવે છે. નામ આવડી જાય છે એટલે બાળકનું ધ્યાન ચિત્રની નીચે લખેલા નામ તરફ ખેંચવામાં આવે છે, એટલે ચિત્રના નામના આખા શબ્દની છાપ બાળકના મગજ પર પડે છે. એકાદ બે ચિત્રના નામ તરફ શિક્ષક બાળકનું ધ્યાન ખેંચે છે એટલે બાળક પોતાની મેળે દરેક ચિત્રનું નામ વાંચવા મંડે છે. એકાદ બે દિવસ એમ વાંચે છે એટલે પછી ચિત્ર તરફ ધ્યાન ખેંચ્યા સિવાય બાળક ચિત્રનાં નામના શબ્દો વાચી શકે છે.

આટલું થાય છે એટલે શિક્ષક બાળકનાં હાથમાં એક પેટી આપે છે. આ પેટીમાં જે ચિત્રોના શબ્દો તેઓ ચિત્રો નીચે વાંચી ગયાં તે શબ્દોનાં ચિત્રો વગરનાં ૨૧ પત્તાં હોય છે. બાળકને એ પેટી ઉઘાડવાનું અને તેમાંના શબ્દો વાંચવાનું કહે છે. બાળક ઝપાટાબંધ તે શબ્દો વાંચી જાય છે, પણ કદાચ ભૂલ કરે છે તો શિક્ષક ચિત્ર નીચેના શબ્દ તરફ ધ્યાન ખેંચી સુધરાવે છે. એક બે દિવસમાં બાળક આ પેટીમાંના શબ્દો ભૂલ વગર વાંચી શકે છે.

હવે શિક્ષક કાળી પાટી પર તે ૨૧ પૈકીના જુદા જુદા શબ્દો વારાફરતી લખે છે ને બાળકને વાંચવા કહે છે. બાળક ભૂલ વગર વાંચી શકે છે તો માને છે કે શબ્દપરિચય સારો થઈ ગયો છે. ત્યાર પછી અક્ષર પરિચય આપવા તૈયાર થાય છે.

ख. અક્ષરપરિચય

ઉપરની ક્રિયામાં બાળકને શબ્દપરિચય બરાબર થઈ જાય છે, પણ કચાશ રહી હોય છે તો તે આ ક્રિયામાં દૂર થઈ જાય છે.

પોતે તૈયાર કરેલું પાટી પરનું ચિત્ર શિક્ષક વર્ગ સમક્ષ મૂકે છે (દાખલા તરીકે ઘરનું). બાળકોનું ધ્યાન તેના તરફ ખેંચે છે. શેનું ચિત્ર છે તે પૂછે છે અને કહાવે છે કે ઘરનું. પછી 'ઘર'નો ઉચ્ચાર બરાબર કરાવે છે અને નીચે લખેલા ઘર શબ્દ તરફ ધ્યાન ખેંચે છે. પછી બે ત્રણ વાર બાળકોને બોલાવે છે કે ઘર, ઘર, ઘર. બાળકો શબ્દનો ઉચ્ચાર બરાબર કરે છે એવી ખાતરી થાય છે એટલે એકેક અક્ષર પર પોઇંટર મૂકી બોલાવે છે કે ઘ...ર. આ રીતે બેચાર વાર બોલાવે છે એટલે બાળકો સમજી જાય છે કે પહેલો તે 'ઘ' ને બીજો તે 'ર'. પછી જુદા જુદા અક્ષરો પર વારાફરતી પોઇંટર મૂકી બાળકોને વાંચવા કહે છે.

હવે શિક્ષક કાળા પાટીઆ પર કોઈવાર 'ઘ' ને કોઈવાર 'ર' લખે છે ને બાળકોને વાંચવા કહે છે. બાળકો ભૂલ ન કરે એટલે આગળ વધે છે.

પછી શિક્ષક 'ઘ' ને 'ર' નાં પત્તાં સાથે બીજા અક્ષરોનાં થોડાં પત્તાં મેળવી દરેક બાળકને આપે છે અને કહે છે, કે તમારા પત્તામાંથી 'ઘ' શોધીને તમારી આગળ મૂકો. 'ર' શોધીને મૂકો. આમ બેત્રણ વાર 'ઘ' ને 'ર'નાં પત્તાં કઢાવે છે એટલે બાળકોનાં મગજ પર બન્ને અક્ષરોના ઘાટની છાપ સજ્જડ પડી જાય છે.

હવે શિક્ષક બાળકોને પોતાની ચોપડી લેવા કહે છે. તેમાંથી ઘરનું

ચિત્ર કઢાવે છે. તેમાથી ઘર શબ્દ બતાવવા કહે છે. તેમજ ઘ ને ર પર, ઉલટાસુલટા બોલી, આગળી મૂકાવે છે. પછી ચોપડીમાથી મૂળાક્ષરવાળું પૃષ્ઠ કઢાવે છે અને તેમાથી ઘ ને ર શોધાવે છે.

દિવાલ પર મોટે અક્ષરે લખેલા કોઈ નામ હોય તેમાથી પણ ઘ ને ર બતાવવાનું કહેવામા આવે છે.

હવે પછી શિક્ષક બાળકોને મૂળાક્ષરની રમત રમાડે છે. તે એવી રીતે કે બાળકોની સંખ્યા જેટલા 'ઘ' ને 'ર' ના પત્તા લઈ તેમા બીજા અક્ષરોના પત્તા મેળવે છે પછી તે બધા પત્તા વર્ગની આગળ જમીન પર પાથરે છે અને બાળકોને ઉભા કરી કહે છે કે હું કહું તે પત્તુ તમારે આમાથી શોધી લઈ પોતાની જગાએ દોડી જવાનું છે. પછી શિક્ષક બોલે છે કે 'ઘ' એટલે બાળકો તરત દોડે છે અને 'ઘ'નું પત્તુ લઈ વહેલા વહેલા પોતાની જગાએ દોડી જાય છે. તે નંખાવી દઈ 'ર' શોધવાનું કહે છે આમ બે ત્રણ વાર કરાવે છે. બાળકોને આ રમતમા બહુ મઝા પડે છે.

ઉપર પ્રમાણે અક્ષરપરિચય થાય છે. એક ચિત્રના અક્ષરોનો પરિચય બરાબર થઈ ગયા પછી બીજું ચિત્ર બતાવે છે અને તે ઉપરથી ઉપર પ્રમાણે અક્ષરપરિચય કરાવે છે. બે ત્રણ અઠવાડિઆમા આ રીતે બાળકોને બધા મૂળાક્ષરોનો પરિચય થઈ જાય છે.

### ग. શબ્દ બનાવવા

થોડા અક્ષરોનો પરિચય થઈ ગયા પછી શિક્ષક બાળકોને અક્ષરોના પત્તા આપે છે અને શબ્દ બનાવવાની રમત રમાડે છે તેમ કરતા તે નીચેના ત્રણ રીતો વાપરે છે.

૧ જુદા જુદા અક્ષરોના પત્તા એક પછી એક કેવડાની બાળકો પાસે શબ્દ ગોઠવાવે છે, ગોઠવેલો શબ્દ વચાવે છે, જરૂર હોય તો સમજાવે છે ને કાળા પાટીઆ પર લખે છે

૨. શિક્ષક એક વસ્તુ કે ચિત્ર બતાવે છે, તેનુ નામ પૂછે છે, ઉચ્ચાર કરાવે છે, અને તે નામ પ્રમાણે પત્તા ગોઠવવા કહે છે બાળકો ગોઠવે છે પણ જો કોઈ ભૂલ કરે છે તો કાળા પાટીઆ પર વસ્તુનુ નામ લખી તે તરફ ધ્યાન ખેંચી સુધરાવે છે.

૩. શિક્ષક બાળકોને કહે છે કે તમારી મરજી પ્રમાણે પત્તા ગોઠવીને કોઈ એક શબ્દ બનાવો, એટલે બાળકો પોતાની મેળે પોતાને ગમતા શબ્દો બનાવે છે શિક્ષક દરેકને પોતાનો શબ્દ વાચવા કહે છે આ

ક્રિયામાં જુદા જુદા બાળકોના શબ્દો જુદા જુદા થાય છે, પરંતુ બાળકો જાતે શબ્દ બનાવે છે એટલે તેઓ બહુ ખુશ દેખાય છે અને તે સાથે તેમનામાં સ્વાશ્રયના બી રોપાય છે

આ રમતો વખતે બાળકો જાણે છે કે અમે રમીએ છીએ, પણ શિક્ષકનો હેતુ શબ્દરચના શીખવવાનો છે તે પાર પડે છે.

### ઘ. અક્ષરપાટીની રમત

બાળવર્ગના શિક્ષક કાર્ડબોર્ડપર ખાના પાડી નીચે પ્રમાણે કેટલીએક અક્ષરપાટી તૈયાર કરે છે, અને દરેક પાટી સાથે અક્ષરોના નાના પત્તાની એક દાબડી પણ રાખે છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ચ | છ |
| જ | ઝ | ટ | ઠ | ડ | ઢ |
| ણ | ત | થ | દ | ધ | ન |
| પ | ફ | બ | ભ | મ | ય |
| ર | લ | વ | શ | ષ | સ |
| હ | ળ | અ | ઇ | ઉ | ઋ |

આવી એકેક પાટી અને એકેક દાબડી દરેક બાળકને આપે છે અને કહે છે કે દાબડીના અક્ષરોના પત્તા પાટી પરના અક્ષરો પર ગોઠવી લાવો બાળકો ઝપાટાબંધ ગોઠવવા માંડે છે અને શિક્ષકને બતાવવાને દોડી આવે છે ભૂલ વગર ને જલદી મૂકી લાવનારને શાબાશી મળે છે એટલે અક્ષરપરિચય ઉપરાંત ચપળતાનો ગુણ ખીલે છે

### ઙ. મૂળાક્ષર લેખન

હવે શિક્ષક લેખન કરાવવા તૈયાર થાય છે તે કોઈપણ એક અક્ષર લખતા શિખવવાનું પસંદ કરે છે અને તે અક્ષર રેતીનો બનાવ્યો હોય તેવું પત્તું દરેક બાળકને આપે છે ને તેનું નામ પૂછે છે બાળકને તે અગાઉ પરિચય થઈ ગયો છે એટલે તરત નામ કહે છે પછી તે પત્તાને બાળકોની

સામે મૂકાવે છે અને ડાબે હાથે દાબવા કહે છે, અને જમણા હાથની આગળી તે પર ફેરવાવે છે. પોતે નમુનો આપે છે તેમ બાળકો આગળી ફેરવે છે. બાળકો ભૂલ વગર બરાબર આગળી ફેરવી શકે ત્યાસુધી આ ક્રિયા કરાવે છે એટલે આગળીની ત્વચા ને સ્નાયુ કેળવાય છે.

હવે શિક્ષક દરેક બાળકને પાટલી પર થોડી થોડી રેતી આપે છે. બાળકો તેને પાટલી પર પાથરે છે. પછી શિક્ષક તેમની પાસે રેતીમા આગળીથી અક્ષરો કઢાવે છે. બાળકોની આગળી ઉપરની ક્રિયામા ટેવાઈ ગઈ હોય છે એટલે તરત તેઓ રેતીમા અક્ષરો કાઢે છે. શિક્ષક બે ચાર વાર એમ કઢાવે છે એટલે બાળકોની આગળી સારી પેઠે કેળવાય છે.

હવે શિક્ષક દરેક બાળકને સ્લેટ પેન લેવા કહે છે. પેન બરાબર પકડાવે છે અને દરેકને સ્લેટમા અક્ષર કાઢવા કહે છે. બાળકો તરતજ કાઢી લાવે છે, તેમ છતા જો પ્રમાણમા કઈ ફેર કરતા માલમ પડે છે તો શિક્ષક કાળા પાટીઆપર સારા માપનો નમુનો આપે છે, એટલે બાળકો સુંદર અક્ષરો કાઢે છે. એમ એક અક્ષર આવડે છે કે બીજો શરૂ કરે છે. એકાદ અઠવાડિઆમા તો બાળકો બધા અક્ષરો લખતા શીખી જાય છે.

લખતા શીખવવામા શિક્ષક ગમે તે ક્રમ પસંદ કરી શકે છે, પણ ઉેવટ શાસ્ત્રીય ક્રમે લખાવે છે સ્નાયુગતિને અનુસરી અમે નીચેનો ક્રમ પસંદ કર્યો છે.

क. ડાબી તરફથી શરૂ થતી સ્નાયુગતિવાળા અક્ષરો

ન, મ, પ, ય, ખ, ગ, જ, ઝ, ઉ, ર, સ, શ, ચ, અ, ટ, ઢ, ષ, થ.

ख. જમણી તરફથી શરૂ થતી સ્નાયુગતિવાળા અક્ષરો

હ, વ, ળ, બ, દ, ઈ, છ, ધ, ધ, ડ, ઠ, લ, ણ, ક, ફ.

ग નીચેથી શરૂ થતી સ્નાયુગતિવાળા અક્ષરો

ત, ભ,

મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કૉલેજ, બોરસદ — રતનશી પુરુષોત્તમ અનઘ



# સુરત જિલ્લામાં કામ કરતી કેટલીક પ્રાથમિક શિક્ષણની સંસ્થાઓ અને તેમાં થતું અગત્યનું કામ

ઉનાળાની રજાઓમા સુરત જિલ્લાના પારડી તાલુકામા પારડી, ઉદવાડા ને વાઘછીપાની શાળાઓ જોઈ મને ઘણો આનંદ થયો કાંઈ ને કાંઈ નવુ કરવુ ને વિદ્યાર્થીઓમા નવુ શીખવા માટે વધુ ઉત્સાહ પ્રેરાય એ પોતાનું કર્તવ્ય છે એમ સમજી એજ વિચારમા શિક્ષકો અહીં કામ કર્યે જાય છે તાલુકામા નિશાળના નિયમિત અભ્યાસ ઉપરાંત ચિત્તાકર્ષક સસ્થાઓ જે માલમ પડી તે આ છે-**ફરતી લાયબ્રેરી,** રાત્રિશાળા, **ખેતીવાડીવર્ગ,** સ્કાઉટિંગ અને કોઓપરેટિવ (સહકારી) મડળ.

## ૧. ફરતી લાયબ્રેરી

મે એજ્યુ. ઈ મિ નગીનની સૂચના ને સલાહથી સગ પુરષોત્તમદાસ ઠાકોરદાસ નાઈટે રૂ ૧૦૦૦ ની રકમ આપી અને પારડી તાલુકો ફરતી પુસ્તકશાળા માટે અખતરા તરીકે પસંદ કરવામા આવ્યો, પારડી તાલુકાના આ ઉદ્યોગી મિ કસનજીએ તાલુકાના દરેક નિશાળવાળા ગામમા ભણતા બધા છોકરા પુસ્તકોનો લાભ લે એવી રીતે સને ૧૯૨૫ ના નવેમ્બરમા એ યોજનાને અમલમા મૂકી લાયબ્રેરીના ત્રણ ભાગ પાડવામા આવ્યા છે ૧ ફર્સ્ટ ગ્રેડ નિશાળો માટે, ૨. સેકન્ડ ગ્રેડ નિશાળો માટે, અને ૩ કન્યાશાળાઓ માટે ફર્સ્ટ ગ્રેડની નિશાળોના ૩ ગ્રુપ ને દરેક ગ્રુપમા ચાર ચાર નિશાળો, સેકન્ડ ગ્રેડની નિશાળોના ૭ ગ્રુપ ને દરેક ગ્રુપમા ૭ ૭ નિશાળો, ને કન્યાશાળાઓના ૨ ગ્રુપ ને દરેક ગ્રુપમા ચાર ચાર નિશાળોનો સમાવેશ કર્યો છે દરેક ગ્રુપમા જેટલી નિશાળોનો સમાવેશ કર્યો હોય તેટલી પેટી ફરતી રહે છે દાખલા તરીકે ફર્સ્ટગ્રેડની નિશાળોમા દરેક ગ્રુપમા ચાર ચાર પેટી ફરતી રહે છે દરેક પેટીમા જુદી જુદી જાતના પુસ્તકો મૂકવામા આવ્યા છે ધાર્મિક, ઐતિહાસિક, નૈતિક ને ગમત સાથે જ્ઞાન ને બોધ આપનારા, સાદી ને સરળ ભાષામા લખાએલા, બાળકોના હાથમા વિના સંકોચે મૂકાય એવા પુસ્તકોની પસંદગી કરવામા આવી છે દરેક પેટી ફર્સ્ટગ્રેડ નિશાળોમા એક એક માસ, સેકન્ડગ્રેડ નિશાળોમા બે બે માસ અને કન્યાશાળાઓમાં દોઢ દોઢ માસ રહે છે તે દરમિઆન ઘણાખરા પુસ્તકો વચાઈ રહે છે મુદત પુરી

થયે દરેક પેટી બીજી નિશાળમાં મોકલી આપવામાં આવે છે. પેટી મોકલી આપવાનું કામ હેડમાસ્તર કે હેડમિસ્ટ્રેસને શીર રહે છે. ફરદેક નિશાળોમાં દર માસે પેટી કેવી રીતે ફેરવાય છે તે આંકમાં બતાવ્યું છે, તે ઉપરથી પેટીઓનો લાભ દરેક નિશાળને શી રીતે મળે છે તેનો ખ્યાલ આવશે.

વખતપત્રકમાં રાખેલા વધુ વાચનના વખતમાં આ પુસ્તકોનો ઉપયોગ થાય છે. બાળકો ઘણા ઉત્સાહ ને આનંદથી તે પુસ્તકો વાંચે છે. ગામડાની નિશાળોના કેટલાક વિદ્યાર્થીઓને તેમના ચાલતા પાઠ્ય પુસ્તકો સિવાય અન્ય પુસ્તકો ગુજરાતી ભાષામાં અસ્તિત્વમાં હશે કે કેમ તેનું પણ ભાન નથી હોતું. તેવા વિદ્યાર્થીઓમાં આવા જુદા જુદા પ્રકારના પુસ્તકો આપી વધુ વાચન માટે પ્રેમ ઉત્પન્ન કરવો એ ખરેખર આનંદજનક છે. કેટલાક પ્રશ્નો મે બાળકોને પૂછ્યા અને તેમના ઉત્તરથી મને ઘણો સંતોષ થયો મને ખાતરી થાય છે કે આ અખતરો ફતેહ પામ્યો છે અને લાયબ્રેરીનો સારામાં સારો ઉપયોગ મરજતાથી થાય છે આવતે વર્ષે હું ધારું છું કે બીજા તાલુકાને તેવો લાભ મળશે આવી યોજના જો બીજા જિલ્લાઓમાં ઘડાય તો પ્રાથમિક કેળવણી કેટલી બધી આગળ વધવા પામે!

## ૨. રાત્રિશાળા

પારડી તાલુકામાં બધી મળી ૧૬ રાત્રિશાળાઓ છે અને લગભગ ૬૦૦ વિદ્યાર્થીઓ લાભ લે છે પારડી સ્ટેશનથી દશ માઈલ ઉપર આવેલી વાઘછીપાની રાત્રિશાળાની મુલાકાત મેં રાત્રે ૯ વાગે લીધી. વસ્તી બધી કાળીપરજની એટલે દિવસે ખેતરમાં કે ફદરનિર્વાહાર્થે કોઈ પણ જાતની મજુરીએ જાય, અને રાત્રે ૧૦-૧૦॥ સુધી ભણે આ શાળામાં ભણવા આવનારની ઉંમર ૧૫ થી માંડી ૪૫ સુધી જાય છે. કેટલાક વાચનમાળાની ચોપડી વાચતા હતા, કેટલાક હિસાબ ગણતા હતા, ને કેટલાક શબ્દો લખતા હતા. મેં તેમનો અભ્યાસ તપાસ્યો તો ગણિત, વાચન ને લેખનનું કામ સારું માલમ પડ્યુ. વધારે આશ્ચર્યકારક મને તો એ લાગ્યું કે તમામ વિદ્યાર્થીઓની મુખમુદ્રા આનંદ ને ઉત્સાહથી છવાએલી હતી નિશાળ માટે એક જણે પોતાનું મકાન આપ્યુ, વળી તેણે ફાનસ આપ્યા કામ બે વર્ષથી ચાલે છે મુખ્યત્વે કરીને આવી જાતના લોકોનો વિદ્યા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવો તેમજ તેમને સાધારણ કંઇક કેળવણીની જરૂર છે એવું તેમના મનમાં ઠસાવવું એ કામ ઘણું કઠણ છે, પણ કાર્યવાહકો પોતાનું આ રૂડું કર્તવ્ય છે એમ સમજી આ દિશામાં સતત પ્રયત્ન કર્યા જાય છે. આવી સંસ્થાઓને વધારે સહાનુભૂતિ મળતા આગળ ઉપર હાથ કરે છે તેના કરતાએ

વધારે સારૂં કામ કરશે એવાં ચિહ્નો સંસ્થાના ચાલકોની ભાવના જોતાં જણાઈ આવ્યા વિના રહેતા નથી.

આવી રાત્રિશાળાઓ ઠેર ઠેર દેશમાં સ્થપાય અને કંઈ નહિ તો ફક્ત સાધારણ મુખગણિત, વાચન, ને લેખન શીખવાય તોપણ દેશને જરૂર ફાવશે છે કેળવાયેલા માણસોના સહવાસમાં નહિ આવી શકવાથી તેમજ આજીવિકા માટે આખો દિવસ મહેનત મજુરી કરવાની હોવાથી આ પ્રજા મોટે ભાગે પાછળ પડતીજ રહે છે અને અજ્ઞાનને લીધે વેપારી ને સાહુકારોના પંજામાં આવી કચડાઈ જાય છે, તે સાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી થતું અશક્ય છે. હું ધારૂં છું કે આ કામ ઉપ્યુરિઓ જો ધારે તો ઘણી સહેલાઈથી કરી શકે તેમ છે.

### ૩. નિશાળોમાં હસ્તકળા

નકામી એટલે ઘરના કે લોકોના ઉપયોગમાં નહિ આવતી ચીજો ભેગી કરી તેમાંથી નાનું ઝુંપડું, છાપરાં, ટોપલીઓ, પ્યાલા, સ્લેટનું ફ્રેમ, લખોટાયંત્ર વગેરે વગેરે ચીજો વિદ્યાર્થીઓ બનાવે છે તે સિવાય ઘાસ ને સરકટમાંથી બનાવેલી બળદગાડી, હળ, બંગડીઓના કડકા કાર્ડબોર્ડ પર સરસથી ચોંટાડી નદી, દરીઓ, કિનારા પર ઝૂકી રહેલા ઝાડ, નાળીએરી વગેરેનો દેખાવ, કેનવાસમાં દોરાથી ગુંથી ગુજરાત, હિંદુસ્તાન વગેરેના નકશા—આ બધું હસ્તકામ જોનારનું મન રંજન કરે છે

અનેક કન્યાશાળામાં શીવવાનો સંચો છે અને કાળીરજની છોકરીઓને શીવતા જોઈ હરકોઈને આનંદ થાય કન્યાશાળાઓમાં તેમજ છોકરાઓની શાળાઓમાં પણ એક સહકારી મંડળ (કોઓપરેટિવ સોસાઇટી) છે, જે પુસ્તકો, નોટ, કાગળ, પેન્સિલ વગેરે બાળકોને પૂરા પાડે છે.



### પેટીઓની ફેરફારી દર્શાવતો આંક

| મહિના. | પારડી તા. સ્કૂલ | વાઘછીપા | ઉમરસાડી મુખ્ય | પલસાણા મુખ્ય | રેંટલાવ | પરીઆ | ડુકવાડા | અંબાચ | કોપરલી | દેગામ | વાપી મુખ્ય | પદાર મુખ્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નવેમ્બર | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ |
| ડિસેમ્બર | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | ·૩ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | ·૪ |
| માર્ચ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ |
| એપ્રિલ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ |
| મે | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ |
| જૂન | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ |
| જુલાઈ | ૨·૧ | ૨·૨ | ૧·૩ | ૨·૪ | ૨·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ | ૧·૪ |
| ઑગસ્ટ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ | ૧·૩ |
| સપ્ટેમ્બર | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ | ૧·૨ |
| ઑક્ટોબર | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૨·૧ | ૨·૨ | ૨·૩ | ૨·૪ | ૩·૪ | ૩·૩ | ૩·૧ | ૩·૨ | ૧·૧ |

ટીપઃ—પૂર્ણાંક આંકડો ગ્રૂપનો નંબર સમજવો અને દશાંશ અપૂર્ણાંકનો આંકડો પેટીનો નંબર સમજવો.

મણિલાલ બાપુજી ગાંધી,
આ. માસ્તર, પ્રે. રા. ટ્રે. કૉ.,
અમદાવાદ.



# શાળાઓમાં શારીરિક કેળવણીની વ્યાવહારિક પદ્ધતિ

થોડાક સમયથી શારીરિક કેળવણીના સંબંધમાં આપણા દેશમાં ઠીક જાગૃતિ આવી છે. લોકો તેની અગત્ય પીછાનતા થયા છે તેમજ સરકારે પણ તે બાબત હવે ઘણીજ જરૂરી ધારી ગંભીર પણે હાથ લીધી છે. ગયા વર્ષના શાળાપત્રના જુલાઇ-ઓગસ્ટના અંકમાં એ સંબંધે લેખો લખવામાં આવ્યા હતા. બે વર્ષ થયાં સરકારે આ કામ માટે એક ખાસ અનુભવી મિ. વેબર નામના અમેરીકન ગૃહસ્થને શારીરિક કેળવણીના ડાઇરેક્ટર તરીકે, આપણા ઇલાકાની શાળાઓમાં શારીરિક કેળવણી નિયમસર દાખલ કરવા માટે રોકેલા છે. તે સંબંધીનો ઇસારો આગળના લેખમાં કરવામાં આવ્યો છે. મિ. વેબર યુનાઇટેડ સ્ટેટસના માસાચ્યુસેટસની વિદ્યાપીઠના શારીરિક કેળવણીના ગ્રેજ્યુએટ છે અને ત્યાં આગળ તેમણે લાંબો વખત આ પ્રકારનું શિક્ષણ અને પ્રચારનું કામ કરેલું છે. તેમણે મુંબઈમાં શાળાના શિક્ષકો તેમજ બીજાઓ માટે ઘણા વર્ગો ચલાવ્યા છે, અને હાલમાં તે ઇલાકામાં ઠેર ઠેર પ્રચાર કરવા માટે નીકળ્યા છે. આપણા ગુજરાતને તેમનો લાભ પહેલવહેલો મળ્યો છે. ઓક્ટોબરની શરૂઆતથી તેમણે સુરત, અમદાવાદ, ભરૂચ તથા નડિઆદ એમ દરેક સ્થળે થોડાક દિવસ રહી અંગ્રેજી-શાળાઓના શિક્ષકોને રોજ સવાર સાંજ ભેગા કરી શારીરિક કેળવણીના સિદ્ધાંતો ઉપર ઘણાજ મનન કરવા યોગ્ય વ્યાખ્યાનો આપ્યાં છે, એટલુંજ નહિ પણ તે સિદ્ધાંત મુજબ ડ્રિલ-રમત વગેરે દ્વારા કેળવણી કેમ આપી શકાય તેની વ્યાવહારિક તાલીમ પણ લગભગ ૨૫૦ ઉપરાંત શિક્ષકોને આપી છે. મિ. વેબરના ભાષણોના મુખ્ય મુદ્દા પ્રાથમિક શિક્ષકોને પણ ઘણાજ ઉપયોગી થઈ પડશે એમ ધારીને તેનો સાર અત્રે આપવાનો પ્રયત્ન કર્યો છે.

અત્યાર સુધીનો એક ખોટો ખ્યાલ પહેલવહેલો દૂર કરવાની જરૂર તેમણે જોઈ હતી. શારીરિક કેળવણી એટલે શરીર કસાય, સ્નાયુઓ મોટા અને મજબુત થાય, શરીર સુંદર દેખાય અને મનુષ્ય ઘણો બળવાન થાય એમ સાધારણ માન્યતા છે, પણ તેમના મત મુજબ આપણો આદર્શ તો, માણસમાં સ્ફૂર્તિ રહે તેને કામ કરવાની ઇચ્છા થાય, શરીરમાં ફેફસાં, હોજરી વગેરે પોતાનું કામ નિયમસર સારી રીતે કરે, લોહીનું ભ્રમણ અને શુદ્ધિ બરોબર થાય અને એ રીતે માણસ સંપૂર્ણ તંદુરસ્તી ભોગવે એ હોવો જોઈએ.

બળવાન માણસ હમેશાં તંદુરસ્ત હોય છે એ ખ્યાલ ખોટો છે

દુનિયાનો સૌથી બળવાન મનાતો માણસ–સેન્ડો–૫૮ વર્ષની ઉંમરે મગજમાં લોહીની નસ તૂટવાથી ગુજરી ગયો. તે ખરી રીતે તંદુરસ્ત ગણાય નહિ. દુનિયાનો મોટો વજન ઉપાડનાર ઉસ્તાદ ૩૮ વર્ષની ઉંમરે ગુર્દાના દરદથી મૃત્યુ પામ્યો અને મલ્લો પણ પેટના કે બીજા દરદો માટે દવા લેતા હોય એવા દાખલા આપણે જાણીએ છીએ. મલ્લ અને કુસ્તીબાજનું આયુષ્ય સાધારણ માણસના કરતા પણ ઓછું છે એમ તેમના મરણના આંકડા ઉપરથી જણાઈ આવે છે. હવે આ ઉપરથી સમજી શકાશે કે બળ અને તંદુરસ્તી હમેશા સાથે હોયજ એમ નથી. એક ઘણીજ સુંદર મોટરકાર હોય, અને તે ઘણીજ મજબુત હોય, પણ થોડું ચાલતા જો તેનું સાચાકામ બગડી જાય તો, તે મોટર આપણા ઉપયોગ માટે નકામી થાય છે, એટલે આપણો આદર્શ મલ્લો ઉત્પન્ન કરવાનો નહિ પણ **તંદુરસ્તી માણસો** ઉત્પન્ન કરવાનો હોવો જોઈએ. વળી હિંદુસ્તાનના દરેક દરેક બાળકને આપણે બળવાન બનાવી શકીએ નહિ. પણ તેમને બધાને જો આપણે ધારીએ અને પ્રયત્ન કરીએ તો **તંદુરસ્ત** તો જરૂર બનાવી શકીએ. આપણા દેશમા હાલ તંદુરસ્તી સુધારવાની ઘણી જરૂર છે.

તંદુરસ્તીને માટે મુખ્ય જરૂર શ્વાસોચ્છાસની બરોબર ક્રિયાની, લોહીની શુદ્ધિ, અને તેનું ભ્રમણ બરોબર થાય તેની અને પાચનની યોગ્ય ક્રિયાની છે. તેટલા માટે કસરતની જરૂર હાથ પગના સ્નાયુઓ કરતા છાતી, પેટ અને આંતરડાના સ્નાયુઓને ઘણીજ વધારે છે અને પેટના સ્નાયુઓને આપણે ઘણીજ ઓછી કસરત આપીએ છીએ. શરીરના બીજા સ્નાયુઓને તો આપણી સાધારણ હીલચાલથી અને કામકાજથી જરૂરી કસરત મળી રહે છે, પણ પેટના સ્નાયુઓને તે મળતી નથી. તેમજ દીર્ઘ શ્વાસ–ફેફસાને સંપૂર્ણ રીતે વિસ્તારીને–લેવાની પણ તેટલીજ જરૂર છે.

તંદુરસ્તી માટે સૌથી પહેલા તો **ઉભા રહેવાની યોગ્ય ઢબની** ખાસ અગત્ય છે. કેળવણીકારો કહે છે કે **બરોબર ઉભા રહેવાની બેસવાની અને ચાલવાની ટેવ પડે તો શારીરિક કેળવણીનું અરધું કામ તો થઈ ગયું** કહેવાય. ડોક ટટાર ઉંચી, કાન બરોબર ખભા ઉપર, નજર સામે, ખભા પાછળ–હાથ સીધા લટકતા, છાતી એની મેળે ખભા પાછળ જવાથી ઉંચી તરી આવતી, પેટ અંદર પડતું પગ સીધા ટટાર અને પગની પાનીઓ બન્ને અડોઅડ ભેગી હોય (૪૫ અંશને ખૂણે નહિં) એ મુજબ વિદ્યાર્થીઓએ ઉભા રહેવું જોઈએ. ટૂંકામા ઉંચા ઉભા રહો જાણે ઉંચે ને ઉંચે આકાશ

તરફ વધતું છે એમ શરીર ઉંચે ઉપડતુંજ રહેવું જોઈએ. બે પગની પાનીઓ ભેગી રાખવાનું કુદરતી છે અને મિ. વેબર તેના ઉપર ઘણોજ ભાર મૂકે છે. તેના શાસ્ત્રીય કારણોમાં ઉતરવાનું આ સ્થાનો યોગ્ય નથી. પણ પાનીઓ ભેગી રાખવાથી શરીરનું સમતોલપણું જળવાઈ તંદુરસ્તીને ફાયદો કરે છે એ ચોક્કસ છે. આ પ્રમાણે ઉભા રહેવાથી વારંવાર તેનો મહાવરો કરવાથી તેની ટેવ પડી જવી જોઈએ. એવી ટેવ પડવાથી છાતીનો ભાગ ખભાને લીધે ઉંચકાતો રહેવાથી, ફેફસાં હૃદય, પાંસળીઓ વગેરેનો ભાર પેટ ઉપર મુદ્દલ પડતો નથી, હોજરી પર દબાણ થતું નથી અને તેથી પાચન ક્રિયાને ખલેલ પહોચતું નથી. બરોબર ઉભા રહેવાની આપણને ટેવ નહિ હોવાથીજ આપણામાના ઘણાને પેટનાં દરદો જેવા કે અપચો. બંધકોશ વગેરે, થાય છે એમ તેમનું માનવું છે. આવા દરદો સહજમાં સુધારી શકાય એમ છે. ચાલવામા પણ આપણે માથું આગળ નાખીને ચાલીએ છીએ, તે ખોટું છે. સીધા ટટાર સામી નજરે આપણે ચાલવું જોઈએ. પગ વારાફરતી ચાલ્યા કરે અને શરીર તો હવામા જાણે એક સરખા વેગથી આગળ જરા પણ વળ્યા વગર આખું ને આખું જમીનને સમાન્તર ચાલતું હોય એમ આપણને લાગે તોજ તે ચાલવાની રીત કહી શકાય. ઉભા રહેવાની ખરી સ્થિતિનું ચિત્ર શાળાપત્રમાં આગળ આપવામાં આવ્યું છે. દરેક શાળામા યોગ્ય ઢબથી ઉભા રહેવાના ચિત્રો હોવાં જોઈએ અને ઘણુંખરું વિદ્યાર્થી લખે છે ત્યારે પેટ અને ફેફસાને દબાવી બેસે છે. વર્ગમા લખતી વખતે વિદ્યાર્થીને બેસવાની સ્થિતિ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. આપણી શાળામા કસરતના મુખ્ય સિદ્ધાંતો નીચે મુજબ હોવા જોઈએ.

શરીરશાસ્ત્રને લગતા—

૧. શ્વાસોચ્છવાસને, લોહીનું ભ્રમણ તથા પાચનની કુદરતી ક્રિયાઓને તથા મજ્જાતંતુઓની રચનાને જરાપણ અડચણ રૂપ થાય તેવી કોઈપણ કસરત હોવી જોઈએ નહિ.

૨. કસરતોનો મૂળભૂત હેતુ શરીર ઉપર સામાન્ય અસર કરવાનો હોવો જોઈએ પણ તેના કોઈ અમુકજ ભાગ કસવાનો છે એમ નહિ.

૩. કસરતો, આરોગ્યવર્ધક, સુધારક, આલ્હાદજનક અને મગજનો વિકાસ કરે તેવી હોવી જોઈએ.

૪. બધી રીતે વિચાર કરતાં લાકડી ડમ્બેલ, મલખમ જેવા સાહિત્યો વગરની છૂટા હાથની કસરતો ઉત્તમ છે.

૫. જો કદાપી સ્થૂળ સાધનો વાપરવા આવશ્યક લાગે તો તેમના ઉપરથી અદ્ધર કુદી જવાનું અથવા તેની આસપાસ કામ કરવાનું હોય તોજ સારૂં. તેના ઉપર રહીને કામ કરવાનું ખોટું છે. ઝપાટાબંધ કામ, સ્નાયુઓ અને મગજનો સબંધ અરસપરસ થાય અને જેમા ચતુરાઈ અને સૌંદર્ય જણાય એવી કસરતો પસંદ કરવી.

( આ દૃષ્ટિએ સિંગવમાર-સારો; મલખમ ઘણોજ સારો, લેઝીયમ તથા લાઠી પણ પસંદ કરવા યોગ્ય છે, પણ ડમ્બલમાર તથા ભારે વજન ઉંચકવાની કસરતો નાપસંદ કરવા જેવી છે )

૬ હાથના બધા દાવ બહુજ ચપળતાથી, અને પગની હીલચાલ પણ તેવીજ રીતેની હોવી જોઈએ, પણ પેટની બધી કસરતો બહુજ ધીમી અને તે નિયમસર થાય તે પર ખૂબ લક્ષ આપવું જોઈએ.

૭ હાથનો ટેકો રાખવો પડે તેવી, કે છાતીનો ભાગ વળેલો રાખવો પડે તેવી, કે સખત બળ વાપરવુ પડે તેવી કોઈપણ હીલચાલ કે દાવ કરવા જોઈએ નહિ.

૮ બધા દાવ રસ પડે તેવા અને દરેક વિદ્યાર્થીથી સહેલાઈથી થઈ શકે તેવા જોઈએ.

૯ બધા દાવો કુદરતી ઉત્ક્રાન્તિ વાદના પાયા ઉપર રચાએલા જોઈએ ( દાખલા તરીકે-દોડવું, કુદવુ, ફેકવુ, પગની ઠેસ મારવી, ચઢી જવુ, ઉપર ચઢવુ વગેરે )

કસરતોમા નીચેની બાબતો પર ખાસ ભાર મૂકવો જોઈએ.

૧ કોઈપણ હીલચાલ હમેશા પૂર્ણ કરવી પણ તે અધૂરી મૂકવી નહિ.

૨ યોગ્ય (આરોગ્યવર્ધક) ઉભા રહેવાની ઢબ. (ઢીંચણ સીધા, કમર પહોળી, પીઠ સીધી, છાતી ઉંચી અને માથું ઉચું એમ ઉંચા ઉભા રહેવું.

૩ તંદુરસ્તી વર્ધક અસર કરવા માટે તાનબધ કામ.

૪ સપૂર્ણતા

૫ આલ્હાદજનક તત્ત્વો અને બને તેટલુ હસવાનું આવે એવી કસરત.

૬ કસરત જુસ્સાબંધ પણ આચકો આપ્યા વગર કે શરીરના ભાગો તણાય નહિ તેવી રીતે કરવામા આવે તોજ લાભ થાય. ૨૦ મિનિટની મન-વગરની કસરત કરતા પાંચ મિનિટની ખરા મનથી અને જુસ્સાથી કરેલી કસરત વધુ ગુણ આપે છે. ટુકામા કસરતો કુદરતી, જુસ્સાબંધ, ફાયદાકારક અને નિર્દોષ જોઈએ. તેમાં પણ કેળવણીશાસ્ત્રના નિયમ-કેન્દ્રાનુસારી

પદ્ધતિ, પ્રમાણે - સહેલીપરથી અઘરીપર, હલકીપરથી જુસ્સાવાળી તથા સાદીપરથી સયુક્ત પરની પદ્ધતિ જાળવવાની ખાસ જરૂર છે.

મિ. વેબરે ઉપરના બધા નિયમો અને સિદ્ધાંતોને અનુસરીને અજમાયશી કસરતો–ડ્રિલનો ક્રમિક સટ તૈયાર કરીને સૂચના રૂપે રજુ કર્યો છે અને તે બધા દાવ શિક્ષકોને કરી બતાવ્યા છે તેમજ તેમને કરાવ્યા છે. એ બધો ક્રમિકડ્રિલોના સટ પણ ૧૯૨૫ ના ઑગસ્ટના શાળા પત્રોમા શિક્ષક બંધુઓની જાણુ અને ઉપયોગ માટે આપવામા આવ્યા છે. આ ડ્રિલની સાથે રમતો ખાસ આવશ્યક છે અને આપણા બાળકોને અનુકૂળ રમતો તો આપણે બધા જાણીએ છીએ. પ્રાથમિકશાળાના બાળકોને તો આ ડ્રિલ અને રમતો આરોગ્ય અર્થે તદ્દન પુરતા છે. ડ્રિલ બધી સામટી કરાવવાની જરૂર નથી પણ દર ૧૫-૨૦ મિનિટે, એકાદ મિનિટ, ડ્રિલના ત્રણ ચાર દાવ કરાવાય તો ચપળ બાળકોની વધુપડતી ઉત્સાહ શક્તિને યોગ્ય માર્ગ મળે છે અને ઢીલા અને આળસુ બાળકોમા સ્ફૂર્તિ આવે છે. વળી માનસિક શ્રમથી થાકેલા બાળકને આ ફેરફારથી આરામ અને આનંદ પણ મળે છે અને ફરીથી બાળકો વધારે માનસિક કામ કરવાને તૈયાર થાય છે.

આવી રીતે આખા દિવસમા ૨૦ થી ૧૫ મિનિટની ડ્રિલ રોજ નિયમિત થાય તો તેમને માટે તદ્દન પૂરતી છે. તપાસણી કરનાર અમલદારો પણ શાળાઓની તપાસ વખતે પહેલ વહેલા ડ્રિલ અને રમતો કેટલે દરજ્જે બાળકો નિયમિત કરે છે તે તપાસવાપર ખાસ લક્ષ આપે તો સહજમા આ શારીરિક વિકાસનો કાર્યક્રમ સહેલાઈથી આપણી શાળાઓમા દાખલ થઈ શકે. અને આપણા બાળકોની તંદુરસ્તી જરૂર સુધરે. આ ડ્રિલ ટ્રેનિંગ કૉલેજમા દાખલ કરવામા આવી છે અને આશા છે કે ત્યાથી પાસ થઈને જનાર દરેક શિક્ષક પોતાની શાળામા આ બાબત પર ખાસ લક્ષ આપશે અને સરકારના અને મિ. વેબરના આ દિશાના પ્રયત્નને સફળ કરશે આ લેખની સાથે પુર્તિ રૂપે ૧૯૨૫ ના ઑગસ્ટ માસનો મારો લેખ વાચવા ખાસ વિનંતિ છે.

મહાલક્ષ્મી ટ્રે કૉલેજ, અમદાવાદ તા. ૨૫-૧૦-૨૬ } ભોગીલાલ કેશવલાલ પટવા.

---

# દક્ષિણ ધ્રુવના પ્રદેશની શોધ

## સ્કૉટ, શૅકલટન, અમંડ્સેન.

ઉત્તર ધ્રુવના સમુદ્રોના પ્રદેશની વિજયયાત્રાનો વાઇકિંગ્ઝ નામે નૉર્વેના પ્રાચીન સમયના પ્રસિદ્ધ સાહસિક નાવિકોથી માંડીને અદ્યાપિપર્યન્તનો વૃત્તાત અદ્‌ભુત અને દીલ ઉશ્કેરે એવો છે. દક્ષિણ ધ્રુવના પ્રદેશની અને દક્ષિણ ધ્રુવ માટેની શોધનો પ્રયાસ ઉત્તર ધ્રુવના પ્રદેશોની શોધ જે આશયથી થઈ હતી તેવાજ હેતુથી કરવામાં આવ્યો ન હતો. અખૂટ દોલત અને અદ્‌ભુત વસ્તુઓવાળા દૂરના દેશોમાં જઈ નવા માર્ગો શોધવાનાં સ્વપ્નો કોઈને આવ્યાં ન હતાં. આ કારણથી એ સમુદ્રોની શોધ હમણાજ થવા લાગી છે; અને તે શોધનો વૃત્તાત ઉત્તર ધ્રુવના સમુદ્રોની શોધની હકીકતના જેટલીજ પ્રશંસાપાત્ર હોવા છતા ટુકી છે. દક્ષિણમા દક્ષિણાવર્તનો ભૂમિસમુદાય છે એવી કથાઓ ખરેખર પૂર્વે પ્રચલિત હતી, અને તેની શોધખોળ માટે થોડીક સફરો થએલી પણ ખરી. પરંતુ એ શોધકોએ પ્રદેશની શોધ કરવા ખાતરજ આનન્દ માન્યો ન હતો, પણ પોતાને તવંગર કરવા માટે વિશેષ ઉમેદ ધરાવી હતી. આ કારણથી તે દેશની શોધનું રહસ્ય મેળવવાનું અને તે શોધમા જે મુશ્કેલીઓ નડલી તેનું નિવારણ કરવાનુ કાર્ય ૧૯ મી અને ૨૦ મી સદીના બહાદુર શોધકોને માથે પડયુ દક્ષિણાવર્તની શોધ સબંધી હકીકત એટલી બધી હમણાની છે કે ઇ. સ. ૧૯૧૦ ની સાલમા પણ ધ્રુવના પ્રદેશની શોધનો વૃત્તાત જેણે લખ્યો છે તે નવો છતા પણ કાલ્પનિક અને જુનો ઠર્યો છે। તે વૃત્તાતકારે લખ્યુ હતું કે “ આપણે જ્યારે દક્ષિણ ધ્રુવની શોધનો અહેવાલ વિચારીશું ત્યારે જે હકીકતોથી ઉત્તર ધ્રુવમા કરવામા આવેલી સફરોના વૃત્તાતો રસમય અને જીવન્ત બન્યા છે તેવીજ હકીકતો દક્ષિણાવર્તની શોધની તવારીખોમા જડી આવતી નથી. ફ્રાન્કલીનની મડળીને જેવું સંકટ સહેવુ પડયુ હતું અને બરફના વિશાળ મેદાનો ઉપર તેના શૂરા—બહાદૂર—નાવિકોને—કડકડતી ઠંડીમા હાડકાને ગાળી નાખવાનો સમય આવ્યો હતો તેવો બીજા પ્રદેશના શોધકોને ભાગ્યેજ આવ્યો હશે.” સૌ એવી તો ઇચ્છા કરશેજ કે એવી તરેહનું મરણ પામવાનો કોઈ પણ શોધકને વખત ન આવે; પણ પછીના સમયમા જુદોજ વૃત્તાત બન્યો।

### આરંભના નકશાઓ અને સફરો

હિન્દી મહાસાગરને વીંટળાઈ રહેલો એક વિશાળ દક્ષિણાવર્તનો ખંડ

છે એવી પ્રાચીન દતકથા વારવાર સાભળવામા આવી હતી અને ભૂગોળવેત્તાઓએ એવી જાતની કથાઓ શ્રદ્ધાપૂર્વક સાચી પણ માનેલી, પણ અંતે કૂકે હમેશને માટે એ કથાઓને અસત્ય ઠરાવી. એ કથાઓ ઑર્ટેલીયસે રચેલો પૃથ્વીનો નકશો જે ઇ સ ૧૫૭૦ મા ઍન્ટવર્પમા પ્રસિદ્ધ થયો હતો તેમા દક્ષિણાવર્તની એ અજ્ઞાન ભૂમિસમુદાયની સીમા ઉત્તરમા છેક મકરવૃત્ત પર્યન્ત દર્શાવી હતી હકૂલુતે તેના સમયના પ્રમાણમા જરા વધારે ડહાપણ દેખાડ્યું હતું, તેણે ઇ સ ૧૫૯૯ મા રચેલા પૃથ્વીના સુપ્રસિદ્ધ નકશામા તેનું (દક્ષિણાવર્તનું) નામ સરખું પણ લખી જણાવ્યુ નહિ હતું. પણ તેમ છતા તે પછીના નકશાઓમા તે વિરો ફરીથી કલ્પિત સ્થળદર્શન થવા માડ્યુ હતું

"દૂરના દક્ષિણ દેશો"ની પહેલી શોધ હેતુપૂર્વક કે સ્વેચ્છાથી કરવામા આવેલી ન હતી પણ આકસ્મિક હતી શોધ કરાવી દેનારા તર ગો નાવિકોને તેમની ઇચ્છા કરતા વધારે દક્ષિણમા તેમને ઘસડી લઈ ગયા હતા, અને પરિણામે અકસ્માત્ દક્ષિણ દેશની શોધ થઈ. આ રીતે ઇ સ ૧૫૭૮ મા ડ્રેક ૫૬ મી અક્ષાશે જઈ પહોચ્યો અને ઇ સ. ૧૫૯૮ માં એક વનદા કપ્તાન (૧૦૦૦ મણ વજન ખમતા) નાવડામા સમુદ્રની લહરીથી ખેચાઈ દક્ષિણમા ૬૪ અક્ષાશ સુધી જઈ પહોચ્યો હતો, અને "નૉર્વેમા છે તેવા બરફોથી ઢકાએલા હિમગિરિના ઉચ્ચ પ્રદેશો" ત્યા તેની નજરે પડેલા. વાસ્તવિક રીતે થએલી પહેલી સફર પેડ્રો ફર્નાડિઝ ડી કવાઇરોસની હતી, ને તેને સ્પેનના રાજા ત્રીજા ફિલિપે દક્ષિણ ધ્રુવનો ખડ શોધીને, તેને સર કરી ત્યાના વતનીઓને "સત્યના ધર્મપથે" આણવા માટે મોકલ્યો હતો આ વાર્તા રમુજ વિનાની નહતી, કારણ કવાઇરોસે ન્યૂ હેબ્રિડિઝનો મોટો દ્વીપ શોધીને એમ ધર્યું હતું કે તે વિશાળ દક્ષિણાવર્તના ભૂમિપ્રદેશનો એક ભાગ હતો તેમ ધારીને તેને તેણે સર કર્યો એટલુંજ નહિ પણ તે સાથે દક્ષિણ ધ્રુવના મુલકને પણ સર કર્યાનું તેણે સ્પેનના રાજાને લખી જણાવ્યુ.

## કૂકનો પ્રવાસ

એમ કહેવાય છે કે કૂકે દક્ષિણાવર્તની સીમાનું વર્ણન કર્યું હતું અને રૉસે તે દેશ શોધી કાઢ્યો. ઇ સ. ૧૭૭૩ મા કૂક દક્ષિણ ધ્રુવવૃત્તને પહેલ વહેલો ઓળગી ગએલો, અને બરફના ડુંગરાઓ અને બંધાએલા બરફના મેદાનોની પાર જઈને તે એક સ્થિર હિમપ્રદેશના કિનારે જઈ પહોચ્યો હતો તેના

વહાણનું ગજુ એટલે ભારવાહક બળ તે સાહસ ઉઠાવી લે તેટલુ હોત તો તે તેથી પણ વધારે દૂર ગયો હોત, પણ તેણે આવો ભયંકર પ્રયોગ અજમાવવાનું માંડી વાળવા માટેના હિંમત અને ડહાપણ વાપર્યાં; તેણે દક્ષિણ ધ્રુવના પ્રદેશના મુલકોને "સદાને માટે કુદરતની નિષ્ઠુરતાવાળા, કદાપિ સૂર્યની ગરમી જેને અપ્રાપ્ય છે તેવા વેરાન જંગલી અને ઉજ્જડ પ્રદેશો" કહ્યા હતા; અને કૅપ્ટન સ્કૉટે તે સંબંધી નીચે પ્રમાણે લખ્યું હતું:—

"એ સફરની અગત્યનું વર્ણન કરી શકાય તેમ નથી; એક સમયે તો વસ્તીવાળા અને ફળદ્રુપ, એવા દક્ષિણખંડનો વિચારજ હંમેશને માટે કલ્પિત-કથારૂપ-માનવામા આવ્યો હતો; પણ હવે એટલું તો સ્પષ્ટ રીતે જાહેર કરવામા આવ્યું હતું કે દક્ષિણ ધ્રુવમાં જે ભૂમિ હશે તે ઉજ્જડ અને વેરાન પ્રદેશો હશે, અને દક્ષિણ તરફ હિમ અને બરફની નીચે તળે ભરાઈ રહેલો કોઈ ભૂમિપ્રદેશ હશે."

ત્યાર પછી બીજાં ચાળીસેક વર્ષો સુધી શોધની ખાતરજ શોધ કરવામા આવેલી ન હતી, તે અરસામા રશિઆ રાજ્ય તરફથી **બિલિંગ હૉસેનની** સરદારી નીચે એક સ્વારી ત્યા મોકલવામા આવી હતી. **વેડેલ, બીસ્કો,** અને **બેલેની,** એ ત્રણે મુખ્યત્વે કરીને સીલ નામે જળચર પ્રાણીના શિકારીઓ હતા; અને તેમણે ઇ. સ ૧૮૨૩ અને ૧૮૩૮ ની વચ્ચેના સમયમા પૃથ્વીની સપાટી ઉપરના ઘણા સ્થળની શોધ કરી હતી.

## પછીના શોધકો

પહેલ વહેલી બ્રિટિશ સ્વારી સર જોન રૉસના ભત્રીજા સર જેમ્સ ક્લાર્ક રૉસે કરી હતી તેણે ઉત્તરનો લોહચુંબક ધ્રુવ શોધી કાઢ્યો હતો. તેની સફરનો હેતુ ભૂગોળની શોધખોળનો નહતો પણ લોહચુંબકની શોધ પરત્વે હતો. તે દક્ષિણમા ૭૮ અક્ષાંશવૃત્ત સુધી જઈ પહોંચ્યો હતો, અને "ગ્રેટ બેરિયર" (મહાન્ અંતરાય) જે દક્ષિણ પાસિફિક મહાસાગરમા ઑસ્ટ્રેલિઆના ટાપુની પૂર્વે ૪૦૦ માઇલ પહોળો અને તેથી વધારે લંબાઈવાળો પરવાળાનો બનેલો એક ભૂમિપ્રદેશ હતો, અને જોકે તેણે કરેલી સફર મશહૂર હતી, અને પાછા આવતા તેને દેશમા ભારે સત્કાર મળ્યો હતો, તોપણ ઇ. સ ૧૮૮૫ મા સ્થપાએલી બ્રિટિશ સભા (એસોસીએશન)ની દક્ષિણ ધ્રુવની કમિટિએ તે શોધનું કામ ચાલુ રાખવા માટે જરૂરી નાણાના ફંડને મહા મુશ્કેલીથી ઊભું કર્યું હતું. દક્ષિણ ધ્રુવના પ્રદેશમા વેપારની આવક નથી એમ બહાનું કાઢીને (વેપારી મંડળે) નાણાની ગ્રાન્ટ

આપવાની ના પાડી ! તેમ છતાં ઇ. સ. ૧૯૦૧ માં કેપ્ટન રૉબર્ટ ફાલ્કન સ્કૉટે કે જેણે નૌકાશાસ્ત્રમાં ખાસ તાલીમ લીધી હતી, તેની રૉયલ જૉગ્રફિકલ સોસાયટીના પ્રમુખે-માનવંતા સર ક્લેમેન્ટસ મરખમે-પસંદગી કરી હતી.

'ડિસ્કવરી' નામના વહાણે ઇ. સ. ૧૯૦૧ ના ઑગસ્ટમાં સાહસિક સફર શરૂ કરી. તે પર બે નામ એવાં માણસોનાં હતાં કે જેઓનું ભવિષ્યમાં જગથી ઝળકિત થવા માટે નિર્માણ થએલું હતું: સર અર્નેસ્ટ શૅકલટન, અને પેટિ ઑફિસર ઇવેન્સ. બીજે વરસે-એટલે ૧૯૦૨ માં-દક્ષિણ ધ્રુવનું વૃત્ત તેમણે ઓળંગ્યું હતું; અને ત્યાર પછી તરતજ સાઉથ વિક્ટોરિયાની લૅન્ડ-પેક મુર્ડોક સાઉન્ડ નામની સામુદ્રધુનીમાં જઈ પહોંચ્યા. ત્યાં પહોંચીને તેમને એમ માલમ પડયું હતું કે તેઓ બરફમાં મજબૂતાઇથી લંગર કરી સહીસલામતીથી રહી શકે એમ છે. કમનસિબે આ હકીકત માર્ગના છેક છેવટના ભાગમાં બની હતી. તે પછીની બરફની મુસાફરીઓ ચિન્તાજનક હતી. જે કુતરાઓ સ્કૉટને પોતાની ઇચ્છા-વિરુદ્ધ, ઘણીજ દીલગીરી સાથે પોતાની સાથે રાખવા પડયા હતા તેમની કનેથી જે કામની આશા રાખવામાં આવી હતી તે કાર્ય કરવાને તદ્દન તેઓ અશક્ત નીવડયા હતા; અને માણસોને નાકમાં શરદી એટલી બધી પેસી ગઇ હતી કે તેમાંથી પાણી ટપકવા લાગ્યું હતું, તેટલુંજ નહિ પણ તેમને ચાંદીઓ પડી હતી, હોઠ ફાડી ગયા હતા, અને બરફથી આંખે અંધાપો આવી ગયો હતો; અને ડિસેમ્બર થતાં તો શૅકલટનને દાંતમાં પર થવાનો રોગ લાગુ પડગો હતો. આટલી બધી મુશ્કેલીઓ અને વિઘ્નો વેઠવાં પડેલાં છતાં તેઓએ આગળને આગળ ધસવા કર્યું અને દરરોજ નહિ જોએલા એવા દૂરના ને દૂરના પ્રદેશો તરફ તેઓ જઈ પહોંચવા લાગ્યા; અને આખરે, જ્યારે તે ટોળીના દાક્તર અને ચિત્રકાર વિલ્સન બરફના અંધાપાથી અટકી પડયા ત્યારેજ તેઓએ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. ઉપયોગી હકીકતોનો ભંડાર મેળવીને તેમજ ઘણી કિંમતી શોધો કર્યાં બાદ સને ૧૯૦૪ ના સપ્ટેમ્બરમા ઇગ્લંડ તેઓ પાછા જઇ પહોંચ્યા.

## દક્ષિણ ધ્રુવના પ્રદેશનો લોહચુંબક ધ્રુવ

શૅકલટને પૂર્વે વેઠેલી મુશ્કેલીઓથી હિંમત હારી ન જતાં ઇ. સ. ૧૯૦૭ ના ઑગસ્ટ માસમાં દક્ષિણ ધ્રુવ તરફ જવા ફરીથી તે નીકળી પડયો. ધ્રુવના પ્રદેશમાં પૂર્વે સ્કૉટે શોધ કરવા માટે જે સફરો કરી હતી તેના અનુભવના અહેવાલોનો તેને લાભ મળે તેમ

હતો, અને જો કે દક્ષિણ ધ્રુર પર્યન્ત જઈ પહોચવાનો તેનો પ્રયાસ નિષ્ફળ નીવડયો હતો, તોપણ તે તેની નાહિમ્મત કે સાધનોની ખામીને લીધે નિષ્ફળ નીવડયો હતો એમ નહતુ જ્યા 'ડિસ્કવરી' નામનુ વહાણુ જઈ પહોચ્યુ હતુ તે સ્થળથી માત્ર ૨૦ મૈલ જેટલેજ અંતરે 'નિમરૉડ' વહાણુ જઈ રહ્યુ હતુ, પણ ત્યા સુધી પહોચીને તે વહાણુ ન્યૂ ઝીલન્ડની ઉત્તર દિશામા હંકારી ગયુ હતું. નવેમ્બરની ૨૬ મી તારીખે તેઓ ૮૨ અંશ ૧૮ મિ. દક્ષિણ અક્ષાશ સુધી જઈ પહોચ્યા હતા, અને એ રીતે વધારેમા વધારે દક્ષિણ દિશામા જ્યા સુધી સ્કૉટ જઈ પહોચ્યો હતો તેથી પણ તે વધુ આગળ દક્ષિણમા ગયો હતો ડિસેમ્બરમા તેની અને દક્ષિણ ધ્રુવની વચ્ચે ૩૪૦ મૈલ જેટલુ અતર બાકી રહ્યુ હતું અને બેસતા વર્ષે તે અતર પણ ઘટીને ૧૭૨ૃ મૈલનું થઈ રહ્યુ હતું, પણ તેના માણસોને શ્રમ, ઠડી અને ભૂખનું દુખ બહુ વેઠવુ પડયુ હતુ અને તેથી તેઓ છેકજ થાકી ગયા હતા તેમના પ્રયાણ માર્ગમા તેના માણસો- એ પૂર્વે નહિ અનુભવેલી એવી મુશ્કેલીઓ સહન કરી હતી, અને અંતે તેમની સફર પણ તે કારણથી દુખ ઉપજાવે તેવી હતી તેથી છેવટનો ધસારો તેમણે કર્યો અને તેમના લક્ષ્યબિન્દુથી માત્ર ૯૭ મૈલ જેટલા અંતરે તેઓ જઈ પહોચ્યા, અને ત્યાથી પોતાની ઇચ્છા ઉપરાત તેઓ પાછા ફર્યા તેમણે બહુ ફત્તેહ મેળવી હતી. અને તે બધી ફત્તેહોમા સૌથી વધારે અગત્યની ફત્તેહ દક્ષિણના લોહચુંબકના ધ્રુવની શોધ તેમણે કરી તે હતી

## ધ્રુવ પ્રદેશ માટે સ્વારીઓની શરત

ઇ સ ૧૯૦૮ મા 'પોરકોઈ પામ' નામના વહાણમા ડૉ શારકોની સરદારી નીચે ગએલી ફ્રેચ સ્વારી નિષ્ફળ નીવડી, તે પછી બીજી પ્રજાઓ- એ સ્વારીઓની સ્પર્ધા શરૂ કરી અને ઇ સ ૧૯૧૦ મા કૅપ્ટન સ્કૉટ અને ઍમન્ડસેન–એ બન્ને સફર કરવા નીકળી પડયા, અને તેમની કોશીશો અતે સફળ નીવડી કૅપ્ટન ઍમન્ડસેનનો વિચાર 'ફ્રામ' નામના વહાણને ઉત્તર ધ્રુવ પ્રદેશ ભણી હકારી લેઈ જવાનો હતો, પણ એટલામા તેને ખબર મળી કે પીઅરી ઉત્તર ધ્રુવ પર્યન્ત જઈ પહોચ્યો છે તેથી તેણે પોતાનો આદર્શ દક્ષિણ ધ્રુવ રાખ્યો, અર્થાત્ તેણે તે વિચાર માડી વાળીને દક્ષિણ ધ્રુવ પ્રત્યે જવાનો વિચાર કર્યો આ વિચાર તેણે બહુ જણને જાણવા દીધો નહિ હતો તેનું વહાણ મદિરાના ટાપુ આગળ થઈને પસાર થઈ ગયુ ત્યા સુધી તેના નાવિકોને પણ તેણે પોતાના ફેરવેલા ઠરાવની જાણ પડવા

દીધી નહિ હતી. ગ્રેટ બેરિઅર નામે ઓળખાતી પરનાળના ટાપુઓની એક લાંબી હાર આવેલી છે તે ઉપર લંગર નાખી પડાવ કર્યો અને 'ફ્રામ' વહાણને 'વ્હેલ'ના અખાતમા રહેવા દીધુ. સ્કૉટે 'ડિસ્કવરી' વહાણ રાખ્યુ હતુ તેથી ૧ અંશ વધારે દક્ષિણમાં, એટલે ૬૦–૭૦ મૈલ. આરંભથીજ ગૌ સારા વાના જણાવા લાગ્યા. અને સફર દરમિઆન પહેલાની માફક કુતરાનો નાશ થયો નહિ; એટલુંજ નહિ પણ તેની ગફરના આરંભમાં જેટલું હતુ તે કરતા વધારે ગૌજ વસ્તુ તરીકે તેને હાથ આવ્યું. ૮૦, ૮૧ અને ૮૨ મી અક્ષાંશ ભૂમિપર વખારો–દુકાનો–ખોલી, અને વસન્ત ઋતુની વાટ જોતા ત્યાં તે માણસોએ પડાવ નાખ્યો, પણ વસન્ત ઋતુ બેઠી પણ હવાની ઉષ્ણતામાનનું પ્રમાણ તો નીચુ ને નીચુંજ કેટલોક વખત રહ્યુ, જેથી ઑક્ટોબર બેઠો તે પહેલા આગળ પ્રયાણ તેઓ કરી શક્યા નહિ, ઑક્ટોબરમા તેઓએ જે લાંબી આશા રાખી હતી, તે વિશે તે સફર શરૂ કીધી, અને ધ્રુવ તરફ જવા ધમારો કીધો; અને જે મુશ્કેલીઓ તેમને નડશે એમ તેમણે ધાર્યુ હતુ, તે મુશ્કેલીઓ વેઠીને પણ અંતે સહીસલામતીથી તેઓ ઇ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બરની ૭ મી તારીખે ધ્રુવ પર્યન્ત તેઓ જઈ પહોચ્યા.

## ઍમન્ડ્સેન માટે વિજય–અને સ્કૉટ

તે દરમિઆન સ્કૉટ પણ તેજ લક્ષ્યબિન્દુ તરફ જઈ પહોચવાની કોશીશો કરી રહ્યો હતો. પોતાના 'ટેરા નોવા' નામના વહાણમાં કેટલાક ટટ્ટુ, કુતરા, મોટરની બરફપર ચાલે તેવી પૈડા વિનાની ગાડીઓ, વગેરે સાથે રાખી સફર કરવા તે નવેમ્બર માસમા નીકળી પડ્યો. તેણે પૂર્વે જે સફર કરી હતી, તેના કરતા આ વખતે કરેલી સફર જરા વધારે દુર્ભાગ્યવાળી નીવડી. તેણે 'ડિસ્કવરી' વહાણ પૂર્વે જે જગાએ પડતુ રહેવા દઈને પાછુ પ્રયાણ કીધુ હતુ તે કરતા ૧૪ મૈલ વધારે ઉત્તરમા આવેલા સ્થળપર અટકી પડીને શિઆળો પસાર કરી નાખવાની તેને આ વખતે જરૂર પડી હતી. ઍમન્ડ્સેને 'વ્હેલ્સ'ના અખાતમા પડાવ નાખ્યો છે• એવી ખબર સ્કૉટને ફેબ્રુઆરિ માસમા મળી, અને તેથી તેને વધારે નિરાશા થઈ. તેણે કહ્યુ "ઍમન્ડ્સેનની યુક્તિ આપણને અંતરાયરૂપ નીવડશે એ વાત નિઃસંશય છે ધ્રુવની પાસે આપણે આવી પહોચ્યા છીએ તે કરતા તે ૬૦ મૈલ વધારે આગળ જઈ પહોચ્યો છે, અને સૌથી વધારે અગત્યની વાત તો એ છે કે તે મોસમ બેસતા વહેલામા વહેલો સહીસલામતીપૂર્વક સફર શરૂ કરી શકે તેમ છે, અને આપણે આપણી પાસે ટટ્ટુ છે તેથી તેમ કરી

શકીશું નહિ " આટલું કહીને પોતે દર્શાવેલી મુશ્કેલીઓની દરકાર નહિ કરીને તેણે અંતે સફર શરૂ કરી, પણ થોડીકજ મુદતમાં તેને જણાયું કે મોટર ગાડીઓ (બરફપર ચાલનારી પૈડા વિનાની) નકામી નીવડી છે ને ટટ્ટુઓ અટકી પડયા છે. તેમ છતાં નવા વર્ષના પહેલેજ દિવસે તેઓ ધ્રુવથી માત્ર ૧૭૦ માઇલ જેટલા છેટે જઈ પહોચ્યા. પછી સ્કૉટે ડૉ. વિલ્સન, કેપ્ટન ઓટસ, લેફ્ટેનન્ટ બાઉઅર્ઝ અને પેટી ઑફિસર (નાના અમલદાર) ઇવેન્સ-જેઓ તેમના નાયકને પુરેપુરા વફાદાર હતા અને ઉત્સાહ, ધૈર્ય, અને હિંમત સારી પેઠે ધરાવતા હતા અને નાયક પ્રત્યે સ્વામિભક્તિથી ભરપૂર હતા-તેમને પોતાની સાથે રાખીને બાકીના બીજા બધા માણસોને પાછા મોકલી દીધા, અને એટલાજ પૂર્વોક્ત ખાસ માણસોને સાથે લેઈ તે ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરિની ૧૬મી તારીખે ધ્રુવ સુધી જઈ પહોચ્યો; અને બરફપરની ગાડીઓ, સ્કી નામના બુટના પગલા, અને કુતરાઓના પગલા ઉપરથી તેને જાણીને નિરાશા થઈ કે નોર્વેજીયન મુસાફર શરતમા આગળ થઈ ગયો હતો એટલે પહેલા લક્ષ્યબિન્દુએ જઈ પહોચ્યો હતો. આ ખબર દુ:ખજનક નીવડી, પણ તેથી પણ વધારે દુ:ખકર બનાવ ત્યાર પછી બન્યા. આખી ટુકડીનો સૌથી વધારે વીર પુરુષ-ઇવેન્સ-માંદો પડયો અને મૃત્યુ પામ્યો. ઓટસ-જેના હાથપગ હિમથી ઠરી ગયા હતા-હાથપગ હારથી ભાગીને સૂજી ગયા હતા-તોપણ હિંમતથી મુશ્કેલીઓ સામે જારી લડત ચલાવી રહ્યો હતો તે પણ અંતે મરણને શરણ થયો તેણે જે સ્વાર્થભોગનો દાખલો આપ્યો છે તે ઇતિહાસમા અમર થશે પછી એક પછી એક એમ બીજા બધા મરણ પામ્યા, અને તેઓ બહુ થાકી ન ગયા હોત તો જે સ્થળે તેઓ પહોચીને આશ્રય અને ખોરાક મેળવી શકયા હોત તે સ્થળ તેમનાથી માત્ર અગીઆરજ માઈલ દૂર રહી ગયું।

પૂર્વોક્ત દુ:ખકર સમાચાર સાથે નવીન ભૂમિપ્રદેશોની શોધખોળનો અંત આવ્યો છે ને તે સાથે વીર શોધક નરોના અદ્ભુત પરાક્રમોના વૃત્તાંતો-નો પણ અંત આવ્યો છે આ વૃત્તાંતોમા ઘણી પ્રજાઓના નરવીરોના પરાક્રમો અને શૌર્યના અહેવાલોનો સમાવેશ થએલો છે અને એ બહાદુર પુરુષોમા બ્રિટિશ પ્રજાના શૂરવીર નરોનો ફાળો નાનો સુનો-ઓછો-નથીજ.

# સુરતમાં ગુજરાત કલાપ્રદર્શન



વડોદરાના દિવાન સાહેબ સર મનુભાઈ નદશકર મહેતાએ સુરતમા ગુજરાત કલાપ્રદર્શન ખુલ્લુ મુકયુ હતું તે વખતે તેઓએ પ્રમુખ સ્થાનેથી આપેલા ભાષણનો સાર નીચે પ્રમાણે છે

## સૌંદર્યની તૃષા

કલાનો વિષય અગાધ છે જે અનન્ત સૌન્દર્યનું પ્રતિબિબ કલા સાન્ત પ્રદેશમા ઉતારવા મથે છે તે સૌન્દર્યથી કોણ ધરાયું છે? કવિ રત્ન કીટ્સની વાણી છે કે સૌન્દર્યની સૃષ્ટિ સદા સાનદ છે સૌન્દર્ય-સરિતામા નહાતા, સૌન્દર્ય-સ્રોતમા તણાતાં, કોને પરિશ્રમ લાગે છે? સૌન્દર્યની તૃષ્ણા એવી છે કે, તેની તૃપ્તિ થતીજ નથી બીજી વિવિધ પ્રકારની ભોગવાસના અભિરુચિ અને વિનાસની લાલસામા તો તુષ્ટિ પ્રાપ્ત થાય છે કદાચ અભરચના પણ કાળે કરીને આવી જાય છે પરન્તુ સૌન્દર્ય માટેની તરસ તો છીપતીજ નથી સૌન્દર્યના આ મહિમાનું કારણ ગહન અને ગૂઢ છે જે સુખ અને આનદ ઇન્દ્રિયજન્ય છે તેની તૃષ્ણાનો છેડો છે પરતુ જે પરમાનંદ અલૌકિક, અતીન્દ્રિય છે તેની વાસનાનો આરો નથી સૌન્દર્યની પિપાસા જેવીને તેવીજ સદાના માટે અતૃપ્ત રહે છે, કારણ સૌન્દર્ય દિવ્ય છે અને સૌન્દર્યની ઓળખાણ સાક્ષાત્ કરી શકાતી નથી તે તો અતરાત્મા સાથેજ વિનોદ કરી રહ્યું હોય છે

ખ્રિસ્તી ધર્મની અને આપણા વેદની કલ્પનાથી પ્રથમ ભાસ થાય છે કે સૃષ્ટિની ઉત્પત્તિ બુદ્ધિસાર ચાતુર્યથી ઈશ્વરે સરજાવી હશે પરતુ બીજી તરફથી ગહન વિચાર કરતા તેમા સ્વયભવ અને વિકાસવાદની પણ ઝાખી થાય છે જીનીસીસના વૃત્તાન્ત પ્રમાણે ઈશ્વરે સૃષ્ટિ સરજી તે પહેલા અધકાર એટલે અધાધુની અને પ્રલયના પાણી તો હતાજ એટલે અપ-પાણી સ્વયભૂ હતું અને તેના અધકારમાથી સૃષ્ટિ ઉદ્ભવી હિરણ્યગર્ભરૂપી વિરાટના કલ્પમા વ્યવસ્થા ન હતા, પરતુ અધેર હતું અને હિરણ્યગર્ભ સ્વયભૂ હતા તેમાથી વિકાસ થઈ, બ્રાહ્મણો તેમના મુખમાથી, ક્ષત્રીયો બાહુમાથી, વૈશ્યો ઉરુમાથી અને શૂદ્ર પગમાથી આપોઆપ નીકળ્યા

## સૌન્દર્યનો આત્મા રસ

ઉપરે, આ બધી કલ્પનામાં બીજું કયું સર્વવ્યાપક અંગ છે તે આપણે શોધી કાઢીયે. ખ્રિસ્તી કલ્પનામાં પણ પ્રથમ પ્રલયનાં પાણી ચોગરદમ ફરી વળ્યાં જણાતાં હતાં. નાભિકમળમાંથી ઉગતા બ્રહ્માજીને શરીર ઉપર ધારી વિષ્ણુ ભગવાન સમુદ્ર ઉપર સૂતા હતા. લક્ષ્મીજી સમુદ્રમાંથી કમળના ઉદરમાંથી પ્રકટ્યાં અને એફ્રોડાઇટી સમુદ્રના સફેદ ફીણમાંથી નીકળી તેટલી ઉજ્જ્વલ દેદિપ્યમાન કાન્તિવાળી સૌન્દર્યની રાણી થઈ. આ બધી કલ્પનાઓમાં અપ્‌–પાણી–જલ–એક સામાન્ય અંગ છે. ગ્રીક ફીલસુફ થેલ્સના મત પ્રમાણે સૃષ્ટિની શરૂઆત પાણીમાંથી થઈ છે. કોઈપણ ઉત્પત્તિના બીજમાં પ્રવાહ–ભેજ–હોયા વગર તે ફળદ્રુપ થઈ શકેજ નહિ. આ પાણી એટલે "રસ" અને "રસ" તે સૌન્દર્યનો આત્મા છે.

કોઈપણ વસ્તુમાંથી રસ લઈ લો તો તેનું સૌન્દર્ય પણ આપોઆપ અલોપ થઈ જાય છે. જેવી રીતે 'वाक्यं रसात्मकं काव्यम्:' રસવાળી વાણી હોય તોજ તેમાંથી કાવ્ય બને, તેજ પ્રમાણે રસાત્મક રચના હોય તોજ તેમાંથી સૌન્દર્ય ઝરે. જેવી રીતે શૃંગાર, વીર, બીભત્સ, રૌદ્ર, હાસ્ય, ભયાનક અને કરુણ એ સાત રસો વિના કોઈ કાવ્ય ખાલી નથી, તેમજ સૌન્દર્યમાં અને કલામા તેવા રસની ખામી હોય તો તે અંધાધુની, અવ્યવસ્થા, કદ્રુપ, વિકાર જેવુંજ દેખાય. હવે "રસ" એ શું તે તપાસતાં તૈત્તિરીય ઉપનિષદ્‌માં કહ્યું છે:—

**रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ॥**

सः એટલે ભગવાન આનંદ સ્વરૂપ છે. પ્રાણી માત્ર તેનો રસ પ્રાપ્ત કરી આનંદ પામે છે. રસનું ઝરણુ કયું ? તેના ઉત્તરમાં ઋષિઓએ કહ્યું છે કે ભગવાન રસ સ્વરૂપજ છે. બધા રસનો આધાર છે. સુંદર વસ્તુની રસસંપત્તિએ રસરાજ પરમાત્માની જ રસની લ્હાણી છે. પરમાત્માનું સૌન્દર્ય આ નિખિલ વિશ્વભુવનને વીંટી રહ્યું છે, પ્રકાશિત કરી રહ્યું છે; છતા તે માત્ર તેના દશાંગુલ જેટલીજ વ્યાપ્તિનું છે. ભગવાન સર્વાંગે સુંદર છે; માટે બ્રહ્માંડ પણ સુંદર છે. મનને મુગ્ધ કરે છે અને લલિતકલાને પોષે છે. કઠોપનિષદ્‌નું વચન છે કે—

**तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥**

તે સ્વપ્રકાશ,પરમાત્માના પ્રકાશથીજ વિશ્વ બ્રહ્માંડ પ્રકાશ પામી રહ્યું,

છે. સૂર્ય વગેરે તેજોરાશિ પદાર્થોની પ્રભા પણ ભગવાનનીજ પ્રભા છે. આ વાક્યથીજ સત્યની પરીક્ષા થાય છે.

હવે આપણે સારી રીતે સમજી શકીશું કે શા માટે કવિ કીટ્સે કહ્યું છે કે સૌન્દર્ય તેજ સત્ય અને સત્ય તેજ સૌન્દર્ય પ્રથમ કહ્યું કે સૃષ્ટિ એટલે સૌન્દર્ય અને બાદ કહ્યું કે સૌન્દર્ય એજ સત્ય, તેથી આપણે બ્રહ્માંડના કિનારા ઉપર આવી પહોચ્યા કે સૃષ્ટિમા જે સત્ય છે, જે અનાદિ, અનંત, અગોચર, અલૌકિક અને અજરામર છે તેમાજ સૌન્દર્ય સમાએલુ છે. આ જ્ઞાન થયા પછી સૌન્દર્યની સ્પૃહા કેવી રીતે છોપી શકાય ? સૌન્દર્ય અને સત્ય તરફની ઉત્કંઠા અકુંઠિતજ રહેવાની.

સૃષ્ટિમા સૌન્દર્ય છે. માત્ર તેનો સ્વાદ લઈ શકાય તે માટે આપણી ઇન્દ્રિયો તથા અવલોકનશક્તિનો સારો વિકાસ થવો જોઈએ માત્ર ઇન્દ્રિયદ્વારા બહારની સૃષ્ટિથી આપણા શરીર ઉપર કેવળ છાપ પડી શકે જ્યા સુધી ઇન્દ્રિય અને બુદ્ધિનો સંબંધ થાય નહિ ત્યા સુધી માત્ર તેની છાપની ઉપલબ્ધિ થવા પામે પરંતુ તે છાપને ઓળખવાની, તેમાનું સૌન્દર્ય નીરખવાની શક્તિ, તો બુદ્ધિના હાથમા સુકાન આપ્યા પછી જે અવલોકન, જે નિરીક્ષણ થાય તેથીજ જ્ઞાન અને સૌન્દર્યનો અનુભવ થઈ શકે.

સૃષ્ટિમા ઘણું સૌન્દર્ય છે પ્રભુને આપણે ચતુર સૂત્રધાર, ચાલક કે મહાન્ ચમત્કારવાળો નટ, કલ્પો કે માત્ર અંધ અકસ્માત્ સૃષ્ટિનો વિકાસ થયો છે એમ માનો તોપણ તેના સૌન્દર્યનો અનુભવ તો થવાનોજ. અંધારી રાત્રે નભમંડળમા તારાસુંદરીના દિવ્ય ગરબાની રચના, વર્ષાઋતુમા લીલા કુંઝાર ગલીચાથી છવાઈ ગએલી પૃથ્વી, બરફથી શ્વેત અને સૂર્યના કિરણોથી મનોરમ રંગે પલટતા પર્વતનાં ધવલ શિખરો, બાલસૂર્યનાં પ્રભાશાળી કિરણો, સૂર્યાસ્તના ચમત્કારી રંગો, વગેરે નીરખી પ્રભુના ચાતુર્ય માટે કોને અદેશો આવે ?

સૌન્દર્યનો આત્મા કયો ? કોઈ ચિત્રકાર કહેશે કે સૂર્યાસ્તના મનમોહક રંગબેરંગી રૂપમા ચક્ષુર્જન્ય તેજમા સૌન્દર્ય રહ્યુ છે, ત્યારે સંગીતમર્મજ્ઞ કહેશે કે તેને તો એક સીતારના તારના રણકામા વધારે સૌન્દર્ય જણાયુ, એટલે, કર્ણ દેશી આકાશમાં સૌન્દર્ય રહ્યુ છે ફુલનો શોખીન કહેશે કે, ચિત્ર અને સંગીતની ખુબી એક ખુશબોદાર પુષ્પના સૌન્દર્ય પાસે કઈ વિસાતમાં ? એટલે નાસિકાદ્વારા ગંધવતી પૃથ્વીમાં સૌન્દર્યનું અંગ છે. ત્યારે લટ્ટુ ભટ્ટને રસના, જિહ્વાદ્વારા રસ અનુભવાય એ અપૂર્વ સ્વાદ પડે છે

અને વિષયાસક્તને તન્વાગી શોભનાના સુકોમળ અંગના સ્પર્શમા એટલે વાયુમા સૌન્દર્યની પરિસીમા જણાય છે. આ તકરારની વચમા કવિવિશારદ આવીને રસાત્મક વાણીમા એટલે શબ્દમાં સમાએલા મોહક મંત્રની વકીલાત કરે છે. પરતુ જે સૌન્દર્યનો ખરો આત્મા છે તે તો કોઈનાથી જ કળાતો નથી

સૃષ્ટિ, પ્રકૃતિ, કુદરત, માત્ર માયારૂપ આવરણ છે ખરી અનત સૃષ્ટિનો તે પડદો છે યવનિકા અર્થાત્ પડદો તેનો ધર્મ શો? તેની પાછળ રહેલી વસ્તુઓને છુપાવવાનો, પરતુ છુપાવ્યાની સાથે પડદો સૂચક પણ છે તેની પાછળ બીજી સૃષ્ટિ છુપાવવાની ન હોય તો પડદો મૂકવાનુ પ્રયોજન શુ? આ પ્રમાણે આપણી બાહ્યેન્દ્રિયોના પ્રદેશની સૃષ્ટિ યવનિકાની ગરજ સારે છે તેનાથી તેની પાછળની સંતાએલી અનત બ્રહ્માડ સૃષ્ટિ ઢકાય છે તેટલીજ તે સૂચિત થાય છે. આ અનત સૃષ્ટિનું સૌન્દર્ય આપણને કોણ ચખાડી શકે? તે માત્ર ભક્તિ

અહીં આપણા ભારતવર્ષીઓની સૌન્દર્યની કલ્પનાની ગહનતા, ઔદાર્ય, વૈશાલ્ય અને મહત્ત્વ સહજ સમજાય છે પાશ્ચાત્ય પડિતોએ સૌન્દર્ય વિદ્યા (aesthetics)નો ઘણો સારો અભ્યાસ કર્યો છે તોપણ તેમની દષ્ટિમર્યાદા ઇન્દ્રિયગ્રાહ્ય જગતથી પારગત થઈ શકી નથી આ જગતના સૌન્દર્ય પાછળ બીજુ અધિક સૌન્દર્યમય જગત્ હોઈ શકે એવી કલ્પના પણ તેમને થતી નથી આ તેથીજ કદાચ જર્મન મહાન્ તત્ત્વજ્ઞાનીઓ, શેલિગ તથા હેગલે, લલિતકળામાજ સૌન્દર્યનો અતિમ ઉત્કર્ષ કલ્પ્યો હશે આપણી ઇન્દ્રિયાતીત બીજી વધારે મોહક સૃષ્ટિ પણ હોઈ શકે અને તેનાજ સૌન્દર્યને કીટ્સે સત્યસ્વરૂપ અને સત્ય સાથે અભેદવાળી કલ્પેલી છે, સત્ જગતની પાછળ બીજુ ચિન્મય જગત્ આપણા જ્ઞાનીઓએ કલ્પ્યુ છે. લૌકિક જગતનુ સૌન્દર્ય જ્ઞાન જેમ આપણી ઇન્દ્રિયો અને બુદ્ધિ વડે થઈ શકે, તેમ અલૌકિક જગતનુ સૌન્દર્ય જ્ઞાન આપણી વિશેષ આતરિક શક્તિ વડે મેળવી શકીયે આ આતરિક વૃત્તિનુ નામ ભક્તિ; અને આ આતરિક ભાવનાનો વિકાસ થતા ભક્તિ જ્યારે ટોચ ઉપર પહોચે છે ત્યારેજ પરમાત્મા સાક્ષાત્ કરી શકાય છે ભક્તિ દ્વારા એજ પરમાત્માના દરબારમા પહોચી શકાય છે પરમાત્માનુ દર્શન કરાવે તે ભક્તિની સીમાનુ નામ મહાભાવ–સમાધિ–મૂર્ચ્છા કવિને જ્યારે આ મૂર્ચ્છાની પ્રેરણા થાય ત્યારે તેની આખ મદમસ્ત બની તે વડેજ પરમાત્માની સાથે તે એકાકાર થઈ શકે

ભક્તિનો આવો પ્રભાવ છે. એક ભક્તે કહ્યું છે કે સર્વનો સાર ભક્તિ છે; મુક્તિતો એની દાસી છે; જ્ઞાન પુરૂષ છે, ભક્તિ સ્ત્રી છે; જ્ઞાન દરવાજા સુધી જઈ શકે; પણ ભક્તિતો જવનિકા પાછળ જનાનખાનામાં પણ પ્રવેશ કરી રહસ્ય સમજી શકે. કોઈ કલ્પે છે કે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે બેનો વૃદ્ધ થઈ ત્યારે ભક્તિ વૃંદાવનમાં જઈ યુવતી બની ગઈ; જ્ઞાન અને વૈરાગ્ય તો વૃદ્ધાજ રહ્યાં.

સૌન્દર્યશાસ્ત્ર ઉપર એરિસ્ટોટલથી માંડીને ઘણા પાશ્ચાત્ય ફીલસુફોએ તેના અંગો સંબંધી ચર્ચા કરી છે. સામગ્રી અને આકૃતિ (Matter and Form)ના જુદી જુદી રીતના અને પ્રમાણના સંયોગથી જુદી લલિતકલાઓ ઉદ્ભવે છે. જર્મન ફીલોસોફરે લલિતકલાની શ્રેણી નીચે પ્રમાણે આપી છે. (૧) પહેલું પગથીયું સ્થાપત્ય (architecture), જેમા સામગ્રીનું પ્રાધાન્ય નજરે આવે છે. (૨) બીજું શિલ્પ-(Sculpture), જેમા સામગ્રી કરતા આકૃતિ તરફ વધારે લક્ષ અપાય છે. (૩) ત્રીજું ચિત્રવિદ્યા-(Painting); આ કલામા આકૃતિ તરફ વધારે લક્ષ અપાઈ-તેની સૂક્ષ્મ રેખાઓ અજવાળામા આવે છે અને સામગ્રી ગૌણ થતી જાય છે, ચોથું (૪) સંગીત-એમા આકૃતિની સૂક્ષ્મ રેખા ઉપરાંત જ્ઞાનનો પણ આવિર્ભાવ થાય છે. છેવટનું (૫) કાવ્ય. આ સર્વવ્યાપી જ્ઞાન-રસ-પ્રાધાન્ય કૃતિ છે.

જડ અને ચૈતન્યના ભેદની નજરે પહેલુ (૧) પગથીયું-શિલ્પ-જડ સ્પર્શત્ આકૃતિ સાથે જોડાએલુ છે. (૨) ચિત્ર-તેમા રૂપ, પહેલું ચેતનનું કિરણ પ્રવેશ કરે છે. (૩) સ્થાપત્ય-એમા જડ મૂર્તમાથી અમૂર્ત ચેતન સ્ફુરી નીકળે છે (૪) સંગીત, ચૈતન્યપ્રધાન છે અને (૫) કાવ્ય-તો ચૈતન્યના આત્મારૂપ છે.

કલાના ઉપર પ્રમાણે વિભાગ પડેલા છે તેમા સંગીત, વાદ્ય, નર્તન અને કાવ્યનો સમાવેશ કરવો જોઈએ. આજના પ્રદર્શનમા આ લલિત કલાઓને સ્થાન મળ્યું નથી. પરંતુ ભવિષ્યમા લલિતકલાના પ્રદર્શનમાં સ્થાન મળવાનો તેમનો પણ દાવો સ્વીકારવા નમ્ર સૂચના છે. જે જે કલામા રસનો પ્રવાહ છે તે તે કલામા સૌન્દર્ય છુપાએલુ છે ઉપનિષદમા શ્વેતકેતુને દીક્ષા આપતા જે નદી અને સમુદ્રનું દૃષ્ટાન્ત આપ્યુ છે તે ઘણું બંધબેસતું અને બોધદાયક છે. સમુદ્રમા પશ્ચિમ તરફથી ગંગા, પદ્મા, ચંદ્રભાગા નદી આવીને સમુદ્રના જળમા લીન થઈ ગઈ છે પૂર્વ તરફથી

બ્રહ્મપુત્ર નદે આવીને સમુદ્રના જળ સાથે પોતાનું જળ એકાકાર કર્યું. સમુદ્રમાં આવ્યા પછી નદીઓનું વિશિષ્ટત્વ રહ્યું નથી સર્વ જળ ખારૂં અને સમુદ્રજળ તરીકે ગણાવા લાગ્યુ. તેજ પ્રમાણે શિલ્પ કહો કે સ્થાપત્ય કહો, ચિત્ર કહો કે અભિનય કહો, સંગીત કહો કે કાવ્ય કહો એ સર્વ કલાઓ રસમાં વિરામ પામે છે ત્યારે તેનું માત્ર રસજીવન–રસાત્મા અવશેષ રહે છે, એટલે સૌન્દર્યના સર્વ દર્શનો કલાના સ્થાન માટે અધિકારી ગણવાં જોઇએ.

હાલમા આપણા દેશમા ચિત્રકળાએ સારી પ્રગતિ કરવાનું આદર્યું છે. આપણા પુરાણમાં પહેલી ચિત્રકાર ચિત્રલેખા હતી. ચિત્રલેખાનું અનુકરણ કરી આપણી લલનાઓ આ લલિતકળામા વધારે રસ પ્રેરી તેને કોમળ અને દિવ્ય બનાવશે. આપણા પ્રાચીન ભારતવર્ષમા ચિત્રકળાએ ઘણી સારી પ્રગતિ કરી હતી. વાત્સ્યાયનના કામસૂત્રમા ચિત્રકલાના ષડંગો નીચે પ્રમાણે વર્ણવ્યા છે. (૧) રૂપભેદ–એટલે આકૃતિનો અભ્યાસ. કુદરતના સુંદર દેખાવો, રુચિકર આકૃતિઓનો અભ્યાસ તેમા સમાએલો છે. (૨) પ્રમાણ, પ્રકૃતિના બંધારણ, કદ, પ્રમાણ, શરીર શાસ્ત્રનું સારૂ અવલોકન તેના વડે એ ખુબી આણી શકાય છે, (૩) ભાવ–અભિનય, મનોભાવથી શરીર ઉપર થતી વિકૃતિ, ભાવનાના ભેદ (૪) લાવણ્ય યોજના–રચનામા ખૂબ સુરતીનો પાસ બેસાડવો. (૫) સાદૃશ્ય એટલે સત્ય સાથે સરખામણું–આબેહુબ ચિતાર; તથા (૬) વર્ણિકાભંગ–રંગ, વર્ણની પસંદગી, ઉપરકરણની સંપૂર્ણતા પરીક્ષાના આ ૭ માર્ગો છે.

## જુદી જુદી કલમો

હિંદુસ્તાનમા ચિત્રકળાની જુદી જુદી ઢબો, કલમો ખ્યાતિમા આવી છે. રજપૂત, મોગલ, બંગાળી, કર્ણાટકી વગેરે પ્રાચીન કાળમા બૌદ્ધ ધર્મના આશ્રય તળે ચિત્રકલા તેમજ શિલ્પકલા સારી ખીલી હતી. અને જો કે હાલ, બૌદ્ધ ધર્મની છાપ આપણા દેશના શિલ્પરત્નો, અજંટાનાં ચિત્રો, વેરૂળની ગુફા, સાચીના સ્તૂપ વગેરે ઉપર મશહૂર છે, તેની સાથે આજે પણ રજપૂત કલમના ચિત્રો કે જે જયપૂરી અને પહાડી એવી બે કલમથી હજુ પ્રચલિત છે, તેના ઉપર કાંઇક અંશે બુદ્ધ ધર્મની છાયા દેખાઈ આવે છે રજપૂત કલમ પૃથ્વીરાજ ચૌહાણના વખત પહેલાથી ખ્યાતિ પામી હતી આજે પણ જયપૂર, જોધપૂર, ઉદયપૂર, બિકાનેર વગેરે રાજસ્થાનોમા રાજમહેલોમાં રજપુત કલમના સુંદર ચિત્રો કાયમ રહ્યા છે.

પહાડી કલમ કાંગ્રા પામે। આતેલાં રજપૂત પહાડી રાજ્યો જમ્મૂ, ચંબા વગેરે સ્થળે દેખાવ આપે છે. પ્રસિદ્ધ રાગમાળા જેમાં રાગ, રાગિણીઓનાં સુંદર ચિત્રો સમાએલા છે તે કાંગ્રા કલમથી ચિતરાએલા છે. મોગલ કલમ બાબર બાદશાહના વખતથી રજપૂત ચિત્રકલા ઉપર ઇરાની ચિત્રોની છાયા મિશ્રિત થયાથી મોગલ બાદશાહોના આશ્રય તળે ખ્યાતિએ પહોંચી. અકબર બાદશાહનાં દરબારમા હિંદુ ચિતારાઓ, બશવન, દુર્બંત, કેશવદાસ ભગવતી અને હુનાર એ પ્રખ્યાત હતા. બાદશાહનાજ આશ્રય તળે તેઓ પોતાની કલા ખિલવતા હતા. બાદશાહ જહાંગીર અને શાહજહાનના પ્રતાપ નીચે આ કલા પરિસીમાએ પહોંચી. ધર્મઝનુની ઔરંગજેબ બાદશાહના સમયમા તે અધોગતિએ આવી. મનુષ્યોનાં કે દેવોનાં ચિત્ર કાઢવાં ઇસ્લામી ધર્મમા પ્રતિબંધ હોવાથી આ મૂર્તિભંજક બાદશાહે ચિત્રકલા ઉપરની મહેરબાની ઓછી કરી નાખી. અને રાજ્યાશ્રય બંધ પડયાથી ચિત્રકલા પણ કરમાવા લાગી.

## બંગાળામાં નવો યુગ

હાલ બંગાળામા જ્ઞાન અને કલાનો નવીન યુગ આરંભ્યો છે. તેના જુસ્સાથી અવનીન્દ્રનાથ ઠાકુર, ગંગૂલી, હળધર વગેરે પ્રસિદ્ધ ચિત્રકારોએ આ કલાને ઘણી સારી રીતે પોષી છે. તેમા પણ જુની રજપૂત કલમ પ્રમાણે બૌદ્ધ ધર્મદ્વારા ચીન અને જાપાની સંસ્કારી છાયા જણાઈ આવે છે.

કર્ણાટકમા મ્હૈસુર અને ત્રાવણકોર રાજ્યના આશ્રય તળે આ કલાએ કેટલીક પ્રગતિ કરી છે જય, વિજય, પરાજય એ દક્ષિણના ચિત્રકારો પોતાનું નામ મૂકી ગયા છે.

ઇશ્વરે જ્યારે આપણને જીંદગી બક્ષી છે ત્યારે આપણો ઉદ્દેશ, આપણું કર્તવ્ય માત્ર જીવવું 'એટલું' ન રાખતા સારી-સુખી રીતે-જીવવું. જીવતર સુધારવું, જીંદગીનું સાફલ્ય પ્રાપ્ત કરવું એ ધ્યેય રાખવો જોઈએ.

# સરકારી જાહેરખબરો

## (૧)

## ઉત્તર ભાગમાં સને ૧૯૨૬ માં લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદી.

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ જિલ્લો. | | ૩૨ | ભીખાભાઇ લરજીભાઇ પટેલ | ૩૧૮ |
| ૧ | બળદેવપ્રસાદ ગોકળદાસ | ૪૦૨ | ૩૨ | કાન્તીલાલ અમરતલાલ શાહ | ૩૧૮ |
| | ભણસાલી | | ૩૪ | મગનલાલ કેશવલાલ જોષી | ૩૧૭ |
| ૨ | બાળકીસ્ન જગજીવન ત્રવાડી | ૪૦૧ | ૩૫ | પ્રાણુલાલ ગુલાબચંદ પટેલ | ૩૧૪ |
| ૩ | અમરતલાલ છગનલાલ શાહ | ૩૭૭ | ૩૫ | રણછોડદાસ દામોદરદાસ પટેલ | ૩૧૪ |
| ૪ | જટાશંકર શીવરામ રાવલ | ૩૭૨ | ૩૭ | નટવરલાલ ભાઇશંકર ત્રિપાઠી | ૩૧૨ |
| ૫ | ચમનલાલ શભુભાઈ પટેલ | ૩૬૭ | ૩૮ | ચંદાભાઇ રહેમનભાઇ વ્હોરા | ૩૧૧ |
| ૬ | અંબાલાલ શીવરામ પટેલ | ૩૬૪ | ૩૮ | ગીદોન યોહાનભાઇ ખ્રિસ્તી | ૩૧૦ |
| ૭ | મગનલાલ કાનજી શાહ | ૩૬૩ | ૩૯ | રતિલાલ મોહનલાલ ત્રવાડી | ૩૧૦ |
| ૮ | ગીરજાશંકર હીરાલાલ દ્વીવેદી | ૩૫૬ | ૪૧ | નરોત્તમ મગનલાલ સાધુ | ૩૦૯ |
| ૯ | રામશંકર કુબેરદાસ ગોર | ૩૪૭ | ૪૨ | મોતીલાલ સાકળચંદ જાની | ૩૦૮ |
| ૧૦ | બાળકીસ્ન જેશંકર શુકલ | ૩૪૪ | ૪૨ | રતનલાલ તાપીશંકર પંડિત | ૩૦૮ |
| ૧૦ | મુળજીભાઇ મંગળભાઈ પટેલ | ૩૪૪ | ૪૪ | છગનલાલ હરિલાલ ભટ્ટ | ૩૦૭ |
| ૧૨ | પુરશોત્તમ મથુરભાઇ પટેલ | ૩૪૨ | ૪૪ | રતિલાલ દયારામ જોષી | ૩૦૭ |
| ૧૩ | જીવાભાઇ શામળભાઈ પટેલ | ૩૩૮ | ૪૬ | દેવચંદ ગોરધનદાસ શાહ | ૩૦૬ |
| ૧૪ | ભાઇજીભાઈ વનમાળીદાસ પટેલ | ૩૩૬ | ૪૬ | નાહલદાસ પરશોત્તમદાસ સગર | ૩૦૬ |
| ૧૪ | મણીલાલ નથુરામ પંડયા | ૩૩૬ | ૪૮ | ભોગીલાલ મયારામ ભટ્ટ | ૩૦૩ |
| ૧૬ | મગાભાઇ મથુરભાઇ પટેલ | ૩૩૩ | ૪૮ | ધીમતરાય ચીમનલાલ પંડયા | ૩૦૩ |
| ૧૭ | એલીશા હરગોવિંદ ખ્રિસ્તી | ૩૩૨ | ૫૦ | કાસમ નાના મીનાપરા | ૩૦૨ |
| ૧૭ | નટવરલાલ કેશવલાલ ભટ્ટ | ૩૩૨ | ૫૧ | મંગળભાઇ જગાભાઇ કોળી | ૩૦૧ |
| ૧૯ | મણીશંકર ડાહ્યાશંકર ગોર | ૩૨૮ | ૫૨ | બાલાભાઇ હરજીવનદાસ પટેલ | ૩૦૦ |
| ૨૦ | જેઠાલાલ ડાહ્યાલાલ શાહ | ૩૨૬ | ૫૩ | બાપુલાલ શામળભાઇ બ્રહ્મભટ્ટ | ૨૯૯ |
| ૨૦ | નવનીતશંકર ભાઈશંકર ઓઝા | ૩૨૬ | ૫૩ | વ્રજલાલ મફતલાલ દવે | ૨૯૯ |
| ૨૦ | પ્રભુલાલ અમરતલાલ ઠાકર | ૩૨૬ | ૫૫ | અંબાલાલ વનમાળીદાસ વ્યાસ | ૨૯૮ |
| ૨૩ | ચંદ્રસિંહ તખ્તસિંગ વાઘેલા | ૩૨૨ | ૫૫ | હીરાલાલ મહાદેવલાલ રાવળ | ૨૯૮ |
| ૨૩ | નેમેશ્વર મોતીરામ દવે | ૩૨૨ | ૫૭ | અંબાલાલ ફકીરભાઇ પટેલ | ૨૮૭ |
| ૨૩ | પુરશોત્તમ જેઠાભાઇ ખ્રિસ્તી | ૩૨૨ | ૫૭ | યોહાન દાઉદ ખ્રિસ્તી | ૨૮૭ |
| ૨૩ | ઉમીઆશંકર જેઠાલાલ જોષી | ૩૨૨ | ૫૮ | બળદેવ ગણપતરામ મહેતા | ૨૯૬ |
| ૨૭ | કુબેર વિશ્વનાથ ત્રવાડી | ૩૨૧ | ૫૮ | ભાઇલાલ દેવીસંગ બારોટ | ૨૯૬ |
| ૨૭ | પોપટસીંહ ઉમેદસીંહ બીયોલા | ૩૨૧ | ૫૯ | છગાભાઇ નરસીભાઇ પટેલ | ૨૯૬ |
| ૨૯ | ફુલજી સુરજમલ અજબાણી | ૩૨૦ | ૫૯ | મૂળજીભાઇ નાથાલાલ ભટ્ટ | ૨૯૬ |
| ૨૯ | શાંતીલાલ પ્રહ્‍લાદભાઇ પંડયા | ૩૨૦ | ૫૯ | પ્રેમજી ગગજીભાઇ જાલીઆ | ૨૯૬ |
| ૩૧ | જખી બાવા ખ્રિસ્તી | ૩૧૯ | ૫૯ | પ્રતાપસીંગ ગોપાળસીંગ રાણા | ૨૯૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૫ | બબલભાઈ શંકરભાઈ જાની | ૨૯૫ | ૧૦૧ | નાથુસીંગ ગોપાળસીંગ રાઠોડ | ૨૭૬ |
| ૬૫ | ભાઇલાલ ગોકળભાઇ પટેલ | ૨૯૫ | ૧૦૧ | શાંતીલાલ નાથાલાલ શાહ | ૨૭૬ |
| ૬૫ | ચંદુલાલ પુરશોત્તમ પંચાલ | ૨૯૫ | ૧૦૧ | રામજીભાઇ ગીરધરલાલ | ૨૭૬ |
| ૬૮ | ભોગીલાલ હરિશંકર ભટ્ટ | ૨૯૦ | | ભાવસાર | |
| ૬૮ | ચમનલાલ લલ્લુભાઇ મહેતા | ૨૯૦ | ૧૦૬ | ચંદુલાલ મણીલાલ દવે | ૨૭૫ |
| ૬૮ | લાભશંકર ભક્તીરામ પંડયા | ૨૯૦ | ૧૦૬ | કાળુસંગ સરતાણસંગ રેહવર | ૨૭૫ |
| ૭૧ | અંબાલાલ રેવાદાસ પટેલ | ૨૮૯ | ૧૦૬ | શીવલાલ જગશી શાહ | ૨૭૫ |
| ૭૧ | લાભશંકર રણછોડલાલ ભટ્ટ | ૨૮૯ | ૧૦૯ | અમરતલાલ રેવાશંકર દેરાસરી | ૨૭૪ |
| ૭૧ | મગનલાલ જટાશંકર વ્યાસ | ૨૮૯ | ૧૦૯ | નેમજી બેચર સોની | ૨૭૪ |
| ૭૪ | મૂળશંકર નારણ અધ્યારૂ | ૨૮૮ | ૧૧૧ | છગીલ ચુનિલાલ કોઠારી | ૨૭૩ |
| ૭૫ | મણીલાલ વીરચંદદાસ શાહ | ૨૮૬ | ૧૧૧ | જયચંદ રાયચંદ શાહ | ૨૭૩ |
| ૭૬ | હરિલાલ જીવરામ મોચી | ૨૮૫ | ૧૧૧ | પુંજાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૭૩ |
| ૭૬ | શાંતીલાલ શીવલાલ વ્યાસ | ૨૮૫ | ૧૧૪ | જેઠાલાલ વરતારામ ગોર | ૨૭૨ |
| ૭૬ | ઉપેન્દ્ર મહીપતરામ ભટ | ૨૮૫ | ૧૧૪ | નારણ માવજી ઠક્કર | ૨૭૨ |
| ૭૯ | દેવશંકર નાગરલાલ પુરોહિત | ૨૮૩ | ૧૧૬ | મહોબતસીંગ નાથાભાઇ | ૨૭૧ |
| ૭૯ | ખોડાભાઇ અંબારામદાસ પટેલ | ૨૮૩ | | સીસોદીઆ | |
| ૭૯ | મંગળદાસ મણીલાલ શાહ | ૨૮૩ | ૧૧૬ | ઓત્તમભાઇ ભાઇજીભાઇ પટેલ | ૨૭૧ |
| ૮૨ | દામોદર બાપુલાલ મોદી | ૨૮૨ | ૧૧૮ | ચુનીલાલ જીવાભાઇ પટેલ | ૨૭૦ |
| ૮૨ | કાળીદાસ નાનાલાલ ખલાસ | ૨૮૨ | ૧૧૮ | રતિલાલ મણીશંકર મહેતા | ૨૭૦ |
| ૮૨ | સોમલાલ પ્રેમજીભાઇ પટેલ | ૨૮૨ | ૧૧૮ | વિશ્વનાથ ભાઇશંકર દવે | ૨૭૦ |
| ૮૫ | ભગવાનદાસ ડાહ્યાભાઇ શાહ | ૨૮૧ | ૧૨૧ | ગેબ્રીએલ નાથુભાઈ ખ્રિસ્તી | ૨૬૯ |
| ૮૫ | ભાઈલાલ લલ્લુભાઇ પટેલ | ૨૮૧ | ૧૨૨ | મંગળભાઇ જેસંગભાઇ પટેલ | ૨૬૮ |
| ૮૫ | જેસંગભાઇ વજેસંગભાઇ | ૨૮૧ | ૧૨૨ | મનસુખલાલ ગીરજાશંકર જોષી | ૨૬૮ |
| | વાઘેલા | | ૧૨૪ | ગુણવતરાય જાદવરાય ઉપાધ્યાય | ૨૬૭ |
| ૮૮ | કાળુરામ હરનાથ ઓઝા | ૨૮૦ | ૧૨૪ | મકલ્પીએલ જયમલ ખ્રિસ્તી | ૨૬૭ |
| ૮૮ | મણીલાલ મુળચંદ શાહ | ૨૮૦ | ૧૨૪ | રતનસંગ ચકુભાઇ વાઘેલા | ૨૬૭ |
| ૮૮ | મણીલાલ શામળદાસ શાહ | ૨૮૦ | ૧૨૭ | અભેસંગ માધવસંગ ચોહાણ | ૨૬૬ |
| ૮૮ | પુરશોત્તમ સોમનાથ ત્રવાડી | ૨૮૦ | ૧૨૭ | મહમદમીયા ફાતુમીયા શેખ | ૨૬૬ |
| ૮૮ | શાંતીલાલ ભાઇલાલ શાહ | ૨૮૦ | ૧૨૯ | છગીલાલ નાથજી શેઠ | ૨૬૫ |
| ૯૩ | મોહનલાલ ખેતાજી છુંછા | ૨૭૯ | ૧૨૯ | શંકરલાલ ભીખાભાઇ પટેલ | ૨૬૫ |
| ૯૩ | લક્ષ્મીપ્રસાદ અંબારામ [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| ૯૩ | તુળજારામ લીલાધર | | | | |
| ૯૬ | સોમભાઇ દલસુખ | | | | |
| ૯૭ | ધના મેઘા કાળાસુઆ | ૨૭૭ | ૧૩૪ | અમીરામ નારણદાસ સોની | ૨૬૩ |
| ૯૭ | ધરમચંદ નારણદાસ શાહ | ૨૭૭ | ૧૩૪ | આત્મારામ અંબારામ ત્રિવેદી | ૨૬૩ |
| ૯૭ | મણીલાલ નરભેરામ ગોર | ૨૭૭ | ૧૩૪ | લુથર ઝવેર ખ્રિસ્તી | ૨૬૩ |
| ૯૭ | નાથાલાલ કાળીદાસ સુથાર | ૨૭૭ | ૧૩૭ | બબાભાઇ સાંકળચંદ | ૨૬૨ |
| ૧૦૧ | છોટાલાલ પ્રેમચંદ શાહ | ૨૭૬ | | નીકોલવાળા | |
| ૧૦૧ | હરનારાયણ હરગોવિંદ ત્રિવેદી | ૨૭૬ | ૧૩૭ | યોહાન દેસા ખ્રિસ્તી | ૨૬૨ |

| | | |
|---|---|---|
| ૧૩૯ | નરોત્તમ ગોવનજી સંઘવી | ૨૬૧ |
| ૧૪૦ | અંબાલાલ માધવદાસ પટેલ | ૨૫૮ |
| ૧૪૦ | કરસનદાસ જેકીશનદાસ ખાન | ૨૫૮ |
| ૧૪૦ | શાંતીલાલ બેચરદાસ શાહ | ૨૫૮ |
| ૧૪૩ | દામોદર કેશવરામ ઉપાધ્યાય | ૨૫૬ |
| ૧૪૩ | કેદારલાલ વસ્તારામ ત્રવાડી | ૨૫૬ |
| ૧૪૩ | માવજી સુંદર ખ્રિસ્તી | ૨૫૬ |
| ૧૪૩ | નર્મદાશંકર નાથાલાલ ભટ | ૨૫૬ |
| ૧૪૭ | આત્મારામ અંબારામ પટેલ | ૨૫૫ |
| ૧૪૭ | ડાહ્યાલાલ કાળીદાસ ઠાકર | ૨૫૫ |
| ૧૪૭ | ગટોર હીરા સારોળા | ૨૫૫ |
| ૧૪૭ | મોતીલાલ બેચર રાવળ | ૨૫૫ |
| ૧૪૭ | મોતીલાલ નાથાભાઈ પટેલ | ૨૫૫ |
| ૧૪૭ | પ્રલ્હાદભાઇ કેશવલાલ પટેલ | ૨૫૫ |
| ૧૪૭ | રણછોડદાસ સામળદાસ મહેતા | ૨૫૫ |
| ૧૪૭ | શંકરલાલ જોઇતારામ દીક્ષિત | ૨૫૫ |
| ૧૫૫ | કેશવલાલ દામોદરદાસ ભાવસાર | ૨૫૪ |
| ૧૫૫ | કેશુભા નારણસંગજી ચુડાસમા | ૨૫૪ |
| ૧૫૭ | હરગોવિંદ અમથાલાલ બારિટ | ૨૫૩ |
| ૧૫૭ | મણીલાલ કાળીદાસ દ્વીવેદી | ૨૫૩ |
| ૧૫૭ | રામશંકર બકોરભાઇ પંડયા | ૨૫૩ |
| ૧૬૦ | દાદામીયા આજમખાન મલેક | ૨૫૨ |
| ૧૬૦ | જગન્નાથ મગનલાલ વ્યાસ | ૨૫૨ |
| ૧૬૨ | અર્જુનસીંગ મહોબતસીંગ | ૨૫૧ |
| | રહેવર | |
| ૧૬૨ | ડાહ્યાલાલ મોતીલાલ જાની | ૨૫૧ |
| ૧૬૨ | ગંભીરસંગ મુળુભાઇ ચુડાસમા | ૨૫૧ |
| ૧૬૨ | ઇશ્વરલાલ છગનલાલ રાણા | ૨૫૧ |
| ૧૬૨ | લાલશંકર મુળશંકર જોષી | ૨૫૧ |
| ૧૬૨ | માધવલાલ મગનલાલ શાહ | ૨૫૧ |
| ૧૬૨ | પ્રાણનાથ કરમશી પટેલ | ૨૫૧ |
| ૧૬૯ | પોપટલાલ જુનાખીદાસ ચોકશી | ૨૫૦ |
| ૧૬૯ | વાસુદેવ મણીશંકર રાવળ | ૨૫૦ |
| ૧૭૧ | બંસીલાલ શ્રીકૃષ્ણ ભટ્ટ | ૨૪૯ |
| ૧૭૧ | હરિશ્ચંદ્ર લલ્લુભાઇ સુડગર | ૨૪૯ |
| ૧૭૧ | પ્રભાશંકર નારાયણ શુકલ | ૨૪૯ |
| ૧૭૧ | રહીમભાઇ બાદજીભાઇ મેલીમ | ૨૪૯ |
| ૧૭૫ | ગુલામહુસેન ઉમરભાઇ બેલીમ | ૨૪૮ |
| ૧૭૫ | ઇશ્વરલાલ બોધારામ રાવળ | ૨૪૮ |
| ૧૭૫ | કાના અમથા ચોહાણ | ૨૪૮ |
| ૧૭૫ | પાર્વતીશંકર તાપીશંકર દવે | ૨૪૮ |
| ૧૭૯ | અંબારામ લલ્લુભાઇ પટેલ | ૨૪૭ |
| ૧૭૯ | કાળીદાસ નાનાલાલ ખલાસ | ૨૪૭ |
| ૧૭૯ | મોતીલાલ બાપુજી ઉપાધ્યાય | ૨૪૭ |
| ૧૮૨ | શકરાભાઇ નાથાભાઈ પટેલ | ૨૪૬ |
| ૧૮૩ | અંબાલાલ જેઠારામ પંડયા | ૨૪૫ |
| ૧૮૩ | સોમનાથ ભાઇશંકર રાવળ | ૨૪૫ |
| ૧૮૫ | ખોડીદાસ નાથાભાઇ લુહાર | ૨૪૪ |
| ૧૮૫ | મુળસંગ શીવસંગ રાઠોડ | ૨૪૪ |
| ૧૮૫ | સોમભાઇ માધાભાઈ પટેલ | ૨૪૪ |
| ૧૮૮ | શીવસંગ કાનજીભાઇ મહીડા | ૨૪૩ |
| ૧૮૯ | ઇસ્માઇલભાઇ ઇચ્છાભાઇ | ૨૪૧ |
| | મેમણ | |
| ૧૮૯ | નાનજી ભીમજી રાજગોર | ૨૪૧ |
| | રાવઇયા | |
| ૧૮૯ | સુરજલાલ હરિલાલ કલાલ | ૨૪૧ |
| ૧૯૨ | ચીમનલાલ મોહનલાલ પટેલ | ૨૪૦ |
| ૧૯૨ | ગૌરીશંકર રેવાશંકર ગોર | ૨૪૦ |
| ૧૯૨ | મગનલાલ જટાશંકર શુક્લ | ૨૪૦ |
| ૧૯૫ | કાળુ કરસન કુંભાર | ૨૩૯ |
| ૧૯૬ | ચુનીલાલ ખેતસીભાઇ પટેલ | ૨૩૮ |
| ૧૯૬ | હીંમતલાલ મહાશંકર જાની | ૨૩૮ |
| ૧૯૬ | નંદલાલ દુર્લભજી પંડયા | ૨૩૮ |
| ૧૯૬ | નર્મદાશંકર છગનલાલ જાની | ૨૩૮ |
| ૨૦૦ | મહમદમીયા બાપુમીયા શેખ | ૨૩૭ |
| ૨૦૧ | જયશંકર લક્ષ્મીરામ ઉપાધ્યાય | ૨૩૬ |
| ૨૦૧ | કેશરીસીંગ રતનસીંગ ભાટીઆ | ૨૩૬ |
| ૨૦૧ | કેશવલાલ ચુનિલાલ પુરવીઆ | ૨૩૬ |
| | કલાલ | |
| ૨૦૧ | કેશવલાલ ઘેનારામ મહેતા | ૨૩૬ |
| ૨૦૫ | જેશંકર દુર્લભજી પંડયા | ૨૩૫ |
| ૨૦૫ | ઉમીયાશંકર ડાહ્યાલાલ સ્વામીન | ૨૩૫ |
| ૨૦૭ | ડાહ્યાલાલ મોહનલાલ ભાવસાર | ૨૩૪ |
| ૨૦૭ | પ્રલ્હાદભાઇ રઘુરામ જોષી | ૨૩૪ |
| ૨૦૭ | વાડીલાલ મણીલાલ શાહ | ૨૩૪ |
| ૨૧૦ | માધવલાલ જોઇતારામ રાવળ | ૨૩૨ |
| ૨૧૧ | નંદલાલ મુળશંકર મહેતા | ૨૩૧ |
| ૨૧૧ | સેમ્યુલ કેશવભાઇ ખ્રિસ્તી | ૨૩૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧૦ | ભગત કલ્યાણ સથવારા | ૨૩૦ | ૨૩૮ | હીરાભાઈ હાકાભાઇ રાઠોડ | ૨૧૨ |
| ૨૧૩ | મણીશંકર વીઠલદાસ જોષી | ૨૩૦ | ૨૩૯ | ચંદુલાલ ચકુભાઇ મોદી | ૨૧૦ |
| ૨૧૩ | નર્મદાશંકર નરસિંહ દવે | ૨૩૦ | ૨૪૦ | હુસેનભાઇ જલાલભાઇ શેખ | ૨૦૯ |
| ૨૧૩ | મીરસાહેબમીયા અમીરમીયા | | ૨૪૧ | હરભામજી દેવીસંગ ચુડાસમા | ૨૦૮ |
| | સૈયદ | ૨૩૦ | ૨૪૨ | મોતીલાલ લલ્લુભાઇ પટેલ | ૨૦૬ |
| ૨૧૭ | મોહન નાથુ વાળંદ | ૨૨૯ | | | |
| ૨૧૮ | હસન અભરામ માલવત | ૨૨૮ | | ઉર્દુ ગુજરાતી | |
| ૨૧૮ | જેઠાલાલ જીવરામ ભાવસાર | ૨૨૮ | | | |
| ૨૨૦ | નગીનલાલ ચીમનલાલ વ્યાસ | ૨૨૭ | ૧ | મહમદહુસેન ગુલામહુસેન શેખ | ૩૨૦ |
| ૨૨૧ | રમણલાલ મગનદાસ શાહ | ૨૨૫ | ૨ | મજલેસાહેબ અમીનસાહેબ | ૩૦૦ |
| ૨૨૧ | ચનાભાઇ કુબેરદાસ પટેલ | ૨૨૫ | | સૈયદ | |
| ૨૨૩ | હરિપ્રસાદ છોટાલાલ પંડ્યા | ૨૨૪ | ૩ | અબ્દુલમીયા ગુલામહુસેન શેખ | ૨૭૫ |
| ૨૨૩ | રસુલમીયા ફત્તુમીયા શેખ | ૨૨૪ | ૪ | અબ્દુલમીયા હૈદરઅલી સૈયદ | ૨૭૨ |
| ૨૨૩ | રતિલાલ ભાઈચંદ શાહ | ૨૨૪ | ૫ | મહેબુબમીયા આલમમીયા કાઝી | ૨૭૧ |
| ૨૨૩ | શંકરલાલ અંબાલાલ વ્યાસ | ૨૨૪ | ૬ | અબ્દુલમજીદ કુતુબદ્દીન કાઝી | ૨૭૦ |
| ૨૨૭ | હીરાલાલ રામજીભાઇ પટેલ | ૨૨૨ | ૭ | મુસ્તફામીયા અબ્દુમીયા મલેક | ૨૫૪ |
| ૨૨૭ | શીવશંકર રેવાશંકર ત્રિવેદી | ૨૨૨ | ૮ | દાદામીયા ફખરૂદ્દીન અન્સારી | ૨૪૧ |
| ૨૨૯ | જેઠાભાઇ હાથીભાઇ પરમાર | ૨૨૦ | ૯ | ગુલામમહમદ ઇસ્માઇલ શેખ | ૨૩૮ |
| ૨૩૦ | માનશંકર ઇશ્વરલાલ દવે | ૨૧૮ | ૧૦ | અહમદમીયા અબ્દુમીયા મલેક | ૨૨૦ |
| ૨૩૦ | યાકુબ પીટર ખ્રિસ્તી | ૨૧૯ | | | |
| ૨૩૨ | કેશવલાલ અંબારામ ત્રવાડી | ૨૧૮ | | ગુજરાતી ઉર્દુ | |
| ૨૩૩ | લક્ષ્મણ લાલા રબારી | ૨૧૭ | ૧ | હુસેનભાઇ રસુલભાઇ | ૨૮૮ |
| ૨૩૪ | બાબુલાલ મંગળદાસ ભટ્ટ | ૨૧૬ | | બારૈજીઆ | |
| ૨૩૪ | સુનિલાલ સોમચંદ ઝાલીગીર | ૨૧૬ | ૨ | સુલેમાન નાથુભાઇ વ્હોરા | ૨૬૬ |
| | પરી | | ૩ | રસુલખાન દીનમાજખાન | ૨૪૯ |
| ૨૩૬ | કાળીદાસ ત્રીભોવનદાસ પટેલ | ૨૧૪ | | કલ્યાણી | |
| ૨૩૭ | શાંતીલાલ પ્રતાપ ચોમા | ૨૧૩ | ૪ | યાસીનમીયા જલાલમીયા મલેક | ૨૩૬ |

મે ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૮–૧૦–૧૯૨૬ ના હુકમ નં. ૭૮૫૮ ના આધારે

## ( ૨ )

### તા. ૩૦–૯–૧૯૨૬ ના દિવસે પૂરા થતા ત્રિમાસ દરમિઆન પાઠ્ય પુસ્તક યા ઇનામ તરીકે અથવા લાયબ્રેરી માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી.

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | કર્તાનુ નામ | પ્રકટ કર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શાને માટે મંજુરી આપવામા આવી? પાઠ્ય=પાઠ્ય પુસ્તક ઇ=ઇનામનું પુસ્તક લા=લાયબ્રેરીનું પુસ્તક | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | કુમાર ગણિત ભાગ ૧લો (૧ લી આવૃત્તિ) | મેશર્સ ટી. ટી ભોજાણી અને આર પી અનડા | મેસર્સ આર. પી. અનડા અને ટી ટી. ભોજાણી મોચીપોળ મદનગોપાળની હવેલી અમદાવાદ | ૦—૬—૦ | પાઠ્ય પુસ્તક તરીકે | પ્રાથમિક શાળાઓ માટે |
| ૨ | ઇઝ્રાયલનો ઇતિહાસ (૩ જી આવૃત્તિ) | મેશર્સ એમ એમ પોટા અને વી આર છાયા, | મિ એમ સી. કોઠારી કાપડીપોળ, વડોદરા | ૧—૮—૦ | ,, | માધ્યમિક શાળાઓ માટે |
| ૩ | બાળ વિહાર (૧ લી આવૃત્તિ) | મિ ઇશ્વરલાલ વિમાવાળા | ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાપીઠ, સુરત | ૦—૧૨—૦ | ઇનામ તરીકે | પ્રાથમિક શાળાઓ માટે |
| ૪ | બીરબલનો બુધ્ધ (૧ લી આવૃત્તિ) | ,, | ,, | ૦—૮—૦ | ,, | ,, |
| ૫ | મુકુલ (૧ લી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | ,, |
| ૬ | ટોલ્સ્ટોયની ત્રણ વાર્તાઓ (૨જી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાર્તાઓ (૧ લી આવૃત્તિ) | મિ બી પી શાહ | મિ. ભાઇચંદ પી શાહ હેડમાસ્તર તાલુકા સ્કૂલ ડભોડા, (મહીકાંઠા) | ૦—૬—૦ (ઘટાડેલી કિંમત) | પાઠ્ય પુસ્તક તરીકે | પ્રાથમિક શાળાઓ માટે |
| ૮ | સદ્‌બોધ વાર્તાવલિ ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | મિ. નારાયણ હેમચંદ્ર | મિ જીવણલાલ અ મહેતા પીરમશા રોડ, અમદાવાદ | ૦—૫—૦ | ઇનામ તરીકે | ,, |
| ૯ | એજન ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ,, | ,, ,, | ૦—૫—૦ | ,, | ,, |
| ૧૦ | અમારી બીજી વાર્તાઓ (૧૯૨૫ની આવૃત્તિ) | સુમતિ એન એ પટેલ અને મિ એન આઇ પટેલ | મિ આર એન. પટેલ એડિટર "બાલજીવન" બાજવાડા, વડોદરા | ૦—૮—૦ | ,, | ,, |
| ૧૧ | આનંદ ધારા ભાગ ૨ જો (૧૯૨૫ની આવૃત્તિ) | મિ આર એન પટેલ | ,, ,, | ૦—૮—૦ | ,, | ,, |
| ૧૨ | ચાર વર્ષનું બાળક (૧ લી આવૃત્તિ) | પુતળીબાઈ કાબરાજી અને મિ કે સી. દેસાઇ | મિ જીવણલાલ અ મહેતા, પીરમશા રોડ, અમદાવાદ | ૨—૦—૦ | લાયબ્રેરી માટે | ,, |
| ૧૩ | પાંચમા વર્ષનું બાળક (૧ લી આવૃત્તિ) | ,, ,, | ,, ,, | ૧—૮—૦ | ,, | ,, |
| ૧૪ | મૈત્રેયી (૧લી આવૃત્તિ) | મિ એચ આર જાની | મિ હરનારાયણ આર. જાની, નવા દરવાજા, અમદાવાદ | ૦—૧૨—૦ | ,, | કન્યાઓ માટેની માધ્યમિક શાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રે કૉલેજો માટે |
| ૧૫ | બાળવીર (૧લી આવૃત્તિ) | મિ એચ. એ દેસાઇ | મિ. એચ એ દેસાઇ સ્કાઉટ માસ્તર, અમદાવાદ | ૦—૮—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૬ | ભૂપૃષ્ઠ વિચાર (૨ જી આવૃત્તિ) | મિ. કે. એન. જોષી | મિ. એમ. સી. કોઠારી, કાપડીપોળ, રાવપુરા, વડોદરા | ૦-૧૨-૦ | લાયબ્રેરી માટે | ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૧૭ | ધરતીકંપ | મિ. જી. એન. પટેલ | મિ. જી. એન. પટેલ, મામાની ગલી, વડોદરા | ૦—૧-૦ | ,, | માધ્યમિકશાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૧૮ | વિજળી અને ગર્જના | ,, | ,, | ૦—૧-૦ | ,, | ,, |
| ૧૯ | શાળાપયોગી ઇંગ્લંડનો ઇતિહાસ પુસ્તક બીજું (૧ લી આવૃત્તિ) | મિ. એમ. પી. આચાર્ય | મિ. પોપટલાલ મગનલાલ ગજરાવાળા, રીચી-રોડ, અમદાવાદ | ૧—૪-૦ | પાઠ્ય પુસ્તક તરીકે | માધ્યમિક શાળાઓ માટે |
| ૨૦ | ઇંગ્લંડનો પ્રાથમિક ઇતિહાસ ભાગ ૨જો (૧ લી આવૃત્તિ) | મિ. સી. સી. મહેતા | મંગળદાસ હરકીશનદાસ બુકસેલર્સ, સુરત. | ૦—૮-૦ | ,, | ,, |
| ૨૧ | સંક્ષિપ્ત મહાભારત (૧ લી આવૃત્તિ) | મિ. આર. યુ. પંડ્યા | મિ. જીવણલાલ અ. મહેતા, પીરમશા રોડ, અમદાવાદ | ૪—૮-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |
| ૨૨ | સંસ્કૃત સાહિત્યની કથાઓ ભાગ ૧ લો (૧ લી આવૃત્તિ) | મિ. એન. એન. શાહ | ,, ,, | ૧-૧૨-૦ | ,, | ,, |
| ૨૩ | દેશ દર્શન (૧લી આવૃત્તિ) | કુમારી સુમિત્રા દયાળજી મહેતા | ,, ,, | ૩—૦-૦ | લાયબ્રેરી માટે | ,, |
| ૨૪ | કરપુર મંજરી (૧ લી આવૃત્તિ) | મિ. ડી. બી. રાવળ | ,, ,, | ૦—૮-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | માધ્યમિકશાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨૫ | ભૂગોળાવલ્રી ભાગ ૨જો (કન્યાશાળાઓ માટે) (૧ લી આવૃત્તિ) | મિ. એ. એમ દિવાનજી | મિ. એ. એમ. દિવાનજી પર્સનલ-આસિ ટુ. ધી એ ઇ.એન ડી, અમદાવાદ | ૦—૬-૦ | પાઠ્ય પુસ્તક તરીકે | પ્રાથમિક કન્યાશાળાઓ માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬ | ખેતીવાડીની પાઠમાળા ભાગ ૧લો (૧લીઆવૃત્તિ) | મિ. ડી. સા. અંજારીઆ | મિ. ડી.સી. અંજારીઆ ફતેઅલી હાઉસ, લીમડી, | ૦—૮—૦ | આનુષંગિક વાચન માળા | ખેતીવાડીના ઐચ્છિક વર્ગો માટે |
| ૨૭ | સદુપદેશ (૧લી આવૃત્તિ) | મિ. આર. સી. દિવાન | બાબુભાઇ કરસનદાસ એન્ડ સન્સ, સુરત, | ૦—૧૦—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | માધ્યમિક શાળાઓમાટે |
| ૨૮ | માણસ સ્વભાવ અને બાળઉછેર (૧લીઆવૃત્તિ) | મિ. એચ.જી અંજારીઆ | મિ. એમ સી. કોઠારી કાપડીપોળ, રાવપુરા, વડોદરા. | ૧—૬—૦ કાગળનું પૂઠું ૧—૮—૦ કપડાનું પૂઠું | લાયબ્રેરી માટે | માધ્યમિકશાળાઓઅને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨૯ | વીર શિવાજી (૧ લી આવૃત્તિ) | મિ. એમ. એન મહેતા | ” ” | ૦—૧૪—૦ કાગળનું પૂઠું ૧—૦—૦ કપડાનું પૂઠું | ઇનામ અને લાયબ્રેરી માટે | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |
| ૩૦ | ભાલણ (૧લી આવૃત્તિ) | મિ. આર સી. મોદી | ” ” | ૦—૧૫—૦ કાગળનું પૂઠું ૧—૦—૦ કપડાનું પૂઠું | ” | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક શાળાઓમાટે |
| ૩૧ | દયારામ (૧લી આવૃત્તિ) | મિ જે. ડી. મોદી | ” ” | ૦—૧૦—૦ કાગળનું પૂઠું ૦—૧૧—૦ કપડાનું પૂઠું | ” | ” |
| ૩૨ | બ્રિટિશ રાષ્ટ્રિય સંસ્થાઓ (૧લી આવૃત્તિ) | મિ. એચ એમ. ભટ્ટ | ” ” | ૦—૧૨—૦ કાગળનું પૂઠું ૦—૧૩—૦ કપડાનું પૂઠું | લાયબ્રેરી માટે | ” |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૩ | હિન્દુસ્તાનની સંસ્કૃતિ (૧ લી આવૃત્તિ) | મિ. એમ. એમ. પોટા | ,, ,, | ૧–૧૪–૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૩૪ | હિન્દુસ્તાનમાં ક્ષયરોગ (૧ લી આવૃત્તિ) | મિ. એમ. સી. પરીખ | મિ. એમ. સી કોઠારી કાપડીપોળ, રાવપુરા, વડોદરા. | ૧—૦–૦ | લાયબ્રેરી માટે | માધ્યમિકશાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૩૫ | સૃષ્ટિની બાળાવસ્થા (૧ લી આવૃત્તિ) | મિ. કે. એન. જોષી | ,, ,, | ૧—૨–૦ | ,, | ,, |
| ૩૬ | પ્રેમાનંદ (૧લી આવૃત્તિ) | મિ. ડી. એન. મહેતા | ,, ,, | ૦–૧૨–૦ કાગળનું પૂઠું ૧—૦–૦ કપડાનું પૂઠું | ઇનામ અને લાયબ્રેરી માટે | ,, |
| ૩૭ | નેપોલિયન બોનાપાર્ટ ભાગ ૧લો (૧૯૨૪ની આવૃત્તિ) | મિ. છ. એમ. શાહ | ,, ,, | ૨–૧૨–૦ | લાયબ્રેરી માટે | ,, |
| ૩૮ | ,, ,, ભાગ ૨જો (૧૯૨૪ની આવૃત્તિ) | ,, ,, | ,, ,, | ૨–૧૦–૦ | ,, | ,, |
| ૩૯ | મલ્લવિદ્યા (૧લીઆવૃત્તિ) | મિ. બી. એચ. જ્યેષ્ઠી | ,, ,, | ૧—૦–૦ | ,, | ,, |
| ૪૦ | પ્રાચીન હિન્દમાની કેળવણી (૧ લી આવૃત્તિ) | મિ. બી. બી. મહેતા | ,, ,, | ૦–૧૩–૦ | ,, | ,, |
| ૪૧ | જીંદગીનો વિમો (૨ જી આવૃત્તિ) | મિ. ડી. જે. ઓઝા | ,, ,, | ૦–૧૪–૦ | ,, | માધ્યમિક શાળાઓ માટે |
| ૪૨ | ગીરધર (૧લી આવૃત્તિ) | મિ. જે. ડી. મોદી | ,, ,, | ૦–૧૩–૦ કાગળનું પૂઠું ૦–૧૪–૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | માધ્યમિકશાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૩ | શાળા અને શિક્ષણ પદ્ધતિ (૧ લી આવૃત્તિ) | મિ સી એમ દેસાઈ | ,, ,, | કપડાનું પૂઠું ૦-૧૫-૦ | લાયબ્રેરી માટે | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૪૪ | આલ્કનો અદ્ભુત પ્રવાસ (૨ જી આવૃત્તિ) | મિ જે પી જોશીપુરા | ,, ,, | ૧—૪-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | ,, |
| ૪૫ | હવા અને પાણી (૧ લી આવૃત્તિ) | મિ એમ પી મ્હેરી | ,, , | ૦—૬-૦ | ,, | ,, |
| ૪૬ | સહકાર્ય અને રાષ્ટ્રીય જીવન (૧ લી આવૃત્તિ) | મિ એ કે પટેલ | ,, ,, | ૦-૧૩-૦ | લાયબ્રેરી માટે | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક શાળાઓ માટે |
| ૪૭ | આગ પૃથ્વી (૧ લી આવૃત્તિ) | મિ એમ એમ પરીખ | , ,, | ૦—૬-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૪૮ | રસાયન પ્રવેશ (૧ લી આવૃત્તિ) | મિ એચ એમ દવે | , , | ૦—૬-૦ | લાયબ્રેરી માટે | ,, |
| ૪૯ | પાર્લામેન્ટ (૧ લી આવૃત્તિ) | મિ એચ બી બુચ | ,, ,, | ૧—૨-૦ | ,, | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક શાળાઓ માટે |
| ૫૦ | મીરાબાઈ (૧ લી આવૃત્તિ) | મિ બી એન, મહેતા | મિ એમ ગી કોઠારી કાપડીપોળ, રાવપુરા, વડોદરા | ૦-૧૦-૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | ટ્રેનિંગ કૉલેજો અને માધ્યમિક શાળાઓ માટે |
| ૫૧ | પાણીના પરાક્રમ ભાગ ૧લો (૧લી આવૃત્તિ) | મિ કે એન જોશી | , ,, | ૦—૬-૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૫૨ | ,, ,, ભાગ ૨જો (૧લી આવૃત્તિ) | ,, | ,, ,, | ૦—૬-૦ | ,, | ,, |
| ૫૩ | ઉત્સર્ગ તંત્ર (૧ લી આવૃત્તિ) | મિ સી એમ દવે | ,, ,, | ૦—૬-૦ | લાયબ્રેરી માટે | ,, |



Telegrams, " Balls, Poona "

**SATHE'S**

# BRITISH SPORTS AGENCY,

Sadashiv Peth, **POONA CITY.**

## FOOT BALLS ( Complete with lace & bladder. )

| | | | |
|---|---|---|---|
| **No 6** | | each | Rs 9, 10-8, 12 |
| **No 5** | English Mcgregor | " | Rs 18, 20 |
| " | Mcgregor Pattern | " | Rs. 9, 10-8, 12 |
| " | 8 Pannel | , | Rs 4, 5-8, 6-8, 8 |

## BLADDERS.

| | | | |
|---|---|---|---|
| **No 6** | | each | Rs 2, 2-8, 3 |
| **No 5** | Extra Thick Black | , | Rs. 1-12, 2-4, 2-8 |
| " | Noseam | , | Rs 1-8, 2, 2-8 |
| " | Cheap | | Rs. 1-4 |
| **No 4 & No 3** | Respectively | | Rs 1-4, 1-8 & 1-0 1-4 |

## INFLATORS.

| | | |
|---|---|---|
| English Make ( Brass Made ) | each | Rs 3-4 4-8, 5-8 |
| German or country Make | | Rs 1-4, 2 3 |

( Whistles Laces, Awls etc at reasonable prices )

## CRICKET.

| | | |
|---|---|---|
| **Bats** ( Full size ) | each | Rs 3 4-8, 6, 10 |
| No 6 | | Rs 2-8 3 4-8, 6 |
| No 5 | | Rs 2-4 2-8 3-8, 5 |
| **Balls** ( Cork or Leather ) | " | Rs 1, 1-4 to 4 |

## 1927 TENNIS BALLS.

| | | |
|---|---|---|
| *Wisden's Standard "* | | *Per doz Rs 14-* |
| **Used Tennis Balls** | , | Rs. 4, 6, 8 |

( CORRESPONDENCE IN ENGLISH OR MARATHI )

કમીશનમાં વધારો કમીશનમાં વધારો.

# દસ્કત શિક્ષક કોપિબુકો

**કોપિની પહેલ કાઢનાર અમો છીએ, બીજાઓએ પછી નકલ કીધી છે.**

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમા તૈયાર છે

**કેળવણીખાતાના મે. ડિરેકટર સાહેબે મુંબઈ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળમાં ચલાવવાને મંજુર કરી છે.**

દરેક નંબરની કિંમત અઢી આના રાખી છે.

૨૫૦ તથા તેથી વધુ કોપિ ખરીદનારને સેંકડે (૨૦) ટકા કમિશન ઉપરાંત પૅકિંગ અને રેલ્વે ખર્ચ આપવામા આવશે ૧૦૦૦ કોપી લેશે તો ખર્ચ સાથે (૨૫) ટકા મળશે પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનની આગળનું ખર્ચ આપવામા આવશે નહિ દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી ૧ થી ૮ નંબરની, દરેક બોક્સમા એકજ જાતની દા ૬ કિંમત રૂ. ૦ાા નક્કી [હાલ માલ નથી]

**મળવાનું ઠેકાણું--આદરજી કાવસજી માસ્તર**

**ઠે. નં. ૨૮–૩૦ ધોબીતલાવ–મુંબઈ.**

---

## જાહેરખબર.

શિક્ષકો તેમજ શિષ્ય વર્ગમા પ્રિય થઈ પડેલા પ્રશ્નોરૂપે બાળોપયોગી સરળ

સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો

| સૃષ્ટિજ્ઞાન | ધો. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| કિંમત | ૦–૨–૦ | ૦–૧–૦ | ૦–૩–૦ | ૦–૩–૦ | ૦–૪–૦ | ૦–૪–૦ | ૦–૫–૬ |

પ્રશ્નો–ભરતખંડનો સરળ ઇતિહાસ

| ધો ૫ | ૬ | |
|---|---|---|
| ૦–૩–૦ | ૦–૪–૦ | કમિશન ૩૩ ટકા મુજબ |

વાચનમાળાના પાઠ તથા કવિતાના અર્થ કમિશન ટકા ૫૦ મુજબ—

| ધો ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|
| ૦–૪–૦ | ૦–૪–૦ | ૦–૬–૦ | ૦–૮–૦ |

આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે કમિશન ભરપુર આપવામા આવશે

લખો –મણિલાલ મૂળજીભાઇ ઉપાધ્યાય બુકસેલર મુ૦ પેટલાદ

કિંમત રૂ. ૦-૧૨-૦.

# આરોગ્યશાસ્ત્રનાં મૂળતત્ત્વો.

( કન્યાઓ માટે )

કર્તા,

મેજર હચિસન, આય. એમ. એસ.

પ્રસિદ્ધકર્તા,

મૅકમિલન અને કંપનિ, લિમિટેડ.

આ પુસ્તકમાં મુંબઈ ઇલાકામાં કન્યાશાળાઓ માટે સરકારે નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે 'આરોગ્યશાસ્ત્ર'નાં મૂળતત્ત્વો સરળ રીતે ચિત્ર સાથે સમજાવ્યાં છે. શરીરના જુદા જુદા અવયવો એક એક સાથે કેવી રીતે જોડાએલા છે ને તે શાં કામ કરે છે, હાડકાં, હૃદય, રક્તસ, સ્નાયુ, બરડાની કરોડ અને જ્ઞાનતન્તુ, શ્વાસ લેવાના ને પાચન કરવાના અવયવો, એ બધા કેવી રીતે પોતાનું કામ કરે છે તે બધું બહુ સારી રીતે સમજાવ્યું છે. હવા, પાણી, ખોરાક—એની આવશ્યકતા—સ્વચ્છતા, વસ્ત્ર, ચેપી રોગ, અકસ્માત, તે વખતે કેવા ઉપાય લેવા, તેમજ બાળકોને કેવી રીતે ઉછેરવા અને માંદા માણસની કેવી રીતે માવજત કરવી, એ બધી બાબતો આરોગ્યશાસ્ત્રને લગતી છે, તેનું વિવેચન ઘણી સરળતાથી કરવામાં આવ્યું છે.

---

Hygiene for Girls By Major Hutchison, I M S, As 12

મૅકમિલન ઍન્ડ કંપનિ લિમિટેડ, મુંબઈ.

# નવો સંદેશો

## મુંબઈ ઇલાકાની ભૂગોળ કર્ત્તા, પ્રિતમરાય વ્રજરાય દેસાઈ ૦-૫-૦
### ટેકસ્ટ બુક તરીકે મંજુરઃ

રંગીન મુંબઈ ઇલાકાના નકશા સાથે ચોથા ધોરણના અભ્યાસ માટે *નવી પદ્ધતિ સર હિંદુસ્થાનનું સામાન્ય વર્ણન સાથે તૈયાર કરવામા આવી* છે ઉપરાત જૂદા જૂદા નકશાઓ અને તેના અભ્યાસની પુરતી માહીતી આપવામા આવી છે નકશાઓ નીચે મુજબના અભ્યાસની પુરતી માહીતી આપનારા છે-ભૂતળ, જાન્યુઆરિ-જૂલાઈના ઉષ્ણતામાન, વરસાદ, વસ્તી, વહેપાર માર્ગ, મધ્યવિભાગ, દક્ષિણવિભાગ, સિંધ, હિંદુસ્થાનની ભૂરચના, ગુજરાત પ્રાત.

## ગુજરાત પ્રાંતની ભૂગોળ કર્ત્તા વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ ૦-૪-૦
### ખાતા તરફથી મંજુરઃ

સાદી અને સરળ ભાષામા ધોરણના અભ્યાસ મુજબ લખેલી છે સાથે ગુજરાત પ્રાંતનો રંગીન નકશો પણ છે અને તે ઉપરાત-પાચે જિલ્લાના નકશાઓ તથા કાઠીઆવાડ પાલનપુર એજન્સિનો ઇલાયદો નકશો પણ છે.

### આના ગુજરાતી કોપી કિં. ૦-૧-૬ ટેકસ્ટ બુક તરીકે મંજુર.
### આંક અને તેનો ઉપયોગ. ખાતા તરફથી મંજુર છે.

ચીત્રો સાથે સુખ ગણિતનો પુરો વિષય સમજાવવામા આવે છે અને સરળ દાખલાઓ પણ આપવામા આવ્યા છે આકનો અભ્યાસ ઘણીજ સરળતાથી કરી શકયા છે. મજબુત પુઠા સામે ગ્લેજ કાગળમાં છાપેલો છે.

કમિશન પુરતું આપવામાં આવે છે.

સ્કૂલના ઉપયોગની ટેક્સ્ટ બુકો, એકસર સાઈઝ નોટો, ડ્રોઇંગ બુકો રબર, રંગીન પેનોની ડબીઓ, ફૂટપટીઓ વગેરે સઘળી ચીજો અમો વી પાથી મોકલી શું લખો.—

ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો, અમદાવાદ.
રીગીટો ? નપોળના સામે.

# શ્રી ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ.

અમરચરિત્ર ભાગ ૧-૨-૩-૪ ... ૧૬-૦
સરસ્વતીચંદ્ર ભાગ ૧-૨-૩-૪ ... ૧૨-૧૨
સતીધર્મ પતિસેવા ભા. ૧-૨ ૫-૮
પતિવ્રતા સતીઓ (સચિત્ર) ... ૩-૮
પકવાન્ન પોથી અથવા પાકશાસ્ત્ર (વેજીટેરીઅન) ... ૩-૦
વેતરવા તથા સીવવાની કળા. ૨-૦
ગુંથણ કળા ભાગ ૨ જો તથા ૩ જો ... ૫-૦
ઝાંસીની રાણી ... ૩-૦
ગુજરાતની જુની વાર્તા... ૩-૦
પૃથુરાજ ચૌહાણ અને યાદમરદાસ ... ૩-૦
સતીમંડળ ભા. ૧-૨... ૭-૦
શ્રીરત્ન ગીતા ... ... ૧-૮
શ્રી હિત શિક્ષક ... ૪-૦
વનિતા વિનોદ ... ૨-૮
કુસુમાવતી ... ... ૧-૧૨
અરેબીયન નાઇટસ ... ૧૦-૦
કરણઘેલો ... ... ૨-૮
નવલગ્રંથ ભા ૧-૨ .. ૪-૦
મણી અને મોહન ... ૨-૮
વર્માની વિવિધ વાતો (સચિત્ર) ... ૨-૦
કાવ્ય માધુર્ય ... ... ૨-૮
પંચીકરણ .. ... ૨-૦
નીલમ માણેક ભા ૧ થી ૮ ૧૨-૦
મેઘદૂત ... ... ૩-૦
હિન્દુસ્તાનની તીર્થ યાત્રા ૭-૦
ભર્તૃહરી નાટક (સચિત્ર). ૨-૮
કૈલાસ માન સરોવર ... ૨-૮
મધુ રાણી .. ... ૩-૮
પ્રમાદધનની પ્રભુતા (સચિત્ર) ... ૪-૮
નીલમ માણેકની સંતતિ ભાગ ૧ થી ૮ ... ૪-૮
ચક્રવર્તી હમીર ... ૩-૮
વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ ... ૧૬-૦
ભારત લોકકથા ભાગ ૧ થી ૧૦ .. ૧૮-૦
વીર અને વીરપૂજા ... ૩-૮
વિવિધ સુખાભાસ ... ૩-૦
ભીષ્મ ચરિત્ર ભાગ ૧-૨. ૬-૦
વહેમી વનિતા ... ૨-૮
મોહબત કે મુરવત (સચિત્ર) .. ૫-૦
કેનાપીના કેશરાર .. ૪-૦
શ્રીમતિ વિજયા .. ૩-૦
મણીકાન્ત કાવ્યમાળા ... ૩-૦
મોતીમીની ... .. ૨-૮
સતી ત્રિવેણી .. ... ૧-૮
દુ:ખીના દિલાસો ભાગ ૧ થી ૮ ... ૬-૦
ગુલીસ્તાનનુ ગુલ ... ૫-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ, પબ્લીશર્સ, એન્ડ કમિશન એજન્ટ્સ,
[illegible] મુંબઈ.

## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે; નહિ સંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ—વરસે એકનો રૂ. ૧–૮–૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦; છુટક અંકના રૂા. ૦–૨–૬;(ટપાલ ખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માંગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઆર્ડર-કુપનપર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાનાં લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ. ૩૦, |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ. ૩૦) | રૂ. ૨૦) |
| એક માસ | રૂ. | રૂ. ૧૫) | રૂ. ૧૦) |

ખાસ નોંધ:—નાણું અગાઉથીજ લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ.

તંત્રી.

# तुलसीकृत रामायण

ઉત્તમ ગુજરાતી ભાષાંતર, સર્વ કોઈ વાંચી શકે તે માટે દોહા-ચો-
પણ અક્ષર ગુજરાતી અને મોટા, વળી આર્ટપેપર પર છપાવેલાં અને
મોટે ભાગે નવાં એવાં કુલ ૪૦ સુંદર-બોધપ્રદ ચિત્રો, સુંદર
છપાઈ, સ્વદેશી કાગળ, સ્વદેશી શાહી, સ્વદેશી કપડું, સુમારે
૧૩૦૦ પૃષ્ઠ, ૬॥×૧૦નું કદ તથા પાકાં પૂઠાં સાથે મૂલ્ય
રૂ. ૬) રેશમી પૂઠું ૬।; પણ પોષ સુધી ૦॥ કમી.

દરેક ચિત્રમાંનાં દરેક માણસ-પ્રાણી-ઝાડ-પાન સર્વને જૂદાં ચિત્ર
માનીને કોઈ ધારે, તો ચિત્રસંખ્યા બસોને માટે ૫૦૦૦ પણ લખી શકે!!
આ ખાતાની આ રામાયણ નીકળી જાણ્યાનાં બીજી પણ બે ત્રણ પુ-
રાયણોએ સસ્તી બનવા તરફી લીધી છે; માટે તે પણ આની સાથે
સરખાવી જોજો; અને છપાઈ, સફાઈ, બંધાઈ, અક્ષર, ભાષાંતર, ચિત્રો,
કાગળ વગેરે જેમાં વધુ ઠીક જણાય તેજ લેશો. કેટલાક વેચન-
તો એવા કે ઉતરતી વસ્તુમાં કમીશન વધુ હોય તો, તો
તેનેજ બહુજ વખાણે, માટે તેથી ભૂલા પડવું નહિ.